[શ્રી ઝવેરચંદ મેઘાણીના કાવ્યસંગ્રહોમાંથી ચૂંટેલાં કાવ્યપુષ્પોનો સંચય]

: સંપાદક :

ડૉ. ઈશ્વરલાલ ર. દવે,

એમ. એ., પીએચ. ડી

પ્રાધ્યાપક અને અધ્યક્ષ,

ગુજરાતી ભાષા–સાહિત્ય ભવન,

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ.



સૌરાષ્ટ્ર યુનિવર્સિટી,

રા જ કો ટ

# આમુખ

પૂ. મોટાએ શ્રી હરિ ૐ આશ્રમ તરફથી સૌરાષ્ટ્ર યુનિવર્સિટીને શ્રી મેઘાણી સ્મારક ગ્રંથમાળા પ્રસિદ્ધ કરવા માટે દાન આપ્યું છે. આ ગ્રંથમાળાના પ્રથમ પુષ્પ તરીકે શ્રી ઝવેરચંદ મેઘાણીનાં કાવ્યોનો સંચય **'મહેકયો કસુંબીનો રંગ'** પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. પૂ. મોટાએ અને શ્રી હરિૐ આશ્રમે આ સાંસ્કૃતિક કાર્યમાં જે સહાય આપી છે, તે માટે સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તરફથી પૂ. મોટા તથા શ્રી હરિ ૐ આશ્રમનો હું હાર્દિક આભાર માનું છું. પ્રસ્તુત કાવ્યસંચય અંગે શ્રી મહેન્દ્રભાઇ મેઘાણી તથા શ્રી જયંતભાઇ મેઘાણીએ સંમતિ આપીને યુનિવર્સિટી પ્રત્યે જે સૌજન્ય દાખવ્યું છે તે માટે એમના પણ અમે આભારી છીએ.

શ્રી. મેઘાણીના કાવ્યસંગ્રહોમાંથી ચૂંટેલાં કાવ્યસુમનો ગૂંથીને આ સંચય ડૉ. ઇશ્વરલાલ ર. દવેએ તૈયાર કર્યો છે, તેમજ મેઘાણીની કવિતા વિશે અભ્યાસીઓને ઉપયોગી થાય તેવી સામગ્રી ઉપોદ્ઘાત તથા વિવરણમાં આપી છે. તેમના આ સંપાદનને હું આનંદપૂર્વક આવકારું છું. શ્રી મેઘાણી વિશેના અન્ય ગ્રંથો–શ્રી મેઘાણીના જીવન-ચરિત્રનું સંપાદન, શ્રી મેઘાણીની સાહિત્ય–સાધના વિશેની આલોચના, શ્રી મેઘાણીના તંત્રી–લેખોનું સંપાદન વગેરે તૈયાર કરવાની તેમની યોજના છે, તે પણ યથાર્થ રૂપમાં સિદ્ધ થાય એવી મારી શુભેચ્છા છે.

શ્રી ઝવેરચંદ મેઘાણીની ગણના સમુચિત રીતે 'રાષ્ટ્રીય શાયર' તરીકે થાય છે. એ લોકલાડીલા કવિનો પ્રભાવ આપણા લોકસમુદાય પર હંમેશા રહ્યો છે. મને યાદ છે કે 'રવીન્દ્રવીણા'નાં કાવ્યો એમણે એ કાવ્યસંગ્રહની પ્રસિધ્ધિના અરસામાં અમદાવાદમાં એલ. ડી. આર્ટ્સ કોલેજના ખંડમાં ગાયાં ત્યારે સારોયે શ્રોતાસમુદાય મંત્રમુગ્ધ

જયંતભાઈ મેઘાણીનો પણ આભાર માનું છું. આ સમગ્ર યોજનાનું આયોજન કરનાર તથા યોજનાના સંચાલન માટે યોજનાદાન આપનાર પૂ. શ્રી મોટા તથા શ્રી હરિ ૐ આશ્રમનો ઋણ-સ્વીકાર કરતાં, તેમની યોજનાને ચરિતાર્થ કરવા માટે આ યુનિવર્સિટી નિષ્ઠાપૂર્વક પ્રયત્નશીલ રહેશે તેની હું ખાત્રી આપું છું.

સાહિત્યરસિકો તથા વિદ્યાર્થીઓને આ સંપાદન ઘણું ઉપયોગી બનશે એવી મને શ્રદ્ધા છે. શ્રી ઝવેરચંદ મેઘાણીની કવિતામાં તેમ એમની સર્વ સાહિત્યરચનાઓમાં 'કસુંબીના રંગ'ની મહેક છે, તેનો સ્પર્શ આપણા સંસ્કારજીવનને વધુ સમૃધ્ધ બનાવશે, તેવી મારી આંતર પ્રતીતિ છે.

તા. ૭-૩-૭૪

વા. સ. દેસાઇ
કુલસચિવ
સૌરાષ્ટ્ર યુનિવર્સિટી

# નિવેદન

કસુંબલ રંગની કવિતાના સર્જક શ્રી ઝવેરચંદ મેઘાણીના કાવ્ય-સંગ્રહોમાંથી ચૂંટેલાં કાવ્યપુષ્પોનો આ સંચય **'મહેક્યો કસુંબીનો રંગ'** રજૂ કરતાં આનંદ થાય છે. શ્રી મેઘાણીના સાત કાવ્ય-સંગ્રહોમાં બધાં મળીને કુલ ૨૭૦ કાવ્યો છે; તેમાંથી આ સંચયમાં ૫૯ કાવ્યો રસ, કક્ષા, પ્રકાર, પ્રતિનિધિત્વ આદિનો ખ્યાલ રાખીને સમાવિષ્ટ કર્યાં છે. 'કસુંબીનો રંગ' એ કાવ્ય મેઘાણીની કવિતામાં બીજરૂપે છે. 'કસુંબીનો રંગ'ના બીજમાંથી સર્જાયેલી ભાવસૃષ્ટિનું દર્શન મેઘાણીની સમગ્ર કવિતામાં કેવી રીતે થાય છે, તે દર્શાવવાનો અહીં પ્રયત્ન છે. પ્રારંભે ઉપોદ્ઘાતમાં, સૌરાષ્ટ્રના અર્વાચીન સાહિત્ય-કારોમાં સૌથી વધુ ગજું કરનાર તથા સૌરાષ્ટ્રની મધ્યકાલીન સંસ્કૃતિના યુગસત્વને સાચવી લેનાર શ્રી મેઘાણીના જીવનના માનવતાલક્ષી અભિ-ગમ પ્રત્યે અને વિશેષતઃ તેમના કવનના વિશિષ્ટ ઉન્મેષો પ્રત્યે નિર્દેશ કરવાનું ઉદ્દિષ્ટ છે. વિવરણમાં પ્રત્યેક કાવ્ય વિશે કેટલીક નોંધ આપ-વામાં આવી છે, તેમાં આવશ્યકતા જણાઈ તે પ્રમાણે રસદર્શન, ટીકા, ટિપ્પણ, રહસ્યદર્શન, કાવ્ય સમજવા માટેની કોઈ આવશ્યક ભૂમિકા કે માહિતી, ગુણ કે મર્યાદાનું સૂચન વગેરે સામગ્રી આપવામાં આવી છે. અહીં કાવ્યના આસ્વાદ અને અભ્યાસમાં કિંચિત્ સહાય રૂપ થવાનો આશય માત્ર છે.

સંપાદનની આ પ્રવૃત્તિ દરમિયાન શ્રી મેઘાણીભાઈનો મમતાભર્યો ચહેરો નજર સામે અવારનવાર તરવરતો રહ્યો છે. શામળદાસ કૉલેજના થીએટર હૉલમાં એમના બુલંદ કંઠે ગજાવેલાં ગીતોના પડછંદા જાણે હજી સંભળાયા કરે છે. શામળદાસ કૉલેજની હૉસ્ટેલના પટાંગણમાં એમણે યુવાનોની મોટી મેદનીને કાવ્યસંગીતના જાદુથી વશ કરી હતી, તે દૃશ્ય હજી હમણાં જ જોયું હોય એમ લાગે છે. મારું પહેલું

વિવેચન શ્રી ચુનીલાલ મડિયાના પ્રથમ નવલિકાસંગ્રહ 'ઘૂઘવતાં પૂર'
વિશે શ્રી મેઘાણીભાઈનાં સૂચન અને માર્ગદર્શન નીચે 'ફૂલછાબ'ના
સાહિત્ય-પૃષ્ઠ માટે લખાયું અને મારા માટે વિવેચનની એક દિશા
એમણે સૂઝાડી.

અહીં જે કાવ્યો પસંદ કરવામાં આવ્યાં છે, તેમાં કવિ અને
કાવ્યમર્મવિદ્-મેઘાણી અને ટાગોર એ બંને જેમને કંઠસ્થ તેમજ
હૃદયસ્થ છે એવા-સન્મિત્ર શ્રી મકરંદભાઈ દવે તરફથી ઉત્સાહપૂર્ણ
દિગ્દર્શન મળ્યું છે. કયાં કાવ્યોને કઈ દૃષ્ટિએ અને શા માટે પસંદ
કરવા તે માટે શ્રી મકરંદભાઈ સાથે ચર્ચા-વિચારણા કર્યા બાદ, કાવ્યની
પસંદગીની રસભરી મૂંઝવણમાંથી માર્ગ સાંપડ્યો છે. આ માટે શ્રી
મકરંદભાઈનો ખૂબ જ આભારી છું.

આ કાવ્યસંચય તૈયાર કરવામાં શ્રી મહેન્દ્રભાઈ મેઘાણીએ તથા
શ્રી જયંતભાઈ મેઘાણીએ સૌજન્ય અને સદ્ભાવથી મને સંમતિ
આપી છે તેમજ સહૃદયતાથી સહકાર આપ્યો છે, તે માટે એમનો
અત્યંત આભારી છું.

પૂ. મોટાએ શ્રી હરિ ૐ આશ્રમ તરફથી સૌરાષ્ટ્ર યુનિવર્સિટીને
દાન આપીને શ્રી મેઘાણી ગ્રંથમાળાની પ્રસિદ્ધિ અર્થે યોજના ઘડી,
તે હવે સાકાર થાય છે. યશ એમની પ્રેરણાને છે. શ્રી મેઘાણી ગ્રંથ-
માળાનું આ પ્રથમ પુષ્પ છે. આના અનુગામી પુષ્પ તરીકે શ્રી કપિલ-
ભાઈ ઠક્કર અને શ્રી સુશીલે લખેલા 'શ્રી ઝવેરચંદ મેઘાણીનું જીવન-
ચરિત્ર'નું સંપાદન આપવાનું વિચારાયું છે. આ સંપાદન હાલમાં હું
કરી રહ્યો છું. તે પછી 'શ્રી ઝવેરચંદ મેઘાણી : એક અધ્યયન' એવો
અભ્યાસગ્રંથ પણ આપવાનું વિચાર્યું છે. તદુપરાંત 'ફૂલછાબ'માંના
શ્રી મેઘાણીના લાક્ષણિક તંત્રીલેખોનો એક સંચય ('અવાજ સૌરાષ્ટ્રનો,
કલમ મેઘાણીની') પણ તૈયાર કરવાનું વિચાર્યું છે. સૌરાષ્ટ્ર યુનિ-
વર્સિટીએ શ્રી અમૃતલાલ દલપતભાઈ શેઠ પત્રકારિત્વ ભવન શરૂ કર્યું

છે. તેમાં પત્રકારિત્વના અભ્યાસક્રમમાં તંત્રીલેખના વિષયમાં પણ આવા સંચયની આવશ્યકતા જણાઈ છે. સૌરાષ્ટ્રનું સાહિત્યરંગી પત્રકારિત્વ ઘડવાનું તેમજ સમગ્ર ગુજરાતના પત્રકારિત્વમાં નવીન રંગ લાવવાનું કાર્ય સાધનાર શ્રી મેઘાણીના તંત્રીલેખોના સંચયની પુસ્તકાકારે પ્રસિદ્ધિ હજી સુધી થઈ નથી. આ કાર્ય પણ શ્રી મેઘાણીભાઈના કેટલાક સહકાર્યકરોની સહાયથી હાથ ધરવાનું વિચાર્યું છે. પ્રસ્તુત કાવ્યસંચય કરતી વેળા પણ 'ફૂલછાબ'ના વર્તમાન તંત્રીશ્રી હિંમતભાઈ પારેખ, 'ફૂલછાબ'ના ભૂતપૂર્વ તંત્રીશ્રી જયમલ્લભાઈ પરમાર તથા શ્રી મેઘાણીભાઈના નિકટના સાથી શ્રી બાબુભાઈ વૈદ્ય સાથે પ્રસંગોપાત્ત થયેલી વાતોમાંથી કેટલોક અણસાર મળ્યો છે અને જાણ્યેઅજાણ્યે મન પર તેની છાપ અંકિત થઈ હોય તેવો સંભવ છે.

આ પુસ્તકનો આમુખ લખીને પ્રોત્સાહન આપવા માટે તેમજ પુસ્તકના પ્રકાશન અંગે ત્વરિત નિર્ણય લઈને, સમુચિત પ્રબંધ કરવા માટે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના આદરણીય કુલપતિશ્રી જે. બી. સેન્ડિલ સાહેબનો હું અત્યંત ઋણી છું.

આ ગ્રંથની પ્રેસ–કોપી તૈયાર કરવામાં તથા પ્રુફ–વાચનના કાર્યમાં સહાયરૂપ થવા માટે તેમજ જરૂરી સૂચનો કરવા માટે પ્રા. શ્રી જયકૃષ્ણ પંડ્યાનો હું ઘણો આભારી છું. ગુજરાતી ભાષા–સાહિત્ય ભવનના એમ. એ.ના વિદ્યાર્થી મિત્ર શ્રી. વિનોદભાઈ દવેએ પણ પ્રેસ–કોપી તૈયાર કરવામાં સહાય કરી છે; તેમનો પણ આભારી છું. અભ્યાસ–સૂચિ અંગે સહાય કરવા માટે પ્રા. શ્રી નરેશભાઈ વેદનો આભારી છું.

તા. ૭–૩–૭૪

**ડો. ઇશ્વરલાલ ર. દવે**
પ્રાધ્યાપક અને અધ્યક્ષ,
ગુજરાતી ભાષા–સાહિત્ય ભવન,
સૌરાષ્ટ્ર યુનિવર્સિટી,

# ડૉ. ઇશ્વરલાલ ર. દવેનાં અન્ય પુસ્તકો

## ( વિવેચન – સંશોધન – સંપાદન )

* કવિ ન્હાનાલાલનાં ભાવપ્રધાન નાટકો : એક અધ્યયન.
* દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ : એમની સૌરાષ્ટ્રી ભાષા, સાહિત્ય-પરંપરા અને સંસ્કાર–પ્રણાલિ.
* ગાંધી–દર્શન.
* ટૂંકી વાર્તા : શિલ્પ અને સર્જન.
* ગુજરાતી સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ (ભાગ ૧–૨)
* સાહિત્ય–ગોષ્ઠિ (વિવેચન–સંગ્રહ).
* કવિ કાન્ત (પરિચય–પુસ્તિકા).
* ભારતીય સાહિત્ય–મીમાંસા (ખંડ પહેલો).
* ૧૯૫૯ની સાહિત્ય સમીક્ષા (ગુજરાતી સાહિત્ય સભા તરફથી પ્રગટ થતી વાર્ષિક સમીક્ષા).
* સુદામાચરિત (પ્રેમાનંદ કૃત) (સહસંપાદન) (ડૉ. ચિમનલાલ ત્રિવેદી સાથે).
* ચન્દ્રહાસ આખ્યાન (પ્રેમાનંદ કૃત) (સહસંપાદન) (પ્રા. રમેશ મ. શુકલ સાથે).
* કુંવરબાઈનું મામેરું (પ્રેમાનંદ કૃત) (સહસંપાદન) (પ્રા રમેશ મ. શુકલ સાથે).
* ગાંધી–પરિસંવાદનું આયોજન (શ્રી આર. અચ્યુતનના પુસ્તકનો અનુવાદ).
* કવિ બોટાદકર (પરિચય–પુસ્તિકા).
* આદિ કવિની આર્ષ વાણી (નરસિંહ મહેતાની તત્ત્વદર્શી કવિતા) (સંપાદન).
* શ્રી ડોલરરાય માંકડ : વ્યક્તિ અને વાઙ્મય (પરિચયાત્મક પુસ્તિકા).

# અનુક્રમ

# ઉપોદ્‌ઘાત

## કસુંબલ રંગના કવિ
## શ્રી ઝવેરચંદ મેઘાણી

**સૌ**રાષ્ટ્રના અર્વાચીન સાહિત્યકારોમાં સૌથી વધુ ગજું કર્યું હોય તો શ્રી ઝવેરચંદ મેઘાણીએ કર્યું છે. સૌરાષ્ટ્રની મધ્યકાલીન સંસ્કૃતિની સંધ્યા પૂરી થવા આવી, એવે વખતે ઇશ્વરે મેઘાણીને મોકલ્યા. શા માટે મોકલ્યા ? 'સોના નાવડી'માં કાલ–દેવતા આવીને વ્યક્તિકાર્યનું સત્ત્વ સંઘરી લે છે. પછી પેલી વ્યક્તિ તો એના નાના ખેતરને શેઢે એકલી રહી જાય છે. એવી રીતે મધ્યકાલીન સંસ્કૃતિનું યુગ–સત્ત્વ સાચવી લેવા, એને અક્ષરબદ્ધ કરવા કાલદેવતાએ જે સોના નાવડી સૌરાષ્ટ્રને આપી તે આ સારસ્વત વિભૂતિ હતી. સૌરાષ્ટ્રમાં સરસ્વતીને અવતરવું હોય અને પુરુષરૂપે અવતરવું હોય તો એની પાસે મેઘાણી પર પસંદગી ઉતારવાનો એકમાત્ર વિકલ્પ હતો.

### રસહીન લખવાની અશક્તિ

મેઘાણી કહેતા કે મારા કુલસંસ્કાર સારસ્વતના નથી. એમણે કહ્યું છે: "રે પાયામાં જોઉં તો કશો જ નક્કર કુલસંસ્કાર રક્તસંસ્કાર નથી જડતો. જડે છે ફક્ત આ શેત્રુંજી, સાતલ્લી અને શેલ સમી નદીઓનાં નીરસમીરણ મારફતનાં થોડાં નિસર્ગલાલન; પણ એટલેથી થોડું આ માનવજીવનનું લાકડું ઘાટમાં આવે છે ! બહુ અણઘડ્યું રહી ગયું, મોટો દુમેળ મચી ગયો, ખેર !" પરંતુ આ આત્મનિવેદનમાં રહેલ નમ્રતા કે આભિજાત્ય એ જ મોટામાં મોટો કુલસંસ્કાર છે. જ્યારે થોડીક સાહિત્યપ્રસિદ્ધિ મેળવનાર સાહિત્યકાર પણ છાતી ફૂલાવીને

ચાલવા માંડે છે અને 'હું પહોળી ને શેરી સાંકડી'ની મનોદશામાં રત રહે છે, ત્યારે મેઘાણી તો નમ્રતા અને આભિજાત્યની સાક્ષાત્ મૂર્તિ હતા. પ્રજાનો આ લાડીલો સાહિત્યકાર પોતાની વાર્તા કંપોઝ કરનાર કંપોઝીટરના અભિપ્રાયને પણ લક્ષમાં લે. પત્રકાર તરીકે નીડર, પણ કોઇ મુલાકાતીને વ્યકિતગત રીતે માઠું ન લાગે એની સતત ખેવના. મીઠાશ એમની, માનવતા એમની. આ કુલ-સંસ્કાર ન હોય અને સોરઠની ધરતીના સંસ્કાર હોય કે વ્યકિતગત સંપત્તિ હોય તો પણ એ ઘણી મોટી સિદ્ધિ છે. સારસ્વત સંસ્કાર વારસામાં નહોતા, તોપણ જાણે ગળથૂથીમાં જ શીખીને આવ્યા હોય એવી રસાત્મક અને જોમભરી એમની વાણી હતી. મેઘાણી એક વાકય લખે કે એક પંકિત લખે, તે સંઘેડા-ઉતાર જ હોય. હા, એક બાબતમાં તે અશકિતમાન હતા. વાચકને રસ ન પડે તેવું લખવાની એમની અશકિત પૂરી હતી. માથું દુઃખાડે એવું સાહિત્ય લખતાં એમને ફાવતું નહોતું. રસાત્મક વાણીનો પ્રવાહ વહ્યા કરે એવી મેઘાણીની કલમ હતી. એ વાર્તા લખે, કવિતા લખે, પત્ર લખે કે અખબારી અહેવાલ લખે-બધું જીવંત અને રસાત્મક બનાવીને આવે. શુષ્ક લખાણ પ્રજાને માથે મારવાની શકિત પ્રભુએ એમને અર્પી નહોતી. કોઇ કુશળ તીરંદાજ ધારે તોપણ એનું નિશાન ખાલી ન જાય, એવી એમની અશકિત હતી. રસ-સિદ્ધિના રહસ્યની એક ચાવી પણ એમણે આપી છેઃ 'સૌ પહેલી અપેક્ષા છે આત્મપ્રસન્નતાની. હજારો લોકો તો એ વાંચવા પામે ત્યારે ખરા, વાંચીને સારું માઠું જે કંઇ એ ધારે તે ખરું, તમને પોતાને એ કૃતિના કર્તાને, અત્યારે આ ઘડીએ, એ કૃતિ પ્રસન્ન કરે છે ખરી ? આરસીમાં મોઢું જોઇને મલકાતા હો, એવા છૂપા નિજાનંદે તમે તમારી એ સરજતને નિહાળીને હલી ઊઠો છો ?' ('ગુજરાતી સાહિત્ય પરિષદ'--૧૬મું સંમેલન-પૃ. ૧૦૨)

## અસાધારણ લોકપ્રિયતા

સાહિત્યકાર–કવિ–લોકસાહિત્યકાર તરીકે મેઘાણીને જે લોકપ્રિયતા સાંપડી તે પણ અસાધારણ હતી. ચારણોની પરિષદ્ વેળા ચારણ વિદ્વાનો વચ્ચે ચારણી સાહિત્ય અને લોકસાહિત્ય વિશે એમણે જે અખંડ વાગ્ધારા વહાવી, તેથી સૌ મંત્રમુગ્ધ થઇ ગયા. પ્રમુખ ચારણ વિદ્વાને એમની લાક્ષણિક રીતે કહ્યું કે, 'આ હળાહળ કળિ-યુગ આવ્યો છે. નહીં તો એક વાણિયાનો દીકરો ચારણી સાહિત્યની ધારા વહાવે, અને કલાકો સુધી ચારણના દીકરા મૂંગા મંતર થઇ સાંભળી રહે ખરા?' દેવીપુત્ર ચારણો સરસ્વતીપુત્ર ગણાય છે; અને આવા સરસ્વતી પુત્રો વચ્ચે એમની જ વિદ્યામાં પારંગત થઇને એક વણિક-પુત્ર સભાને ધ્યાનલીન કરી નાખે, તે મેઘાણીની જીવનસિદ્ધિ હતી. માત્ર ચારણો જ નહીં પરંતુ વિદ્યાર્થીઓ, યુવકો, ગ્રામજનો, શહેરી જનો, શિક્ષિત–અશિક્ષિત, ગમે તે પ્રકારનો શ્રોતાવર્ગ હોય, મેદનીને ડોલાવવાનું કામ મેઘાણીનું. એમનું જ ગાયેલું એક લોકગીત યાદ આવે: 'જેમ ઝળુંએ મોરલીને માથે નાગ જો, ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો'. મોરલીને માથે નાગ ઝળુંએ તેમ લોકમેદની મેઘાણીની વાણી પર વારી જાય. મુંબઇ યુનિવર્સિટીનાં વ્યાખ્યાનો વેળા એમનો શ્રોતાસમુદાય યુનિવર્સિટીના વિશાળ હોલમાં પણ સમાયો નહોતો. આટલો મોટો શ્રોતાસમુદાય યુનિવર્સિટીના કોઇ વક્તાને ભાગ્યે જ સાંપડ્યો હશે.

## મોરલાનો અષાઢીલો કંઠ

'યાચના' નામના કાવ્યમાં મેઘાણીએ એક ઝંખના વ્યક્ત કરી છે:

"મોરલા હો! મુંને થોડી ઘડી
તારો આપ અષાઢીલો કંઠ;

ખોવાયેલી વાદળીને
છેલ્લી વાર સાદ પાડી લઉં."

મેઘાણીની આ માગણી પહેલેથી જ વિધાતાને ત્યાં મંજૂર થઈ ચૂકી હતી. આષાઢીલા કંઠનું અને પ્રાસાદિક, સંવેદનશીલ વાણીનું ઈશ્વરે એમને વરદાન આપ્યું હતું. મેઘાણીની વાણી સાંભળનારને કળાયેલ મોર યાદ આવ્યા વિના નહીં રહે. 'નવી વર્ષા'માં કવિએ ગાયું છે:

"મોર બની થનગાટ કરે.

મન મોર બની થનગાટ કરે.

ઘનઘોર ઝરે ચહું ઓર, મારું મન મોર બની થનગાટ કરે."

મેઘાણીની સાહિત્યકળા પણ જેનું મન મોર બની થનગાટ કરે, એવા કવિનું સર્જન હતી.

[ ૨ ]

'પહાડોનું બાળક'

સૌરાષ્ટ્રના પ્રદેશનો પૂરો પરિચય મળે તેવી પરિસ્થિતિ શ્રી મેઘાણી માટે નિર્માઈ હતી. એમનો જન્મ ઝાલાવાડમાં આવેલા ચોટીલા ગામમાં પોલીસ થાણામાં થયો હતો. ચોટીલાને એમણે 'કંકુવરણી પાંચાલ ભોમનું કલેજું" કહ્યું છે. મેઘાણીના પિતાશ્રીનું નામ કાલિદાસ મેઘાણી હતું. મેઘાણીના જન્મ સમયે કાલિદાસ મેઘાણી ચોટીલામાં પોલીસ જમાદાર તરીકે એજન્સીની નોકરીમાં હતા. મેઘાણીનાં માતુશ્રીનું નામ ધોળીબા હતું. મેઘાણીનો જન્મ ૧૭મી ઓગસ્ટ, ૧૮૯૬ને રોજ (સંવત ૧૯૫૩ની શ્રાવણ વદ પાંચમે) થયો હતો. પિતાની બદલી એજન્સીનાં ગામોમાં જુદાં જુદાં થાણામાં વારંવાર થયા કરતી, તેથી મેઘાણીનો બાલ્યકાળ સૌરાષ્ટ્રના જુદા જુદા

વિસ્તારોમાં વીત્યો હતો. 'હું પહાડોનું બાળક છું' એમ મેઘાણીએ કહ્યું છે. ડુંગરાળ પ્રદેશના વિસ્તારોમાં નાનપણથી જ એમને પરિભ્રમણ કરવું પડે તેવી પરિસ્થિતિ હતી. એમનું મૂળ વતન ભાયાણીનું બગસરા. ચોક, દાઠા, ચમારડી, લાખાપાદર, રાજકોટ, પાળિયાદ, વઢવાણ કેમ્પ, અમરેલી વગેરે ઘણાં સ્થળોમાં ફરવાનું થયું. આવાં જુદાં જુદાં સ્થળોમાં અને ખાસ કરીને રાજકોટમાં એમણે પ્રાથમિક શિક્ષણ લીધું. હાઇસ્કૂલનું શિક્ષણ એમણે અમરેલીમાં મેળવ્યું હતું. હાઇસ્કૂલમાં હતા ત્યારે 'કલાપી'નાં કાવ્યો દર્દપૂર્વક ગાતા તેથી સહાધ્યાયીઓએ 'વિલાપી'નું તખલ્લુસ આપ્યું. કોલેજનું શિક્ષણ એમણે ભાવનગરની શામળદાસ કોલેજમાં અને થોડો વખત જૂનાગઢની બહાઉદ્દીન કોલેજમાં મેળવ્યું. કોલેજકાળ દરમિયાન શામળદાસ કોલેજના મેગેઝીનમાં એમણે લોકસાહિત્ય વિશે એક લેખ લખ્યો હતો. કોલેજ કાળમાં 'જયા-જયંત'નું એક દૃશ્ય ભજવવામાં એમણે અભિનેતા બનીને સાથ આપ્યો હતો.

## બાલપણના અનુભવોનું કલ્પના-રસાયણ

નાનપણમાં સૌરાષ્ટ્રના વિવિધ વિસ્તારોમાં પરિભ્રમણ કરવાનું થયું. અને બાલપણના આ બધા અનુભવો એમની સ્મૃતિમાં ઝડપાઇ ગયા છે. સંવેદનશીલ બાળકની પાસે કેટલીક વાર એક વિશિષ્ટ પ્રકારનો કેમેરા ચિત્તમાં રહ્યો હોય છે. જે કોઇ બનાવ જુએ તેની છાપ ચિત્ત પર છપાઇ જાય. આવી અનેક છાપ ચિત્તમાં સંઘરાઇ હોય છે. મોટપણમાં સર્જક જ્યારે કથાસૃષ્ટિ કે કાવ્ય-સૃષ્ટિનું નિર્માણ કરે છે ત્યારે પેલા જ અનુભવોની ચિત્તમાં રહેલી છબીઓ ફરીવાર નજર સામે તાદૃશ રૂપમાં દેખાય છે. સર્જક કેટલીક વાર બાલપણનાં આ સંવેદનો-અનુભવોને કલ્પના-રસાયણથી રસતો રહે છે, અને જયારે સમયનો પરિપાક થાય કે કલ્પનાસૃષ્ટિમાં એ

રસાયણ તૈયાર થઇ જાય ત્યારે એ સર્જનાત્મક રૂપે આવિર્ભાવ પામે છે. મેઘાણીના 'સોરઠ, તારાં વહેતાં પાણી'માં જ નહીં, એમની બધી જ સાહિત્યસૃષ્ટિમાં બાલપણનાં આ પરિભ્રમણ, અનુભવો, સંવેદનો વગેરેએ ઘણી સામગ્રી પૂરી પાડી છે. મેઘાણીને બગસરા અને હડાળાના દરબારશ્રી વાજસુરવાળાનો પરિચય થયો તે એમની સાહિત્યિક શક્તિઓ માટે પ્રેરક બન્યો.

## 'સૌરાષ્ટ્ર' સાથેનો જીવનભરનો સંબંધ

**ભા**વનગરની શામળદાસ કોલેજમાં અભ્યાસ કરીને બી.એ. થયા પછી તેઓ કલકત્તા ગયા અને ત્યાં જીવણલાલ કંપનીમાં નોકરી સ્વીકારી. આ કંપનીના કામ અંગે તેઓ ૧૯૧૯માં ઇંગ્લેન્ડના પ્રવાસે ગયા હતા. આ કંપનીમાં આર્થિક ઉત્કર્ષની તકો ઊજળી હતી, તોપણ વતનના સાદને તેમ સાહિત્યજીવનના સાદને ઝીલીને ૧૯૨૧માં તેઓ કલકત્તાથી પાછા ફર્યા. ૧૯૨૨માં તેઓ રાણપુરમાં શ્રી અમૃતલાલ શેઠે શરુ કરેલા રાષ્ટ્રીય ભાવનાના સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'ના તંત્રીમંડળમાં જોડાયા. 'ચોરાનો પોકાર' નામનો લેખ એમણે શ્રી અમૃતલાલ શેઠને 'સૌરાષ્ટ્ર'માં પ્રસિદ્ધ કરવા મોકલેલો, ત્યારથી એમની સાહિત્યિક શક્તની પિછાન થઇ ગયેલી. ૧૯૨૨થી મેઘાણીના પત્રકારિત્વના કાર્ય સાથે સાહિત્યસર્જનનો પ્રવાહ અવિરત વહેવા લાગ્યો. 'સૌરાષ્ટ્ર'ના પત્રકારિત્વમાં સાહિત્યનો રંગ એમણે ઉમેર્યો, એટલું જ નહીં, કાયમને માટે એ રંગ સૌરાષ્ટ્ર અને ગુજરાતના પત્રકારિત્વને લાગી ગયો. 'સૌરાષ્ટ્ર'ના પત્રકારિત્વ સાથે એમનો જીવનભરનો સંબંધ રહ્યો. એમણે પહેલું લગ્ન જેતપુરનાં શ્રી દમયંતીબહેન સાથે કર્યું હતું. સત્યાગ્રહના આંદોલન વેળા તેઓ રાષ્ટ્રીય શાયર તરીકે લોકચાહના પામ્યા. એમનાં સાહિત્ય અને કલમના જોરે પ્રજામાં જે જુસ્સો બલવત્તર બનતો હતો તે જોઇને, મેઘાણીએ બર-

વાળામાં ભાષણ કર્યું ન હતું તો પણ જોષાણીનું ભાષણ મેઘાણીને નામે ચડાવીને સરકારે એમની ધરપકડ કરી. ધંધુકા અદાલતમાં એમની સામે મુકદ્દમો ચાલ્યો ત્યારે કોઇ જાતનો બચાવ ન કરતાં એમણે 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ'નું કાવ્ય ગાયું અને મેજીસ્ટ્રેટ-ની આંખમાંથી પણ આંસુ સર્યાં. સરકાર એમને ગમે તેમ કરી કારાવાસમાં ધકેલવા માગતી હતી, તેથી સજા તો થઇ જ. જેલમાંથી પાછા ફર્યાં પછી એમના અંગત જીવનમાં એક આઘાતજનક બનાવ બન્યો. ૧૯૩૩માં એમનાં પત્ની શ્રી દમયંતીબહેને આત્મહત્યા કરી. એ સમયની વેદના 'બાળુડાંને' નામના કાવ્યમાં આલેખાઇ છે. એ વખતે મેઘાણી બોટાદમાં રહેતા હતા. બોટાદથી રાણપુર દરરોજ આવ-જા કરતા હતા. આ બનાવ પછી, શ્રી અમૃતલાલ શેઠે તેમને મુંબઇ બોલાવી લીધા. 'જન્મભૂમિ'ના સાહિત્ય-વિભાગનું કાર્ય એમને સોંપ્યું. ૧૯૩૪માં નેપાળનાં શ્રી ચિત્રાદેવી સાથે એમણે બીજું લગ્ન કર્યું. ૧૯૩૬માં રાણપુરના સાપ્તાહિક 'ફૂલછાબ'ને બંધ કરવાનો વખત આવ્યો ત્યારે મેઘાણીએ 'ફૂલછાબ'નું સુકાન સંભાળ્યું. "નવાં કલેવર ધરો, હંસલા !" એ કાવ્ય નૂતન અવતાર પામેલા 'ફૂલછાબ'ના પ્રથમ અંકનાં પ્રથમ પાને ચમક્યું. મેઘાણીએ 'ફૂલછાબ'માં પોતાનો પ્રાણ સીંચીને એને એક ઉત્તમ કોટિનું સાપ્તાહિક બનાવ્યું. ૧૯૪૫માં તેઓ 'ફૂલછાબ'માંથી નિવૃત્ત થયા. ૧૯૪૬માં ગુજરાત સાહિત્ય પરિષદના રાજકોટ અધિવેશનમાં એમણે સાહિત્યવિભાગના અધ્યક્ષનું સ્થાન સંભાળ્યું. ૧૯૪૭માં એમનું છેલ્લું પ્રકાશન 'સોરઠી સંતવાણી' છપાતું હતું ત્યારે; ૮મી માર્ચ ૧૯૪૭ના રોજ બોટાદમાં પ્રાથમિક શિક્ષકોના સંઘ આગળ 'એને આદર્શનાં મેણાં મારશો મા' નું ભાષણ કર્યા પછી બીજા દિવસે-૯મી માર્ચ ૧૯૪૭ની રાત્રે હૃદયરોગના હુમલાથી એમનું અવસાન થયું. જીવનનું એમનું છેલ્લું કાર્ય, રાત્રે ગાયને નીરણ કરવાનું હતું, તે કેટલું બધું સૂચક હતું !

## વાંકડિયા જુલ્ફાં અને લીંબુની ફાડ જેવી આંખો

મેઘાણીનું વ્યક્તિત્વ વિશિષ્ટ પ્રકારનું હતું. એમના વાંકડિયાં જુલ્ફાં, એમની લીંબુની ફાડ જેવી મોટી અને પારેવા જેવી લાલ આંખો, મરદની ચાલ, 'મારે છોગલાને છાંયે ચાલી આવ' એવી લોકગીતની પંક્તિ ગાઈ શકાય તેવો સાફો પણ કોઈવાર બાંધ્યો હોય–ગામડાના કાઠી દરબાર કે કાંટિયાવરણ જેવો પહેરવેશ, એમનો લોકમેદની ગજવતો બુલંદ કંઠ–આવા પ્રતાપી અને પ્રભાવશાળી વ્યક્તિત્વ છતાં એમના હૃદયમાં તો મુલાયમ ભાવ સભર હતા. શરૂઆતમાં અજાણ્યા માણસને એમના વ્યક્તિત્વનો તાપ લાગે, પણ એમની સહૃદયતા અને માનવતા જોઈને, માણસનું હૃદય આપોઆપ એમની પાસે ઉઘડવા માંડે. એમના પરિચયમાં આવનારને એમની લાગણીની કોમળતાનો હૃદ્ય અનુભવ થાય, જે જીવનભર માણસ ન ભૂલી શકે. સ્વભાવમાં ઘણી જ નમ્રતા. ઘણા મોટા સાહિત્યકાર હોવા છતાં કોઈ જાતનું અભિમાન એમનામાં પ્રવેશ્યું નહોતું. ગાંધીજીએ એમને 'રાષ્ટ્રીય શાયર' તરીકે બિરદાવ્યા, પણ ગાંધીજીની બહુ જ થોડી મુલાકાતો એમણે લીધેલી. ટાગોરે એમને મળવા માટે પાંચ મિનિટ સમય કાઢેલો, પણ મેઘાણી સાથે સાહિત્યગોષ્ઠિમાં બે કલાક નીકળી ગયાં, તોયે હજી મુલાકાત લંબાય એવી ટાગોરની ઇચ્છા હતી. શાન્તિનિકેતન ટાગોરના આમંત્રણથી ગયેલા. ત્યાં લોકસાહિત્ય વિશે વ્યાખ્યાનો આપ્યાં પણ ટાગોર એ વખતે પથારીવશ હતા. તેથી એમને જરા પણ ખલેલ ન પડે તે માટે ટાગોરને મળવાનું બંધ રાખેલું, માત્ર ટાગોરના નિવાસ દ્વારે આંટો મારીને પાછા આવતા રહેતા.

## આદિથી અંત સુધી માનવતાનું દષ્ટિબિન્દુ

વ્યક્તિ તરીકે તેમ સાહિત્યકાર તરીકે મેઘાણીની મોટી સિદ્ધિ માનવતાના દષ્ટિબિન્દુની છે. કોઈ પણ પ્રસંગ, પાત્ર કે વસ્તુને એ

માનવતાની દૃષ્ટિએ મૂલવે છે. આથી, માનવહૃદયની લાગણીનો ધબકાર એ બરાબર સમજે છે. દીકરો (બાલ-મેઘાણી) શહેરની નિશાળે ભણવા જતો હતો ત્યારે ફોજદાર પિતાએ ઓળખીતા-પાળખીતાને ભેગાં કરી, મિજબાની આપી. એમાં જે દૂધપાક પીરસાયો તેનું દૂધ પોલીસના માણસોએ ગામમાં ઘરેઘરનાં બોઘરણાં ખાલી કરાવીને ભેગું કરેલું. એટલે ગામનાં નાનાં છોકરાંને ય પીવા માટે ટીપું દૂધ ન રહ્યું. હુંકારભરી રીતે પોલીસના માણસે આ વાત મિજબાનીમાં કરી અને આ છોકરાએ દૂધનું ટીપું જીભ પર ન અડાડ્યું. એ વખતે એને સમાજવાદની શી ગતાગમ હોય? એનામાં જે માનવતા સભર હતી એણે જ એને હૈયાસૂઝ આપી કે આ દૂધપાક આપણાથી ન ખોટાય. પિતાશ્રીને એમ કે છોકરો ઘરથી દૂર જવાનો છે, માટે રડે છે, પણ વાત હતી નાનાં છોકરાંઓનાં મોંઢાંમાંથી ઝૂંટવેલાં દૂધની. પહેલેથી છેલ્લે લગી વાત આ માનવતા-વાદી દૃષ્ટિબિન્દુની જ હતી. મેઘાણીની પત્રકાર તરીકેની કારકિર્દીનું એ છેલ્લું વર્ષ હતું. રાણપુરના એક ડોક્ટરે, રસ્તામાં મૂર્છિત થઈ પડેલા માણસની સારસંભાળ ન લીધી. એ વખતે એમનો મિજાજ ભભૂકી ઊઠેલો. એનું પણ આ જ કારણ હતું. પેલાં કિશોરનાં આંસુ હતાં અને આ પ્રૌઢ પુરુષનો સાહજિક ક્રોધ હતો. તો પણ એનું ઊગમસ્થાન એક જ હતું: માનવતા! ડોક્ટર ભલે દલીલ કરે કે મારું 'ડીસ્પેન્સરી' છે, 'હોસ્પીટલ' નથી. કાયદા કે તંત્રના નિયમો ગમે તે હોય, ડોક્ટર મરવા પડેલા માણસની સંભાળ ન લે તો ડોક્ટર શાનો? માનવતાની ભાવનાને લઈને જ એમનો આત્મા અન્યાય જોઈને ત્રાસી ઊઠતો. બસનો કંડક્ટર કોઈ ઉજળિયાત વર્ણની કોલેજિયન યુવતીને માટે વગર બસસ્ટોપે બસ ઊભી રાખે, અને કોઈ મેલીઘેલી વૃદ્ધ ગામડિયણને અનેક કાકલૂદીઓ છતાં ન ચડવા દે, ત્યારે એમનાથી બાંયો ચડાવ્યા વિના રહી શકાતું નહીં.

## માનવતાએ પ્રેરેલું પવિત્ર અસત્ય

**આ** માનવતાનું દૃષ્ટિબિન્દુ એમને કોઈવાર અસત્ય બોલવા પણ પ્રેરે છે. માનવતા અને અસત્ય ? હા, એ બેનો સુમેળ કોઈવાર થઈ જાય છે. કુટુંબના કોઈ દૂરના સગા કે વેવાઈના વેવાઈ જેવા સગાએ એમને આગ્રહપૂર્વક જમવા બોલાવ્યા. ભલા માણસથી સંકોચવશ ના કહેવાઈ નહીં. જમવા ગયા અને જોયું તો પેલાને ત્યાં ચારેય ખૂણા સરખા જેવી દીનહીન સ્થિતિ. પેલાએ લાપસી પીરસી અને ઘી પીરસવા જાય છે. ત્યાં મેઘાણીભાઈએ કહ્યું કે, 'ના ભાઈ, મારાથી ઘી નહીં ખવાય; મને ડૉક્ટરે ઘી ખાવાની ના પાડી છે.' કોઈ ડૉક્ટરે કદી એમને ઘી ખાવાની ના પાડી નહોતી, પણ માનવતાએ પ્રેરેલી સરસ્વતીએ આવીને સૂઝાડી દીધું. મેઘાણી માટે લાપસીના જમણનું ઘી એટલે પેલા માણસને બિચારાને મહિના આખાનું 'અન્ન પવિતર' થાય. આ અસત્ય એમની માનવતાએ પ્રેર્યું. માનવતાએ પ્રેરેલાં અસત્ય પણ પવિત્ર હોય, જેની સરખામણીમાં વ્યાવહારિક સત્યો ઝાંખાં પડી જાય છે. કારણ કે અહીં ઉદ્દેશ જોવાનો છે. સત્ય પણ સાપેક્ષ છે. વાચિક અસત્ય પાછળ હૃદયનું સત્ય હોઈ શકે. આ ભરપૂર માનવતા એમના સાહિત્યમાં પણ ખીલી છે. 'વેવિશાળ'માં જગત આખાને–ખાસ કરીને ચિડાતા પતિને–'બચાડાં જીવ' ગણતાં ભાભુ; ચંપલનો માર પતિને હાથે ખાઈને, જાણે કાંઈ જ બન્યું નથી તેમ ચંપલ યથાસ્થાને ગોઠવીને, હસતે મુખે મહેમાનને આવકારી શકે છે: આ ભાભુ, પેલા દીપચંદ શેઠ–જેણે આખી જિંદગી માંદી પત્નીની ચાકરીમાં કાઢી છે અને પત્નીના અંતકાળે જે એને પેટે બીજો અવતાર માગે છે; ભાડલીનાં કાઠિયાણી–સૌરાષ્ટ્રનાં ગાંધારી–વૃદ્ધ બનેલા પતિ બાજરાનો ભાત્ય પાડેલો કડાકાદાર રોટલો ચાવી શકતા નથી એ ભાન થતાં યુવાન વયે દાંતની બત્રીસી પડાવી નાખે છે; 'સોરઠ તારાં વહેતાં

પાણી'ની સિપારણ ફાંસીએ ચડતા બહારવટિયા પતિને વિરામ આપવા સુસજ્જ થઈને આવે છે. કોઈ જાતનો જાહેરાતનો કે સેવાનો ઢોલ પીટયા વિના સંત દેવીદાસ રગતપીતિયાંની સેવા કરે છે. 'ખુદાના દ્વાર પરથી'માં બહારવટિયામાં ભળી જવા ઝંખતા પતિને કોળણ પ્રેમથી કુટુંબજીવનમાં ખેંચી રાખે છે. આ બધાં પાત્રોની સૃષ્ટિમાં લેખક જે દૃષ્ટિકોણ આપવા માગે છે તે માનવતાનો છે. 'માનવથી ઉપર કશું નથી' એમ મહાભારતને કહેવાનું છે ; અને ટાગોરને પણ કહેવાનું છે. મેઘાણીને પણ એ જ ભાવના હૈયાસૂઝથી અભિપ્રેત છે. આ ભાવના એમના વ્યક્તિત્વ તેમ સાહિત્યસર્જનમાં મુખ્ય અંશ રૂપ છે.

[ ૩ ]

## 'ચલ મન શબ્દને વેપાર'

મેઘાણીનું માત્ર પચાસ વર્ષનું આયુષ્ય અને પચીસ વર્ષની લેખન-કારકિર્દી. એમાં એમણે નાના મોટા ૯૦ ગ્રંથો આપ્યા છે. આમાંથી સારભાગ જેવું-આચમન જેવું-ભેગું કર્યું તોયે 'મેઘાણી ગ્રંથ' જેવા દળદાર ગ્રંથના બે ભાગ થયા છે. ૬૧૬ પૃષ્ઠો તો આચમનનાં જ થયાં છે. એના પરથી સમગ્ર વિપુલ સાહિત્યરાશિની કલ્પના થઈ શકશે. આપણા એક વિવેચક મહારથી મૂંઝાયા હતા કે, "મેઘાણી એટલું બધું લખે છે, જે મારાથી પૂરું વાંચી શકાતું નથી. આ માણસ આટલું બધું લખે છે, પણ અમે એ ક્યારે વાંચી શકશું ? અમારો તો એને કાંઈ ખ્યાલ જ નથી." અહીં 'સૌરાષ્ટ્ર'-'ફૂલછાબ'માંનાં એમનાં અખબારી લખાણો, જેણે સૌરાષ્ટ્રની પ્રજાને નવું જોમ આપ્યું, તે તો હજી આપણે એક બાજુ રાખીને જ વાત કરીએ છીએ. સરસ્વતીના ચારેય હાથ જેના પર હોય તે જ આટલી મોટી સંખ્યાનાં રસાત્મક અને કલાત્મક સર્જનો આપી શકે. સાહિત્યનું એકેય સ્વરૂપ એવું નથી કે જેમાં મેઘાણીની કલમને ધાટ

ઉતારતાં ન ફાવે. ગોવર્ધનરામ, ન્હાનાલાલ, મુનશી, ધૂમકેતુ, રમણલાલ (આમાંના કેટલાકનું ગજું મેઘાણી કરતાં ભલે મોટું છે.)–જેવાને પણ બધાં સાહિત્યસ્વરૂપો ફાવ્યાં નથી. અપવાદ ઝવેરચંદ મેઘાણીનો છે. "ચલ મન શબ્દને વેપાર; જીજી શબ્દના વેપાર–"આ 'શબ્દનો વેપાર' એમને ફાવ્યો છે. જીવણલાલ કંપનીનો એલ્યુમિનિયમનો વેપાર, જેમાં મોટા આર્થિક લાભ હતા તે રુચ્યો નહીં, આ 'શબ્દનો વેપાર'–જેમાં આત્મપ્રસન્નતા હતી–તે ફાવ્યો. 'માલિકને દુવાર'થી જ એ શબ્દનો સંદેશ આવ્યો હતો. કવિતા, નવલકથા, નવલિકા, નાટક, લોકસાહિત્ય, પત્રકારિત્વ, વિવેચન એ બધામાં મેઘાણીની કલમ સફળતાથી વિહાર કરે છે. જેમનું સાહિત્ય–સર્જન વિપુલ છે, તેમની બધી જ કૃતિઓ એકસરખી કક્ષા ન જાળવી શકે તે સ્વાભાવિક છે. પણ કોઈ સ્વરૂપમાં એમની કલમ નિષ્ફળ ગઈ તેવું નથી, તેમ રસતૃપ્તિ બાબતમાં વાચકને નિરાશ થવું પડતું નથી.

## વીર શહીદીનાં અમર ગાન

મેઘાણીની કવિતા રાષ્ટ્રીય ભાવનાથી ભરેલી છે. 'છેલ્લો કટોરો'માં ગાંધીજીનું સંવેદન ઝિલાયું :

"છેલ્લો કટોરો ઝેરનો આ  
પી જજો બાપુ!  
સાગર પીનારા!  
અંજલિ નવ ઢોળજો, બાપુ!"

આ કાવ્યની પ્રસિદ્ધિ બાદ એમને 'રાષ્ટ્રીય શાયર'નો ઇલ્કાબ મળી ગયો. સ્વાતંત્ર્યની ઝંખનાને અને વીર શહીદોને એમણે જેવું સબળ કાવ્યરૂપ આપ્યું છે તેવું બીજું કોઈ આપી શક્યું નથી. પ્રજામાં રાષ્ટ્રભાવના અને શૌર્ય જગાવે તેવાં ગીતો વધારે પ્રમાણમાં

મેઘાણીએ આપ્યાં છે. બીડીઓ વાળનારી હોય કે દૂધવાળો હોય, એ બધાંની વેદના એમણે ઝીલી છે. એ પ્રજાજીવનનાં સંવેદનોને વાચા આપનાર કવિ છે. એમની કવિતા જાણે પ્રજાનું મુખ છે. 'સૂના સમદરની પાળે' જેવાં કાવ્યો એમની વિશિષ્ટ સિદ્ધિ છે. 'કોઈનો લાડકવાયો' મૂળ અંગ્રેજી કાવ્ય 'સમબડીઝ ડાર્લિંગ' પરથી પ્રેરિત છે. મૂળ અંગ્રેજી કાવ્ય સાધારણ કોટિનું છે પણ એના પરથી મેઘાણીએ કરેલી રચના ઉત્તમ કોટિની છે. મૌલિક રચના કરતાં રૂપાન્તર કે પ્રેરિત રચનામાં મેઘાણીની કવિત્વશકિત વધુ ખીલી ઊઠે છે. 'સોનાનાવડી', 'સાંતાલની નારી', 'કૃષ્ણકળી', 'વિરાટ જાગે' વગેરે આનાં રમણીય દૃષ્ટાંતો છે. જેટલી આસાનાથી એ સિંધુડાના સૂર ગજવી શકે છે, તેટલી જ આસાનીથી 'સૂરજ ધીમા તપો!' કે 'મન મોર બની થનગાટ કરે'માં સુકુમાર ભાવ કે ઉત્કટ ઉલ્લાસના સૂર વહાવી શકે છે.

## નાના માણસોની મોટાઈની વાર્તાઓ

નવલકથાકાર તરીકે મેઘાણીનું પ્રદાન મોટું છે. એમણે ચૌદેક નવલકથાઓ આપી છે. પણ કલાદૃષ્ટિએ મહત્ત્વનું અર્પણ ગણાય તેવી નવલકથાઓ ત્રણ છે: 'સોરઠ, તારાં વહેતા પાણી', 'વેવિશાળ' અને 'તુલસીક્યારો'. બીજી નવલકથાઓ વાર્તારસ તો ધરાવે છે—'પ્રભુ પધાર્યા' બ્રહ્મદેશનું વાતાવરણ આલેખતી રસપ્રદ નવલકથા છે તેમ 'રા' ગંગાજળિયો' જેવી ઐતિહાસિક નવલકથાઓ છે, પરંતુ કલાસિદ્ધિ આ ત્રણ નવલકથાની સવિશેષ છે. 'સોરઠ, તારાં વહેતાં પાણી' એ ભારતીય સાહિત્યમાં સૌ પ્રથમ જાનપદીય નવલકથા ગણાય. અહીં કોઈ નાયક–નાયિકા નથી, આખો પ્રદેશ જ નાયકસ્થાને છે. રાજકોટમાં એજન્સીના જમાનામાં સદરમાં વીતેલ બાલ્યકાળમાં જે જગત જોયું તે પિનાકીના પાત્ર દ્વારા જાણે લેખકે રજૂ કર્યું છે. મધ્યકાલીન

સૌરાષ્ટ્રના જીવનની તસવીર એમાં છે. જગતના નાના ગણાતા માણસોમાં કેટલીકવાર અકલ્પ્ય મોટાઈ દેખાય છે. એ જોવું હોય તો એમની નવલકથાઓ 'વેવિશાળ' અને 'તુલસીક્યારો' બતાવી શકશે. ભાભુ, દીપચંદ શેઠ, સોમેશ્વર માસ્તર જેવાં જૂની સંસ્કૃતિનાં પ્રતિનિધિપાત્રો આલેખતાં સર્જક પ્રસન્નતા અનુભવતો જણાય છે. ઐતિહાસિક નવલકથાઓમાં એમની કલાશકિત ઝાંખી પડતી જણાય છે.

## નવલિકાઓમાં 'ઓળીપો'નો નાજુક કલાઘાટ

મેઘાણીની નવલિકાઓમાં રચનાના જુદા જુદા ઘાટ છે. 'ઓળીપો' જેવી નાજુક કલાકૃતિ પણ એ રચી શકે છે. ગુજરાતી સાહિત્યમાં બહારવટિયાનાં ધાડાં પણ ઉતારી શકે છે. 'ચિતાના અંગારા'માં સમાજની રૂઢિઓ સામે જેહાદ જગાવી શકે છે, જો કે એમાં પ્રચારકામિતા કળાની સૂક્ષ્મતાને અવરોધે છે. 'મારો બાલુભાઈ' જેવી અંતિમ તબક્કાની નવલિકાઓમાં તો જાણે કલાકાર કરુણરસને પચાવી ગયો હોય અને વેધક કટાક્ષ દ્વારા ભલે હળવી કલમે રજૂઆત કરતો હોય, પણ અંતરમાં આગ ભરી છે. 'બૂરાઈના દ્વાર પરથી' ગામડાના કોળી દંપતીના સહજીવનનું સૌંદર્ય આલેખે છે. 'હું' કહેવાતા સમાજસેવક અને વ્રતધારીની દાંભિકતા પ્રગટ કરે છે. 'બદમાશ' દુષ્ટ માણસમાં રહેલી માણસાઈનો ચમકારો દાખવે છે. એ દષ્ટિએ 'માણસાઈના દીવા'ની બધી જ વાર્તાઓ તાજગીભરી છે. આ દેશના નીચલા વરણમાં, કાંટિયા વરણમાં, કહેવાતા ગુન્હેગારોમાં, જૂનવાણી સંસ્કારના માણસોમાં જે માનવતાના સભર અંશો રહ્યા છે. તે દર્શાવવામાં મેઘાણીની વાર્તાકલા ધન્ય થતી જણાય છે. પોતાની વાર્તાઓમાં મેઘાણીએ ઉત્તમ ગણી છે 'બૂરાઈના દ્વાર પરથી'ને; પણ કલાનો નાજુક ઘાટ બરાબર નખશિખ ઊતર્યો હોય તો 'ઓળીપો'માં ઊતર્યો છે. 'ઓળીપો'ની વાર્તાનાયિકા રૂપીને જેમ ઘરખોરડાં આભલાં

જેમાં ઝીજાળાં કરવાં છે, ગોખલા કંડારવા છે અને ભીંત પર ચિત્રામણ આલેખવાં છે, તેમ મેઘાણીની કળા પણ 'ઝાળાંપો' કરવામાં અજોડ છે. શણગારીને કહેવાતું કથનકૌશલ મેઘાણીમાં છે અને એમની નવલિકાઓને આ શક્તિનો લાભ સારો મળ્યો છે.

નાટકમાં એમનું પ્રદાન એટલું મહત્ત્વનું નથી. 'વેવિશાળ' અને 'શેત્રુજીને કાંઠે'નાં નાટ્ય-રૂપાંતરો થયાં છે પણ એમની પોતાની નાટ્યરચનાઓ ('વંઠેલાં') સામાન્ય કોટિની છે. નાટકના અનુવાદમાં 'શાહજહાં'માં એમની કલાશક્તિનો હૃદ્ય પરિચય મળે છે.

## લોકસાહિત્યનું શકવર્તી કાર્ય

મેઘાણીનું શકવર્તી કાર્ય તો લોકસાહિત્યનું ગણાશે. માત્ર ગુજરાતમાં કે ભારતમાં નહીં, સારાયે જગતમાં લોકસાહિત્યના ક્ષેત્રે કોઈ એકજ વ્યક્તિએ આટલું વિપુલ અને બહુવિધ પ્રદાન નથી કર્યું. કંઠ, કહેણી અને પાંડિત્ય–એ ત્રણેયનો સુમેળ છે. જગતની બધી ભાષાઓના લોકસાહિત્યના સંદર્ભમાં જુઓ તો મેઘાણીનો પ્રાદુર્ભાવ એક અજોડ અને અદ્વિતીય ઘટના જણાશે. કારણ કે ક્યાંક લોકગીતના ગાયકનો કંઠ હોય તો કહેણી નથી, અને કહેણી હોય તો કંઠ નથી. કદાચ કહેણી અને કંઠ બંને હોય તો પાંડિત્યનો વાંધો પડે. મેઘાણીમાં એ ત્રણેય છે, અને સમગ્ર પ્રદેશના લોકસાહિત્યનો સમુદ્ધાર–એના બધા જ પ્રકારો અને ભાતીગળ રચનાઓ સાથે–કોઈ એકજ વ્યક્તિને હાથે થયો હોય તો તે સૌરાષ્ટ્રમાં મેઘાણીને હાથે થયો છે. આ દૃષ્ટિએ જગતની બીજી ભાષાના લોકસાહિત્યના પ્રદેશમાં કોઈ મેઘાણી જેવી સમર્થ વ્યક્તિ જણાતી નથી. લોકસાહિત્યના સંગ્રહકારો ઠેરઠેર મળ્યા છે પણ તેની રજૂઆતનું કૌશલ, એના રસતત્ત્વની સૂઝ, એના કળામર્મનું સર્જનાત્મક વિવેચન–એ મેઘાણી જેવું અને જેટલું કોઈએ કર્યું નથી.

સારાયે સૌરાષ્ટ્રમાં ઘૂમીને એમણે લોકસાહિત્યનું ધન બહાર કઢાવ્યું. નવપરિણીતાને 'વેરણ ચાકરી' જેવું લાગે તો યે દર શુક્રવારે લોકસાહિત્યની ખેપમાં એ ઉપડ્યા જ હોય. વળી સોમવારે પાછા આવે. જાતજાતના માણસો પાસેથી કથાઓ, ગીતો, ભજનો આદિનો ભંડાર કઢાવે. જેવો માણસ એવી યુક્તિ કરવી પડે. અહીં મીઠાશ અને નમ્રતા એમનાં મોટાં સાધન. અક્ષરો કાગળ પર ટપકાવે એટલું જ નહીં, કંઠે પણ બધું અકબંધ સાચવી જાણે. લોકસાહિત્યનો આસ્વાદ લેવાની શક્તિ, લોકસાહિત્યનો સંગ્રહ કરવાની આવડત, પાઠસંશોધનની પ્રક્રિયાની સૂઝ, પોતાના કંઠ દ્વારા લોકસાહિત્ય રજૂ કરવાની અને તે દ્વારા લોકસમુદાયનું વશીકરણ કરવાની કળા, સાહિત્યનાં તત્ત્વોની દૃષ્ટિએ લોકસાહિત્યનાં મર્મ અને મહત્તા સમજાવવાની શક્તિ તુલનાત્મક અભ્યાસ-દૃષ્ટિ આ બધી શક્તિઓ એક સાથે જ એક જ માણસમાં હોય એવું લોકસાહિત્યના ક્ષેત્રે જગતમાં ક્યાંય બન્યું હોય તો મેઘાણીની બાબતમાં બન્યું. એમની પાસે સાહિત્યિક મૂલ્યાંકનની ચોક્કસ દૃષ્ટિ હતી. લોકસાહિત્યનો તોલ કરતી વેળા ગમે તેવાં કાટલાં ચાલે એવું એમણે કહ્યું નથી.

લોકસાહિત્યનાં વિવિધ સ્વરૂપો એમણે એક પછી એક આપ્યાં છે અને સોરઠી દુહાથી માંડીને ભજનો સુધીનાં બધાં જ સ્વરૂપો આપી દીધાં છે. જીવનદેવતાને એ બરાબર જવાબ આપી શકે તેમ છે કે લોકસાહિત્યનું એક પણ રૂપ બાકી રહી ગયું હોય તો બતાવે! લોકજીવનના ભાવ અને પરિસ્થિતિને નિરૂપતાં લોકગીતો, લગ્નગીતો, હાલરડાં, ઋતુગીતો, ભજનો, દુહા, ગીતકથાઓ, લોકકથાઓ, વ્રતકથાઓ, બાલકથાઓ, સંતકથાઓ, બહારવટિયાઓની કથાઓ—એ બધી જ સામગ્રી એમણે સંચિત કરી છે. લોકસાહિત્યના પચાસેક સંગ્રહો ઉપરાંત એના વિશેનું રસાત્મક વિવેચન કરતા ગ્રંથો—'લોકસાહિત્ય', 'ધરતીનું ધાવણ' અને 'લોકસાહિત્યનું સમાલોચન' એમણે

આપ્યા છે. 'સૌરાષ્ટ્રની રસધાર,' 'રઢિયાળી રાત', 'ચૂંદડી', 'કંકાવટી' અને 'સોરઠી સંતવાણી' એ લોકસાહિત્ય-સંચયોમાં સૌરાષ્ટ્રનું લોકસાહિત્ય પૂરી માવજત પામ્યું છે. છેલ્લે ભજનો રહી જતાં હતાં તે કામ પણ 'સોરઠી સંતવાણી'નો સંગ્રહ મુદ્રણમાં આપીને પૂરૂં કર્યાં પછી જ જીવનલીલા સંકેલી છે. સૌરાષ્ટ્રના લોકસાહિત્યના અત્તરિયાએ બધો રસ-નિષ્કર્ષ આપી દીધો છે.

## સાહિત્યરંગી પત્રકારિત્વ

**પત્રકાર** મેઘાણીએ સૌરાષ્ટ્રની પ્રજામાં ઉત્સાહ, ચેતન અને શૌર્ય જગાડયાં. આ નવજાગૃતિમાં 'સિંધુડો'નું કામ એમના પત્રકારિત્વે કર્યું. એ જમાનામાં મેઘાણીએ 'સૌરાષ્ટ્ર' અને 'ફૂલછાબ' દ્વારા સાહિત્યરંગી પત્રકારિત્વની નવી 'સ્કૂલ' સ્થાપી. આજનું સાહિત્યકલાનો ઓપ પામેલું પત્રકારિત્વ એમાંથી પાંગર્યું છે. ગામડાના ખબરપત્રીએ મોકલેલા મૂળ સમાચારને મેઘાણી એક જુદો જ ઘાટ અને વળાંક આપી શકતા. 'સૌરાષ્ટ્ર'માં સૌ પ્રથમ લેખ એમણે 'ચોરાનો પોકાર' લખ્યો. એમણે પત્રકાર તરીકે ધરતીનો પોકાર-લોકહૃદયનો અવાજ રજૂ કર્યો છે. એમના પહેલા લેખનું અનુસંધાન જિંદગીભર ચાલુ રહ્યું છે. પત્રકારિત્વને લીધે એમના સાહિત્યને લાભ થયો કે કેમ એ ચર્ચાનો વિષય રહ્યો છે, પણ પત્રકારિત્વને તો એમના સાહિત્યને કારણે લાભ જ થયો છે. 'સૌરાષ્ટ્ર'ના તંત્રીમંડળમાં એમનું સ્થાન મુખ્યત્વે રસ અને જીવંતતા પૂરનાર સાહિત્યકારનું હતું. 'સૌરાષ્ટ્ર-ફૂલછાબ'ના પત્રકારિત્વમાં સાહિત્યમાં રસ, રંગ, રૂપ, જીવંતતા અને માનવતા મેઘાણીની કલમમાંથી પ્રગટતાં. જેમને સૌરાષ્ટ્રનાં ગામડાંના સમાચારમાં ખાસ રસ ન હોય તેવા અમદાવાદ-મુંબઇના બિન-સૌરાષ્ટ્રી વાચકો પણ 'સૌરાષ્ટ્ર' અને 'ફૂલછાબ' હોંશે હોંશે વાચતા, કારણ કે એમાં રસ, માનવતા, બળવાન શૈલી અને સિંધુડાના સૂર

આમ સાહિત્યનાં વિવિધ રૂપોમાં મેઘાણીની પ્રતિભાએ લાક્ષણિક સર્જનો આપ્યાં છે. મેઘાણીના આગવા વ્યક્તિત્વનો આવિર્ભાવ એમના પ્રત્યેક સર્જનમાં થાય છે. સાહિત્ય સર્જનની વિપુલતા છતાં રસાત્મકતાનું ધોરણ જાળવવાનો એમનો સંનિષ્ઠ પ્રયત્ન છે. એ સોરઠી સાહિત્યકારે સૌરાષ્ટ્રની ધરતી, સંસ્કૃતિ ભાવસભર શૈલીમાં ચિત્રિત કરી છે, એટલું જ નહીં, માનવતાની ભાવનાથી એમનું સકલ સર્જન દીપ્તિમાન છે.

[૪]

## 'કસુંબીનો રંગ'ના બીજમાંથી સર્જાયેલી ભાવસૃષ્ટિ

મેઘાણીની કવિતા એ કસુંબલ રંગની કવિતા છે. 'કસુંબીનો રંગ' એ કાવ્ય મેઘાણીની કવિતામાં બીજરૂપે છે. મેઘાણીની બધી કવિતા આ બીજમાંથી પ્રસરી છે. મેઘાણીની કવિતાના બધા રંગો આ કાવ્યમાંથી જાણે પ્રસર્યા છે. કસુંબીનો રંગ કવિની જીવન-ભાવનાનું પ્રતીક બની રહે છે. મેઘાણીની સમગ્ર તાસીર પણ આ 'કસુંબીનો રંગ'માં સૂચવાય છે. અહીં સૂચવાયાં છે તે રંગીન બળો મેઘાણીની કવિતામાં પણ છે. વાત્સલ્ય, ભાવની મધુરતા, પહાડી, ખડતલ જીવનની તાકાત, સ્વાતંત્ર્ય, શૌર્ય, શહીદી, સ્વાર્પણ, ભક્તિ, પ્રણયની મસ્તી, કવિઓની સ્વપ્નસૃષ્ટિ, પીડિતવાત્સલ્ય, દરિદ્રો અને ઉપેક્ષિતો પ્રત્યેની હમદર્દી–મેઘાણીની કવિતાની પણ આ જ ભાવ-સૃષ્ટિ છે. 'કસુંબીનો રંગ'માં જે બીજરૂપે છે, તે અન્ય કાવ્યોમાં વિવિધરૂપે વિકસિત છે. 'કસુંબીનો રંગ'ની ભાવલહરીઓનો છંટકાવ મેઘાણીની સમગ્ર કવિતામાં થયો છે. 'લાગ્યો કસુંબીનો રંગ, રાજ મને લાગ્યો કસુંબીનો રંગ' એ મેઘાણીની કવિતાનો આગવો રંગ છે.

હોવાથી એનું ગજબનું આકર્ષણ રહેતું. પત્રકાર તરીકે મેઘાણીએ કોઈની શરમ રાખી નથી. અંગ્રેજ સરકાર સામે તો એમની કલમ આસાનીથી ઉપડે, કારણ કે દેશભાવના પ્રબળ હતી. પણ જો જરૂર જણાય તો દેશસેવકોને પણ સાચું કહેવામાં એમણે કોઈની શેહશરમ રાખી નથી. ગાંધીજી પણ કોઈવાર એમની કંટાક્ષ–કટાર 'સાંબેલાના સૂર'માં ઝડપાઈ ગયા છે. નિર્ભયતા અને ન્યાયદૃષ્ટિ એમણે જાળવ્યાં છે. પત્રકારિત્વમાં એમનો અભિગમ ઊર્મિશીલ હોવા છતાં સત્યપરાયણતાના એ અડગ ઉપાસક રહ્યા છે.

## રસાત્મક વિવેચન

મેઘાણીનું વિવેચન રસાત્મક અને સર્જનાત્મક છે. 'જન્મભૂમિ'ના 'કલમ કિતાબ' નામના સાહિત્ય વિભાગના સંપાદક તરીકે એમણે વિવેચનકાર્ય શરૂ કર્યું હતું. એમના સંપાદન દરમિયાન 'કલમકિતાબ' વિભાગને જેટલી લોકપ્રિયતા મળી તેટલી લોકપ્રિયતા બીજા કોઈ દૈનિકના સાહિત્ય વિભાગને મળી નથી. સામાન્ય વાચકને પણ સાહિત્ય–અભિમુખ કરવામાં એમણે ઘણો ફાળો આપ્યો છે. એમનાં વિવેચનો 'પરિભ્રમણ'ના ત્રણ ભાગોમાં ગ્રંથસ્થ થયાં છે. કેટલાક નવા વિવેચકો આ વિવેચનને વિવેચન ગણતાં અચકાવા લાગ્યા છે, પણ આ વિવેચનોએ સાહિત્યરસિકોને રસાત્મક વિવેચનનો હૃદ્ય પરિચય આપ્યો છે. સાહિત્યના સૌંદર્યને તેઓ સહૃદયતાથી દર્શાવી શકે છે. વિવેચક તરીકે એમનામાં નિર્ભયતા છે. સાહિત્યના કોઈ સંપ્રદાય કે વાડાથી પર રહીને તેમ કોઈની પણ શેહશરમમાં આવ્યા વિના એમણે વિવેચન કર્યું છે. એમના વિવેચનમાં એમના આગવા વ્યક્તિત્વનું પ્રતિબિંબ પડે છે. સાહિત્યની મર્મજ્ઞતા અને સ્પષ્ટવક્તૃત્વ એમનામાં દેખાય છે. એમનામાં નૈસર્ગિક સાહિત્ય–સૂઝ જણાય છે. એમનાં વિવેચનોએ સામાન્ય વાચકવર્ગની સાહિત્યની રુચિ અને દૃષ્ટિને ઘડી છે.

આમ સાહિત્યનાં વિવિધ રૂપોમાં મેઘાણીની પ્રતિભાએ લાક્ષણિક સર્જનો આપ્યાં છે. મેઘાણીના આગવા વ્યક્તિત્વનો આવિર્ભાવ એમના પ્રત્યેક સર્જનમાં થાય છે. સાહિત્ય સર્જનની વિપુલતા છતાં રસાત્મકતાનું ધોરણ જાળવવાનો એમનો સંનિષ્ઠ પ્રયત્ન છે. એ સોરઠી સાહિત્યકારે સૌરાષ્ટ્રની ધરતી, સંસ્કૃતિ ભાવસભર શૈલીમાં ચિત્રિત કરી છે, એટલું જ નહીં, માનવતાની ભાવનાથી એમનું સકલ સર્જન દીપ્તિમાન છે.

[૪]

## 'કસુંબીનો રંગ'ના બીજમાંથી સર્જાયેલી ભાવસૃષ્ટિ

મેઘાણીની કવિતા એ કસુંબલ રંગની કવિતા છે. 'કસુંબીનો રંગ' એ કાવ્ય મેઘાણીની કવિતામાં બીજરૂપે છે. મેઘાણીની બધી કવિતા આ બીજમાંથી પ્રસરી છે. મેઘાણીની કવિતાના બધા રંગો આ કાવ્યમાંથી જાણે પ્રસર્યા છે. કસુંબીનો રંગ કવિની જીવન-ભાવનાનું પ્રતીક બની રહે છે. મેઘાણીની સમગ્ર તાસીર પણ આ 'કસુંબીનો રંગ'માં સૂચવાય છે. અહીં સૂચવાયાં છે તે રંગીન બળો મેઘાણીની કવિતામાં પણ છે. વાત્સલ્ય, ભાવની મધુરતા, પહાડી, ખડતલ જીવનની તાકાત, સ્વાતંત્ર્ય, શૌર્ય, શહીદી, સ્વાર્પણ, ભક્તિ, પ્રણયની મસ્તી, કવિઓની સ્વપ્નસૃષ્ટિ, પીડિતવાત્સલ્ય, દરિદ્રો અને ઉપેક્ષિતો પ્રત્યેની હમદર્દી-મેઘાણીની કવિતાની પણ આ જ ભાવ-સૃષ્ટિ છે. 'કસુંબીનો રંગ'માં જે બીજરૂપે છે, તે અન્ય કાવ્યોમાં વિવિધરૂપે વિકસિત છે. 'કસુંબીનો રંગ'ની ભાવલહરીઓનો છંટકાવ મેઘાણીની સમગ્ર કવિતામાં થયો છે. 'લાગ્યો કસુંબીનો રંગ, રાજ મને લાગ્યો કસુંબીનો રંગ' એ મેઘાણીની કવિતાનો આગવો રંગ છે.

આ કસુંબલ રંગ મેઘાણીની કવિતામાં સૌથી વધુ ક્યાં દેખાય છે?

"દુનિયાના વીરોનાં લીલાં બલિદાનોમાં
ભભક્યો કસુંબીનો રંગ,
સાગરને પારે સ્વાધીનતાની કબરોમાં
મહેક્યો કસુંબીનો રંગ."

શૌર્ય, શહીદી, રાષ્ટ્રીય ભાવના, ક્રાન્તિ વગેરે વિશેનાં કાવ્યોમાં આ કસુંબીનો રંગ સૌ પ્રથમ દેખાય છે. મેઘાણીને 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ ભલે ગાંધીજીએ 'છેલ્લો કટોરો' વાંચીને આપ્યું, પરંતુ લોક-હૃદયમાં મેઘાણીએ 'રાષ્ટ્રીય શાયર' તરીકે સ્થાન મેળવ્યું, 'કોઈનો લાડકવાયો' અને 'સૂના સમદરની પાળે'નાં શૌર્યાંકિત કાવ્યોથી. મસાણનાં મડાં બેઠાં થઈ જાય એવો પડકાર પાડતી બળશાળી વાણી આ કાવ્યોની છે. 'સિંધુડો' નામનું મેઘાણીનું કાવ્યપુસ્તક તે વખતની બ્રિટિશ સરકારે જપ્ત કર્યું હતું. કારણ કે એમાં સ્વાતંત્ર્યનો બુલંદ સૂર જગાવતાં કાવ્યો હતાં. વીરમૃત્યુની મોહિની સાથે માનવના ઉત્કટ સ્નેહ-સંબંધોનું આલેખન 'સૂના સમદરની પાળે'માં થયું છે. 'છેલ્લી પ્રાર્થના'માં 'હજારો વર્ષની અમારી વેદનાઓ' અને 'કલેજાં ચીરતી કંપાવતી અમ ભય કથાઓ'ના ચિત્રણ સાથે 'નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે' ના પડકાર છે. 'વિદાય'માં સ્વાધીનતાના સંગ્રામમાં જનાર સૈનિકના મનોભાવ છે. ગુજરાતી પ્રજાને સ્વાતંત્ર્ય સેનાનું કૂચગીત 'આગેકદમ' રાષ્ટ્રીય શાયર મેઘાણી આપે તે સ્વાભાવિક છે. 'કસુંબીનો રંગ'માં કહ્યો છે, તેવો 'ગુલાબી તોર'— યૌવનનો મિજાજ કવિએ 'તરુણોનું મનોરાજ્ય'માં દર્શાવ્યો છે. 'ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ'—જેવી પંક્તિઓથી કવિ યૌવનનું

ભાવચિત્ર ઉપસાવે છે. 'છેલ્લો કટોરો'માં પરકાયા-પ્રવેશની વિદ્યાથી કવિએ જાણે ગાંધીજીના અંતરની વેદના પારખીને વ્યક્ત કરી છે. 'છેલ્લી સલામ', 'ઝંડાવંદન', 'ભારતતીર્થ' વગેરે દેશભાવનાનાં અન્ય બળશાળી કાવ્યો છે. સ્વાતંત્ર્ય સંગ્રામ સાથે જોડાયેલો ક્રાન્તિનો ભાવ પણ 'ઓતરાદા વાયરા ઊઠો' જેવાં કાવ્યોમાં બુલંદ અવાજે ગર્જના કરે છે.

## પીડિતવાત્સલ્યનાં કાવ્યો

કસુંબલ રંગની બીજી ધારા પીડિત–વાત્સલ્યની છે :

"પીડિતની આંસુડાધારે – હાહાકારે
રેલ્યો કસુંબીનો રંગ."
"ધરતીનાં ભૂખ્યાં કંગાલોને ગાલે
છલકાયો કસુંબીનો રંગ."

પીડિતવાત્સલ્યનાં કાવ્યોમાં 'કવિ, તને કેમ ગમે ?', 'દીઠી સાંતાલની નારી', 'બીડીઓ વાળનારીનું ગીત', ધણુ રે બોલેને', 'કાલ જાગે' વગેરે સવિશેષ મહત્ત્વનાં છે. દીનદલિતો અને પીડિતોની દુર્દશા જોઈને કવિનો આત્મા કકળી ઊઠે છે. એમનાં કાવ્યોમાં પીડિતો પ્રત્યેની અનુકંપા ઉભરાય છે. 'મુઠી ધાન વિના નાનાં બાળ મરે' એવી વિષમ પરિસ્થિતિ હોય ત્યારે તેનાથી નિર્લેપ રહીને કવિ પ્રકૃતિ-સૌંદર્યનાં–પ્રેમનાં ગીતો કેવી રીતે રચી શકે ? 'ધરતીને પટે પગલે પગલે'ના ઉદ્ગારથી શરૂ થતું 'કવિ તને કેમ ગમે ?' એ કાવ્ય દર્શાવે છે કે અત્યારના યુગમાં કવિનો ધર્મ સંધ્યા અને તારકનાં ગીત ગાવાનો કે શબ્દની ચાતુરી ગૂંથવાનો નથી. 'સાંતાલની નારી'માં નાજુક સૌંદર્યચિત્રથી શરૂ થયેલું કાવ્ય પીડિત, શોષિત પ્રત્યેના સમભાવના

તીવ્ર સંવેદનથી પૂરું થાય છે. સાંતાલની નારીના સૌંદર્ય અને તેની દુર્દશાથી થતી ખિન્નતાના ભાવદર્શનમાં કવિની સર્જનશક્તિનો ઉત્તમ રસાભિષેક થયો છે. સાંતાલની નારીને માત્ર ચારઆઠ તાંબિયાની રોજી આપીને સમાજે લૂંટી છે– એટલે કે પોતે લૂંટી છે, એવું દર્દ કવિને વ્યથિત કરે છે. અન્ય શ્રમજીવીઓ સાથે આગરુદાર ખોરડાના ઓરડામાં છૂપાયેલી, બીડીઓ વાળનારીની વેદના કવિએ 'બીડીઓ વાળનારીનું ગીત'માં દર્શાવી છે. 'ઘણ રે બોલે'માં કવિ ઘણ–એરણના સંવાદ દ્વારા શ્રમજીવીઓની વેદના દર્શાવી 'આજથી નવેલાં ઘડતર માંડવાં હો...જી'નો ક્રાન્તિનાદ જગાવે છે. 'કાલ જાગે' એ જગતના ક્ષુધાર્તો–પીડિતો–શ્રમજીવીઓને જાગૃત થવા–સજ્જ થવા પ્રબોધતું ઉદ્બોધનકાવ્ય જનશક્તિનું આવાહનસ્તોત્ર બન્યું છે. 'જાગો જગના ક્ષુધાર્ત ! જાગો, દુર્બલ અશક્ત' એ પંક્તિઓમાં જોમ અને મર્દાનગી છે. આ પીડિતવાત્સલ્યનાં કાવ્યોમાં હમદર્દી છે અને જાગેલી જનતાનાં સંવેદનોને તેમાં કવિએ સબળ વાચા આપી છે.

## ઉત્તમ રૂપનું અનુસર્જન

અનુવાદ કે રૂપાંતર કરવામાં મેઘાણીની પ્રતિભા જાણે પોતાની નિજી રચના હોય એવી માવજત કરી શકે છે. અનુસર્જન કરવામાં મેઘાણીનું કવિત્વ ઉત્તમ રૂપમાં ખીલી ઊઠે છે. કેટલીક વાર તો મૂળ કૃતિ સાધારણ હોય તો પણ કવિ એને ઉચ્ચ કક્ષાનું સર્જન બનાવી શકે છે. દા. ત. 'કોઈનો લાડકવાયો' એ મૂળ અંગ્રેજી કાવ્ય સાધારણ છે, પણ મેઘાણી તેને પોતાની પ્રતિભાથી ઉચ્ચ કોટિનું કાવ્ય બનાવી શક્યા છે. કાવ્યકૃતિ કેટલીક વાર મેઘાણી માટે ઉદ્દીપન વિભાવનું જ કામ કરે છે. આપણા દેશકાળ અને આપણી સંસ્કૃતિ સાથે સુમેળ થાય તેવું રૂપાંતર

'કોઈને લાડકવાયો'માં થયું છે. તેવી રીતે 'સૂના સંમદરની પાળે' ભલે અંગ્રેજી બેલેડ 'Bingen on the Rhime' પરથી કવિને સ્ફુર્યું હોય, એ છે તો મેઘાણીનું વિશિષ્ટ સર્જન. શ્રી હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયના અંગ્રેજી કાવ્ય 'માસ્ક' પરથી મેઘાણીએ રચેલું 'કવિ, તને કેમ ગમે ?' એ કાવ્ય મૌલિક સર્જન કહી શકાય તેવા પ્રકારનું બન્યું છે. મૂળના ભાવને આત્મસાત્ કરીને કવિએ નિજી અભિવ્યક્તિ સાધી છે. 'રાતાં ફૂલડાં' અંગ્રેજી લોકગીત 'Fair Flowers in the valley' પરથી રચાયું છે, પરંતુ મેઘાણીએ ન કહ્યું હોત તો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે કે આ રચનામાં પરદેશી પ્રભાવ છે. આપણી તળપદી રચના હોય તેવું નખશિખ એનું શિલ્પ છે. સહેજ અસર હોય તો પણ મેઘાણી ઋણ-સ્વીકાર કરવાનું ચૂકતા નથી. દા. ત. 'બીડીઓ વાળનારીનું ગીત' મૌલિક છે, તેમ છતાં કવિને આ રચાનાની સ્ફુરણા ટોમસ હૂડના 'song of the shirt' પરથી મળી તેનો નિર્દેશ કર્યા વિના કવિ રહી શકતા નથી. નહીં તો મેઘાણીની રચનામાં મૂળની કોઈ પંક્તિ નથી કે બીજી કોઈ અસર નથી. તે જ રીતે 'છેલ્લી પ્રાર્થના'ને સ્ફુરાયમાન કરનારો સહજ વિચાર કવિને આયર્લિશ વીર સ્વ. મેકસ્વીનના એક ઉદ્ગાર પરથી આવ્યો હતો. આટલી નાની બાબતનો ઋણ-સ્વીકાર મેઘાણી કર્યા વિના રહી શકતા નથી. આને કારણે કેટલીક વાર મેઘાણીની મૌલિકતા ઓછી છે, એવી છાપ ઊભી થવા પામે છે. ઋણ-સ્વીકાર માટે મેઘાણીએ અત્યંત કાળજી રાખી છે, તેથી એમની નમ્રતા આવી છાપ ઊભી કરે છે.

## ટાગોરની ઢાકાની મલમલનું રૂપાંતર

મેઘાણીની કવિતાનું એક રમણીય પ્રેરણાસ્રોત ટાગોરની કવિતા છે. વળી વળીને મેઘાણી વારંવાર ટાગોર તરફ વળે છે.

'ભારતતીર્થ', 'દીઠી સંતાલની નારી', 'સોના નાવડી' 'અભિસાર', 'ઝાકળનું બિંદુ', 'માની યાદ', 'મરતા બાળકનું આશ્વાસન', 'ક્ષણિકનું ગાન', 'કૃષ્ણકળી', 'નવી વહુ' વગેરે કાવ્યો ટાગોર પરથી રચાયાં છે. 'જાગો જાગો રે જાગો પ્રાણ જાગો ધીરે' એ પંક્તિઓમાં મેઘાણીએ વિરાટની હાકના બુલંદ લલકાર રજૂ કર્યા છે. 'દીઠી સાંતાલની નારી' ટાગોરના બંગાળી કાવ્યના અંગ્રેજી ભાષાંતર પરથી મેઘાણીએ રચ્યું છે; એ રૂપાંતર કરતાં અનુસર્જન વધુ છે. જાણે મૌલિક સર્જન હોય એવી સર્જનાત્મક શકિત અનુસર્જનમાં કવિએ દાખવી છે. ટાગોરનાં કાવ્યોના મેઘાણીના અનુવાદ માટે કહેવાયું છે કે ઢાકાની મલમલનું સોરઠી લોબડીના નવા આકર્ષક સ્વરૂપમાં એ રૂપાંતર હોય છે, પણ આ કાવ્યમાં ઢાકાની મલમલની મુલાયમતા પણ જાળવવામાં આવી છે. 'સોના નાવડી' એ કાવ્ય ટાગોરના કાવ્ય 'સોનાર તરી' પરથી રચાયું છે. મેઘાણીએ તેમાં સીધો અનુવાદ કર્યો નથી. પંક્તિનો ક્રમ થોડો બદલાવ્યો છે, એટલું જ નહીં, ટાગોરનું મેઘાણીકરણ પણ કર્યું છે. મૂળ કાવ્યમાં ટાગોરે કાવ્યનો સમય પ્રાતઃકાળનો રાખ્યો છે. એને બદલે મેઘાણીએ કોઈ આંતરિક સૂઝથી ગોરજ ટાણાનો સંધ્યા સમય-રાખ્યો છે. કાવ્યનું મૂળ રહસ્ય છે એની સાથે સંધ્યા-જીવનસંધ્યાનો સંકેત વધુ બંધ બેસે છે. મૂળ બંગાળી કાવ્યમાં ઉદ્દગારો સ્ત્રીના છે, તેવું સ્પષ્ટ નથી. બંગાળીમાં લિંગભેદ ન હોવાથી પુરુષ કે સ્ત્રીના ઉદ્દગાર રૂપે તે ગણી શકાય તેમ છે. પરંતુ મેઘાણીએ અહીં સ્ત્રીપાત્રની કલ્પના કરી છે તે સર્વથા ઉચિત છે. કૃતિનું જે રહસ્ય છે તેની સાથે તેનો સુમેળ છે. 'અભિસાર' એ ટાગોરના કથાગીતનો અનુવાદ મેઘાણીએ છંદોબદ્ધ રચનામાં આપ્યો છે. આ કાવ્યનું રૂપ કથાગીતને બદલે કાન્તના ખંડકાવ્ય જેવું થયું છે. અલબત્ત, મૂળ કાવ્યમાં અભિસારે નીકળેલી ઉન્મત્ત યૌવના વાસવદત્તાની મસ્ત ગતિ સાથે તાલ લેતો કાવ્યનો લય છે, તે અનુવાદમાં નથી. 'ઝાકળનું બિન્દુ' ટાગોરની રચના પરથી

પ્રેરિત છે; હળવું ફૂલ જેવું કાવ્ય છે. 'માની યાદ' ટાગોરના કાવ્યનું હૃદયસ્પર્શી રૂપાંતર છે; એમાં શિશુહૃદયનું ભાવદર્શન ઘણું સચોટ છે. તેવી રીતે વાત્સલ્યમિશ્ર કરુણનું આલેખન, 'મરતા બાળકનું આશ્વાસન'મા ઘણું સબળ છે. ભલે આમાં આધાર ટાગોરના કાવ્યનો રહ્યો,[૨] એમાં 'હાઉક' કરી જનાર મેઘાણીનું ભાવદર્શન છે. 'ક્ષણિકનું ગાન'નો મેઘાણીનો અનુવાદ વિશદ છે, પણ ક્ષણના આનંદ-આશ્લેષના ભાવની ઉત્કટતા ઓછી છે. 'કૃષ્ણકળી' ટાગોરની કૃતિનું રૂપાંતર છે, તોપણ અમૌલિકતાનો અણસાર સુદ્ધાં આવતો નથી. 'કૃષ્ણકળી' કહેતાં કવિનું મોઢું ભરાતું હોય, જાણે ભાવ શબ્દોમાં ન સમાતો હોય તેવી અનુભૂતિ છે. 'નવી વહુ'માં પાત્રચિત્રણ સજીવ રૂપનું થયું છે. મેઘાણીને જે ભાવ અને દૃષ્ટિ અભિપ્રેત હોય તેને અનુરૂપ કાવ્ય ટાગોરમાંથી મળી રહે છે. 'નવી વહુ' આવા પ્રકારનું કાવ્ય છે. શહેરની કૃત્રિમ આબોહવામાં ગામડાનું નિસર્ગપુષ્પ મૂરઝાય છે, તે વ્યથા પાત્રની ઉક્તિરૂપે વેધકતાથી રજૂ થઈ છે. 'ઝાકળનું બિન્દુ'થી શરૂ કરી 'નવી વહુ' સુધીનાં ઘણાં કાવ્યોમાં મેઘાણીએ ટાગોરની કૃતિઓનાં રમણીય અનુસર્જનો આપ્યાં છે.

## કથાગીતો અને લોકગીત-સદૃશ રચનાઓ

કવિના કસુંબલ રંગનો છંટકાવ વિશેષતઃ કથાગીતો અને લોકગીત-સદૃશ રચનાઓમાં થયો છે. 'સૂના સમદરની પાળે', 'કોઈનો લાડકવાયો', 'રાતાં ફૂલડાં,' 'સોના નાવડી', 'અભિસાર' વગેરે રચનાઓમાં કથાગીતનાં તત્ત્વો વધુ ઓછે અંશે જોઈ શકાય છે. 'અભિસાર' મૂળમાં કથાગીત છે, પણ અહીં કાન્તશૈલીના ગુજરાતી ખંડકાવ્ય જેવું કાવ્યરૂપ છે. ટૂંકાં, આકર્ષક વર્ણનો; થોડી રેખાઓમાં પાત્રોની સજીવતા; વિરોધી પરિસ્થિતિના દર્શનમાંથી ઊપસી આવતું જીવનરહસ્ય; થોડાંક પાત્ર-ઉદ્‌ગારોમાં વ્યક્ત થતી ભાવ-સુષમા;

ભાવના ઉપચયમાં કલામય ગતિ–આ બધાં તત્ત્વોથી 'અભિસાર' ખંડકાવ્ય તરીકે મનોરમ બન્યું છે. કથાગીતના સ્વરૂપમાં કવિની ઉત્તમ રચના 'સૂના સમદરની પાળે' ગણી શકાય. મેઘાણીને અનુકૂળ હોય તેવો પહોળો પટ છે; અને છતાં ક્યાંય ભાવ કે તેની અભિ-વ્યક્તિમાં શિથિલતા નથી: એવું જ પ્રાણવાન કાવ્ય 'કોઈનો લાડક-વાયો' છે. આ કાવ્યની અભિવ્યક્તિ વધારે બોલકણી (loud) છે, એમ કહી શકાય. પરંતુ લોકહૃદયને સ્પંદિત કરવા માટે બુલંદ તત્ત્વની જરૂર છે; છતાં ભાવની કોમળતા તો છે જ. 'રાતાં ફૂલડાં'માં મરેલા બાળક અને માતા વચ્ચેના કલ્પિત સંવાદમાં વાત્સલ્ય–મિશ્રિત કરુણ રસ હૃદયભેદી છે. 'સોના નાવડી'માં લોકગીતની ભાવસૃષ્ટિથી તરબતર થયેલા મેઘાણીએ ટાગોરના કાવ્યને સોરઠી ધરતીના ગ્રામીણ પરિવેશમાં મૂક્યું છે. લોકગીત–સદૃશ રચનાઓમાં મેઘાણીની કળા 'વર્ષા', 'વીંજણો' અને 'નવી વહુ'માં બરાબર ખીલેલી છે: 'વર્ષા' લોકરંગના મસ્ત કવિની રચના છે. લોકગીતની સૃષ્ટિનું સજીવ વાતાવરણ 'બાપુના લાખ લાખ હેમર હાથીલડા', 'રંગભરી રાસડે ઘૂમે', 'લૂંબ ઝૂંબ તાર-લાના ટેટા ઝંઝેડતી', 'કાજળ ઘૂંટે છે કાઠિયાણી' વગેરે પંક્તિઓમાં તાદૃશ રીતે ઊપસી આવે છે. ગામડાની નિર્દોષ, ભોળી, નિસર્ગપ્રિય, સ્નેહપિપાસુ કન્યા શહેરી શ્વસુરગૃહે આવતાં શહેરના પથ્થરદિલ લોકોની વચ્ચે જે વેદના અનુભવે છે, તેનું રસપૂર્ણ કાવ્ય 'નવી વહુ' છે. લોકગીતનું સૌંદર્ય કવિ 'વીંજણો'માં સ્વાભાવિકતાથી સિદ્ધ કરી શક્યા છે. લય, કલ્પના, ભાત–લોકગીતની સૃષ્ટિનાં આબેહૂબ મેઘાણીની રચનાઓમાં ઊભરે છે. કેટલીક વાર જૂના લોકગીતની પહેલી પંક્તિએ કવિને પ્રેરણા આપી હોય છે, અને કોઈ વાર તો પહેલી પંક્તિમાં થોડો ફેરફાર કરીને કવિ નવા ભાવસંદર્ભમાં તેને પ્રયોજે છે.

**ભજનના રૂપના નવીન પ્રયોગો**

કસુંબીના મસ્તીભર્યા રંગની એક ધારા કવિનાં ભજનોમાં પણ વહે છે:

"ભક્તોના તંબુરથી ટપકેલો મસ્તીભર
ચાખ્યો કસુંબીનો રંગ."

'ગરજ કોને ?' માં માનવ અને ઈશ્વરના સંબંધો વિશેનો નવો જ દૃષ્ટિકોણ વ્યક્ત થયો છે. રિસાયેલ માનવમિત્રને મનાવવા ઈશ્વર અનેક રીતે મથે છે, એવો ભાવ આ કાવ્યમાં આલેખાયો છે. ભજનના કાવ્યરૂપ પર કવિનું પ્રભુત્વ છે. આ ઉપરાંત 'છેલ્લી સલામ', 'ધીમાં ધીમાં લોચન ખોલો', 'ધરતી માગે છે ભોગ', 'ઘણ રે બોલે ને', 'તકદીરને ત્રોફનારી', 'શબ્દના સોદાગરને', 'એક ડાંસે એક ડચકારે', 'નવાં કલેવર ધરો' વગેરે કાવ્યોમાં ભજનના રૂપનો પ્રયોગ કવિએ કર્યો છે. ભજનના કાવ્યરૂપને નવા સંદર્ભમાં નાણી જોવાનો એમનો પ્રયત્ન છે. 'છેલ્લી સલામ'માં ભજનની વાણીના સંકેતો, ભજનના રૂઢ પ્રયોગો (જુહાર, પ્રાછત, આદુનાં નિવાસી, ઓરણાં, રુદાનો વિસામો), ભજનનાં પ્રતીકો ('રથની ધરીઓ', 'જુગનો ભેરવ', 'સતના ત્રાજવડે') વગેરે કવિએ સામર્થ્યપૂર્વક પ્રયોજેલ છે. 'ધીમાં ધીમાં લોચન ખોલો'માં ઢાળ, પરિભાષા, પરિવેશ–એ બધું ભજનની પરંપરાનું રાખીને તેમાં કવિ ક્રાન્તિનો ભાવ વ્યક્ત કરવા મથે છે. ભજનનું કાવ્યરૂપ હોવા છતાં અહીં Ode-સ્તોત્રનાં પણ કેટલાંક લક્ષણો સિદ્ધ થયાં છે. એમાં ભવ્ય–રૌદ્ર–ઊર્જિત તત્ત્વનું આલેખન છે. 'ધરતી માગે છે ભોગ !'માં મુક્તિનાં વા'ણાં વાયાં છે અને ભેદની ભીંતુને ભાંગવી છે, તેમ કહી સ્વાતંત્ર્ય અને સમાનતાની નવભાવનાઓને વ્યક્ત કરવા કવિએ ભજનની પરંપરાનો વિસ્તાર સાધ્યો છે. 'ઘણ રે બોલેને'માં ભજનના કાવ્યરૂપની ભાવવૈવિધ્યની ક્ષમતા કવિએ દર્શાવી છે. જુસ્સો, વેગ અને વેદના વ્યક્ત કરવા માટે 'ઘણ રે બોલે ને એરણ સાંભળે હો...જી'નો જોસભર્યો ઢાળ પસંદ કર્યો છે. 'વેણે રે વેણે સતફૂલડાં ઝરે હો જી'–એવા શબ્દપ્રયોગો ભજનની ઇમારતમાં બરાબર બંધ બેસે છે. નિઃશસ્ત્રીકરણ અને વિશ્વશાંતિનો વિચાર વ્યક્ત કરવા માટે

કવિએ ભજનની અભિવ્યક્તિ-છટાનો ઉપયોગ કર્યો છે. ભજનનો ઢાળ, ભજનની પરિભાષા અને અગમ્યની સરહદમાં પ્રવેશતો ભાવ—એ રીતે આપણી ભજનપરંપરાની કાવ્યકલા પર પ્રભુત્વ દર્શાવીને, કવિએ 'તકદીરને ત્રોફનારી'માં નવીન ભાવનું સફળ આલેખન કર્યું છે. ભાગ્યવિધાત્રીને કવિએ ત્રાજવડાં ત્રોફનારીના રૂપમાં આલેખી છે. ત્રાજવડાં ત્રોફનારી-છૂંદણાં છૂંદનારી સ્ત્રી કોઇ ગામડામાં નીકળી હોય અને કોઇ ગ્રામીણ સ્ત્રી હોંશે હોંશે ત્રાજવાં ત્રોફાવવા આગળ આવતી હોય એ રીતે ભાગ્યવિધાત્રી અને માનવ વચ્ચેનો સંબંધ કવિએ દર્શાવ્યો છે. ભજનની વાણીનો નિગૂઢ પ્રાણ પકડી શકાયાનો સંતોષ કવિને આ રચનામાં થયો છે, તે પ્રતીતિ યોગ્ય જ છે. ભજનના રૂપ પર કવિનું પ્રભુત્વ એવું છે કે જાણે 'દાસ ઝવેર'ની છાપ મારવાનું જ રહી ગયું હોય એમ લાગે. 'શબ્દના સોદાગરને'માં કવિએ ભજનના કાવ્યરૂપને યથાર્થ રીતે જાળવીને પોતાની કાવ્ય-ભાવનાનું આલેખન કર્યું છે. 'આતમની એરણ પર જે દિ' અનુભવ પછડાય જી, તે દિ' શબ્દતણખા ઝરે, રગ રગ કડાકા થાય'—એમ ભજનના સંકેતો વાપરી કવિએ કવિતા-સર્જનની પ્રક્રિયા સૂચવી છે. 'એક ડાંગે એક ડચકારે' ભજનના રૂપમાં રચાએલું કટાક્ષકાવ્ય છે. અનહદમાં સંચરવા માટે જાણે આત્મા સજ્જ થતો હોય, નવા પ્રયાણ માટે હંસલો પાંખો ફફડાવતો હોય એવો 'નવાં કલેવર ધરો'નો લય છે; પરંપરા મુજબની લઢણ હોવા છતાં કાવ્યમાં વૈરાગ્ય નથી, પણ નવા પ્રયાણનો ઉત્સાહ સવિશેષ છે. ભજનના રૂપની આ રચનાઓ મેઘાણીની સર્જક તરીકેની પ્રયોગશીલતાની દ્યોતક છે.

## બાલકાવ્યોની તરંગમય લીલા

કસુંબીના રંગનું પાન 'જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં' અને 'બ્હેનીને કંઠે નીતરતાં હાલરડાંમાં' થયું છે. તેથી વાત્સલ્યનાં,

ભાઈબહેનના હેતનાં તેમ નિર્દોષરમણીય બાલભાવનાં કાવ્યો એ મેઘાણીની કવિતાનું એક આગવું સર્જન છે. આવાં કાવ્યોમાં મેઘાણીમાં રહેલો શિશુ બાલગોવિંદના લીલાભાવ દર્શાવતો રહે છે. મનોહર તરંગોમાંથી બાલસૃષ્ટિ આકાર લેતી જાય છે. 'વિરાટ દર્શન'માં જેમ ગરિમા સિદ્ધિ છે તેમ 'નાના થૈ ને રે'માં અણિમા સિધ્ધિ છે. કવિ ધારે છે ત્યારે બાળકના જેવું નાનું રૂપ ધરી શકે છે. માતા, પિતા અને બાળકના ભાવથી મધુર બનતો મંગલ ત્રિકોણ દર્શાવતું 'નાના થૈ ને રે' કાવ્ય હળવું ફૂલ, મધુર અને આનંદસભર બન્યું છે. 'હાલો ગલૂડાં રમાડવા જી રે'માં ગૃહની કુટુંબ ભાવના શેરી સુધી પહોંચાડવામાં આવી છે. 'વેણીનાં ફૂલ'માં વેણીનાં ફૂલની ભાત જેમ ઊપસતી જાય છે તેમ ભાઈ–બહેનના હેતનો દોર પણ ગૂંથાતો જાય છે. 'પારેવાં ડ્યો'માં કવિ પારેવાંને બાલસૃષ્ટિમાં લાવીને, એને કુટુમ્બજીવન સાથે ઓતપ્રોત બનાવી દે છે. 'નીંદરભરી'માં બાળકની તરંગલીલાના ચમકારા છે. 'દાદાજીના દેશમાં' કાવ્ય આગળ ધપતું જાય છે તેમ કલ્પનાતરંગનાં વિવિધ મોજાંઓ ઊછળતાં જાય છે અને લય પણ એને અનુરૂપ મસ્તીભર્યો છે. 'સાગર રાણો'ની ભાષા અને તરંગ બાલમાનસને અનુરૂપ છે, પણ આ કાવ્યનો મર્મ બાળકને બદલે એનાં માબાપને સમજવાનો રહેશે. 'રાત પડતી હતી'માં પ્રકૃતિનું કરુણાભીનું દર્શન આપી કવિ દાંપત્યસ્નેહ સાથે બાળકની કડી જોડી દે છે. આ કાવ્યનો પૂરો મર્મ પણ બાળકને બદલે તેનાં માતાપિતાને સમજાય. 'સૂરજ ! ધીમા તપો'માં કન્યાના કોમળ ભાવ કોમળ લયમાં વ્યક્ત થયા છે. 'દરિયો'માં પારણે ઝૂલતા ભાઈ અને મઝમરાતનો ડોલતો દરિયો–એ બંને વચ્ચેનાં સાદૃશ્યો ચિત્રાત્મકતાથી રજૂ થયાં છે. 'દરિયાની માછલી'માં દરિયાથી દૂર ક્યાંક ગયેલી માછલીનું સંવેદન કવિએ બાળકો સમજી શકે તેવી સરલ અને વેધક વાણીમાં કર્યું છે. 'ઊભાં રો ! રંગ વાદળી'માં વાદળીની આકૃતિ ઊપસાવતાં કવિએ

કૌટુમ્બિક ભાવ વણી લીધા છે. 'તલવારનો વારસદાર' બાલમાનસ પર શૌર્યના સંસ્કારની સચોટ છાપ પાડે તેવું છે, અને બાળકને સમજાય તથા બાળકના ચિત્ત પર છાપ પાડે તેવી ચિત્રાત્મક, મૂર્ત અને ભાવવાહી તેની વાણી છે. ગીરના નેસમાં ચૌદ વર્ષની એક ચારણ-કન્યાએ વિકરાળ સિંહને લાકડીથી ભગાડ્યો હતો એ સત્ય ઘટનાને આધારે મેઘાણીએ 'ચારણ-કન્યા'ની રચના કરી છે. 'ઝાડ ચડંતી ચારણ-કન્યા, પહાડ ઘૂમંતી ચારણ-કન્યા' જેવા નાનાં નાનાં ભાવવાહી ચિત્રોથી પાત્રનું રૂપ અહીં બંધાયું છે અને ચારણી ઢબના છંદોલયનો ભાવવાહી ઉપયોગ થયો છે. 'શિવાજીનું હાલરડું'માં કવિએ વાત્સલ્યના ભાવનું સિંચન કરી, તેની સાથે વીરરસની ગૂંથણી કરી છે. એક સ્કૉટિશ કવિએ કહ્યું હતું કે, 'મને મારા દેશનાં લોકગીતો ફક્ત રચવા દો, પછી મને પરવા નથી કે કોણ દેશના કાયદા ઘડે છે.' મેઘાણી પણ આ તાસીરના કવિ છે. આવા કવિએ હાલરડાં, બાળકાવ્યો, શૌર્યગીતો અને લોકગીતોથી જે ભાવસિંચન કર્યું હોય તેમાંથી નવી પ્રજાના સંસ્કાર જ એવા થાય કે કાયદાનું કે કાયદાના કરનારનું કશું મહત્ત્વ ન રહે. પ્રજાના સત્ત્વનું ઘડતર કાયદો નથી કરતો, આવી પ્રાણવાન કવિતા કરે છે.

## મેઘાણીની કવનકલાના વિશિષ્ટ ઉન્મેષો

મેઘાણીની કવિતામાં વિપુલતા, વૈવિધ્ય અને ભાવસભરતા છે. 'વેણીનાં ફૂલ' (૧૯૨૮), 'કિલ્લોલ' (૧૯૩૦), સિંધુડો (૧૯૩૦), 'યુગવંદના' (૧૯૩૫), 'એકતારો' (૧૯૪૦), 'બાપુનાં પારણાં' (૧૯૪૩), 'રવીન્દ્રવીણા' (૧૯૪૪) એ સાત કાવ્યસંગ્રહોમાં ૨૭૦ કાવ્યો છે. તેમાંથી ચૂંટેલા કાવ્યપુષ્પોના આ સંચય 'મહેક્યો કસુંબાનો રંગ'માં ૫૯ કાવ્યો રસ, કક્ષા, પ્રકાર, પ્રતિનિધિત્વ આદિનો ખ્યાલ રાખીને સમાવિષ્ટ કર્યાં છે. મેઘાણીનું કાવ્યપુસ્તક 'સિંધુડો' તે

વખતે જપ્ત થયું હતું. તેમાંના એકાદ અપવાદ સિવાય બધાં કાવ્યોને કવિએ અન્ય સંગ્રહોમાં તે પછી સમાવી લીધાં છે. 'વેણીનાં ફૂલ' અને 'કિલ્લોલ'માં બાલકાવ્યો આપ્યા પછી, કવિ 'સિંધુડો' અને 'યુગવંદના'માં સ્વાતંત્ર્ય-સંગ્રામની રણહાક જગાવે છે, યુગનાં બળોને વાચા આપે છે; 'રવીન્દ્રવીણા'માં ટાગોર પરથી થયેલા અનુવાદો અને અનુસર્જનો છે, અને 'બાપુનાં પારણાં'માં ગાંધીજીના અનશન-પ્રસંગનાં કાવ્યો છે. 'એકતારો'માં ભજનના કાવ્યરૂપના પ્રયોગો છે.

મેઘાણીનાં સાહિત્યમાં તેમ કાવ્યમાં સોરઠી સંસ્કૃતિનો કસુંબલ રંગ મહેકે છે. 'સૂના સમદરની પાળે', 'કોઈનો લાડકવાયો', 'મોતનાં કંકુઘોળણ', 'તકદીરને ત્રાજૂનારી' વગેરેમાં સોરઠી વાતાવરણનો રંગ પ્રસરે છે. સોરઠના લોકજીવનનો રંગ એમાં જાણ્યે અજાણ્યે આવ્યા વિના રહેતો નથી.

મેઘાણીની કવિતામાં અનુવાદ, રૂપાંતર અને અનુસર્જનનું પ્રમાણ ઘણું હોવા છતાં મૌલિક રચનાઓ ઓછી નથી. મેઘાણીની નાનામાં નાના ઋણનો સ્વીકાર કરવાની કાળજી કેટલીક વાર મૌલિકતાનો ખ્યાલ આવવા દેતી નથી, તેમ છતાં નિતાન્ત મૌલિક રચનાઓમાં 'કસુંબીનો રંગ', 'ઝંખના', 'ધરતી માગે છે ભોગ', 'એકલો', 'મૃત્યુનો ગરબો', 'યાચના', 'મોરપીંછનાં મૂલ', 'ગરજ કોને?', 'શબ્દના સોદાગરને', 'તકદીરને ત્રાજૂનારી', 'ચારણ-કન્યા', 'નાના થૈ ને', 'શિવાજીનું હાલરડું', 'વેણીનાં ફૂલ', 'પારેવાં ક્યાં', અને 'નવાં કલેવર ધરો!' જેવી કૃતિઓ છે તે ભૂલવા જેવું નથી. એમનાં અનુસર્જનો પણ મૌલિક રચના જેવાં જ છે.

મેઘાણીની કવિતાની ભાષા પ્રાસાદિક છે. એમની શૈલી સંવેદ્ય-ઉતાર છે. શબ્દના એ શિલ્પી છે; 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ', 'ખબર છે આટલી કે માતની હાકલ પડી છે,' 'વેણે રે

વેણે હો સત ફૂલડાં ઝરે હો...જી', 'અણદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ' વગેરે પંક્તિઓમાં શબ્દની શક્તિ ઓછી નથી. કાવ્યના સ્થાપત્યમાં, શબ્દ ચોસલાં સરસ રીતે કવિ ગોઠવે છે. 'સોના નાવડી' કે 'ઘણ રે બોલે ને' જેવાં અનેક કાવ્યોમાં લોકબોલીની બળકટતા તેઓ આસાનીથી લાવી શકે છે. મેઘાણીની કવિતામાં—'વિરાટ દર્શન' 'કાલ જાગે' વગેરેમાં—વાણીનું જે ઓજસ્ છે ('બાજે ડમરુ દિગન્ત' વગેરે પંક્તિઓમાં) તે બહુ ઓછી કવિતામાં જોવા મળશે.

વર્ણનકલાની કુશળતા કવિમાં ઘણી છે. 'અભિસાર'માં છે તે ટાગોરની સંપત્તિ ગણીએ તો પણ 'ચારણ–કન્યા' કે 'વર્ષા' જેવાં કાવ્યોમાં જે વર્ણન છે તે કવિની નિજી શક્તિની પ્રતીતિ કરાવે છે. ભાવની જુદી જુદી કોટિઓ તેમ જીવનના જુદા જુદા સ્તરો સુધી કવિની પહોંચ છે. 'વિરાટદર્શન'માં ગરિમા સિદ્ધિ છે તો 'ઝાકળનું બિન્દુ'માં કે 'નાના થૈ ને'માં અણિમાની સિદ્ધિ છે. 'ઓતરાદા વાયરા ઊઠો !' ના બુલંદ નાદ ગજવનાર કવિ એટલી જ સ્વાભાવિકતાથી 'સૂરજ ! ધીમા તપો!' ની કોમળ રચના આપી શકે છે.

મેઘાણીની કવિતામાં રસનું વૈવિધ્ય આકર્ષક છે. વીર રસમાં મેઘાણીની આગવી સિદ્ધિ છે; વીર રસના આલેખનમાં કોઈ આધુનિક કવિ એમની સાથે ઊભા રહી શકે તેમ નથી. 'કોઈનો લાડકવાયો', 'મોતના કંકુઘોળણ', 'તરુણોનું મનોરાજ્ય', 'આગે કદમ', 'સૂના સમદરની પાળે'ની શૌર્યાંકિત રચનાઓ જેવી કૃતિઓ ગુજરાતી સાહિત્યમાં અન્યત્ર દુર્લભ છે. 'રાતાં ફૂલડાં' જેવામાં કરુણમિશ્રિત વાત્સલ્ય છે. મેઘાણીની કવિતામાં શૃંગારની છાંટ હોય છે, પણ શૃંગાર ક્યાંય મુખ્ય રૂપમાં નથી. આ છાંટમાં એમની રસિકતા દેખાય છે, પણ મુખ્ય રૂપના શૃંગારથી એ દૂર રહ્યા જણાય છે. સીધા ઉદ્બોધન રૂપનું પ્રણયકાવ્ય પણ એમનામાં નહીં મળે. (એક

માત્ર 'ભય નથી'માં પ્રેમની તાકાતનો ભાવ મુખ્ય રૂપે છે. અલબત્ત, આ ટાગોરની કૃતિનો અનુવાદ છે.) 'ઓતરાદા વાયરા ઊઠો', 'ભારત-તીર્થ' વગેરેમાં રૌદ્રનો ઝપાટો છે. કરુણ અને વાત્સલ્ય 'માની યાદ' અને 'મરતા બાળકનું આશ્વાસન'માં હૃદયસ્પર્શી છે. એમ તો 'નવી વહુ'ની વ્યથા પણ ઓછી કરુણ નથી. 'કૃષ્ણકળી'માં પ્રેમ અને વિનોદ ભળી ગયા છે. વાત્સલ્ય અને વીર 'શિવાજીનું હાલરડું'માં સંમિશ્ર રૂપમાં છે. 'એક ડાંગે એક ડચકારે'માં શુધ્ધ વિનોદ છે. 'વેણીનાં ફૂલ'માં ભાઈ-બ્હેનના નિર્મળ પ્રેમનું આલેખન છે.

મેઘાણીની વાણીમાં અલંકાર-સમૃદ્ધિ ઘણી છે. 'મૃત્યુનો ગરબો'માં કવિએ મૃત્યુને પણ અલંકારોથી શણગાર્યું છે. 'વર્ષા'માં કવિએ તાળીઓ પાડતી રાજબાળ તરીકે વર્ષાનું જે વર્ણન કર્યું છે તે અલંકારની સમૃદ્ધિ દર્શાવે છે. 'હાલો ગલુડાં રમાડવા જી રે'માં કવિ 'વેલે ચોંટયાં જેમ તુરિયાં રે' અને 'જોગણનાં જાણે લટૂરિયાં રે' જેવી વાસ્તવનિષ્ઠ અને છતાં ચમત્કૃતિ ભરી ઉપમાઓ યોજે છે. કાવ્યના વાતાવરણ સાથે સંવાદી હોય એવી એમની અલંકાર-રચના છે.

જે કાવ્યોમાં ઘટનાનું નિરૂપણ છે ત્યાં પાત્રનું સુરેખ, જીવંત આલેખન થયું છે. 'કૃષ્ણકળી'માં ગામના મૂરખા લોકો જેને 'કાળવી' કહે છે તે કૃષ્ણકળીનું, 'અભિસાર'માં વાસવદત્તા અને ઉપગુપ્તનું, 'ચારણ-કન્યા'માં ચૌદ વર્ષની ચારણ-કન્યાનું અને 'નવી વહુ'માં શહેરમાં સાસરે આવેલી, મૂંઝાયેલી નવવધૂનું પાત્રચિત્રણ જીવંત રૂપનું છે.

મેઘાણીની કવિતામાં ચિત્રાંકન-શકિત ઘણી છે. 'સૂના સમદરની પાળે'માં 'લીલૂડા લીંબડા હેઠે'થી શરૂ કરીને એક સુંદર ગ્રામચિત્ર તાદૃશ રૂપે આપવામાં આવ્યું છે. 'રાતાં ફૂલડાં'માં 'વનરા તે વન કેરી કાંટયમાં'થી શરૂ થતું ચિત્ર ભૂલાય તેવું નથી. 'નવી વહુ'માં

ગામડાના પનઘટનું ચિત્ર રસાત્મક છે. 'ચારણ-કન્યા' અને 'પારેવાં ક્યોં'નાં ચિત્રો ભાવવાહી છે.

મેઘાણીનાં પ્રકૃતિવર્ણનો ટૂંકાં છતાં ચોટદાર છે. વર્ષા એમની પ્રિય ઋતુ છે. તેથી 'વર્ષા', 'નવી વર્ષા' અને 'સોના નાવડી'માં વર્ષાનાં જે વર્ણનો છે તે કલાનો આગવો સ્પર્શ પામ્યાં છે.

કવિ જે ભાવ-અભિવ્યક્તિ સાધે છે તેમાં પ્રતીકો યોગ્ય રીતે પ્રયોજે છે. દા. ત. 'કસુંબીનો રંગ'માં 'કસુંબીનો રંગ' પોતે જ જીવનભાવનાનું પ્રતીક છે. 'છેલ્લી પ્રાર્થના'માં 'રણમાં પથારી', 'રણખંજરી', 'મધુરી બંસરી' જેવાં પ્રતીકો છે. 'તરુણોનું મનોરાજ્ય'માં 'ઘટમાં ઘોડા થનગને', 'આતમ વીંજે પાંખ' વગેરેમાં પ્રતીકાત્મક વાણી છે. 'છેલ્લો કટોરો', 'ઓતરાદા વાયરા ઊઠો', 'મોતનાં કંકુઘોળણ', 'ઝંખના', 'ધીમાં ધીમાં લોચન ખોલો' એ બધાં કાવ્યોમાં પ્રતીકોનો સમર્થ ઉપયોગ છે. ભજનનાં પ્રતીકો 'તાજવડાં ત્રોફનારી' વગેરેમાં સામર્થ્યપૂર્વક પ્રયોજ્યાં છે.

મેઘાણીની કવિતામાં ભાવાનુસારી લય છે. 'કૃષ્ણકળી'માં લયનું માધુર્ય છે. 'તરુણોનું મનોરાજ્ય'માં ચારણી કુંડલિયાનો વેગીલો લય છે. 'ઝંખના'માં તરલ સૌંદર્યની લહરીઓ છે. 'ચારણ-કન્યા'માં ચારણી છંદોલયની વિશિષ્ટ ગતિ છે. 'નવી વર્ષા'માં લયની ગતિશીલતા છે. ગતિશીલ સૌંદર્ય-ચિત્રો 'દીઠી સાંતાલની નારી' વગેરેમાં આકર્ષક છે. 'અભિસાર'માં વૃત્તવિધાનનું કૌશલ દેખાય છે. લોકગીતના લયનું 'સૌંદર્ય' 'વર્ષા' અને 'વીંજણો'માં સિદ્ધ થયું છે.

મેઘાણીની કવિતામાં Romanticism – કૌતુકપ્રિયતા છે. 'કસુંબીનો રંગ', 'યાચના', 'કૃષ્ણકળી', 'તરુણોનું મનોરાજ્ય', 'એકલો', 'વર્ષા', 'નવી વર્ષા' વગેરેમાં કૌતુકપ્રિય તત્ત્વો ભરપૂર છે.

કવિએ જેને 'ગુલાબી તોર' કહેલ છે, તે રંગીન મિજાજ કવિનાં ઘણાં કાવ્યોમાં છે.

મેઘાણીની કવિતામાં બુલંદ તત્ત્વ ઘણું છે. એમની અભિવ્યક્તિ વધુ પડતી બોલકણી (Loud) પણ કહી શકાય. સૂક્ષ્મતા ઓછી છે, એમ પણ ક્વચિત્ જણાય. પરંતુ બુલંદ વાણી હોવા છતાં ભાવની કોમળતા પણ હોય છે ખરી. દા. ત. 'કોઈનો લાડકવાયો'માં 'કેસર-વરણી સમરસેવિકા કોમલ સેજ બિછાવે' જેવી પંક્તિઓ કોમળ ભાવ પણ આલેખે છે. મેઘાણીએ મોરલાના 'અષાઢીલા કંઠ'ની યાચના કરી છે, પરંતુ અષાઢીલા કંઠનું વરદાન કવિને મળેલું જ છે. 'તરુણોનું મનોરાજ્ય'માં 'ઘટમાં ઘોડા થનગને' છે તેમ કવિની વાણીમાં જોમ ઘણું છે. મેઘાણીની એક આગવી ખાસિયત છે. એમના કાવ્ય-અશ્વને મોકળું મેદાન જોઈએ, વિશાળ પટ જોઈએ, તેથી ઊર્મિ-કાવ્યના લાઘવને કોઈ વાર હાનિ પહોંચતી લાગે. વિસ્તાર મેઘાણીને માટે સ્વાભાવિક છે. કાવ્યનો થનગનતો અશ્વ ક્યાં રોકાવું, અટકવું તે બરાબર જાણતો નથી. થોડાં પગલાં વધુ દોડી જવાય છે. એમના કાવ્ય-તોખારને ઘૂમવા માટે નાનું કુંડાળું ન ફાવે. 'ઝંડાવંદન' જેવાં કાવ્યોમાં વધુ પડતો વિસ્તાર છે. 'બીડીઓ વાળનારીનું ગીત'માં વધુ પડતો ઘેરો રંગ છે. પણ વેગ અને જોમ મેઘાણીમાં સ્વાભાવિક છે. 'નવી વર્ષા'માં જે વેગ છે એ મેઘાણીનો સ્વાભાવિક રંગ છે. 'ઘણણણ ડુંગરા બોલે'—એવો પ્રચંડ નાદ છે. રસની સૂક્ષ્મતા કે કલાના સૂક્ષ્મ શિલ્પ-વિધાનને કોઈવાર હાનિ થતી લાગે, પણ 'અષાઢીલા કંઠ'ની મોહિની ભારે છે. 'વિપ્લવના ઢોલડા ધડૂકો' એવું વાતાવરણ હોય ત્યારે બુલંદ તત્ત્વનું પ્રાધાન્ય રહે છે.

મેઘાણીની કાવ્યભાવના 'કવિ, તને કેમ ગમે ?', 'શબ્દના સોદા-ગરને' અને 'મોરપીંછનાં મૂલ'માં વ્યક્ત થઈ છે. કવિ વાસ્તવનિષ્ઠ છે અને પીડિતોનાં સંવેદનને વાચા આપવાનો સ્વધર્મ સમજે છે.

શબ્દનો વેપાર કવિનું કાર્ય છે. પણ કવિતાના શબ્દની કવિની આગવી સૂઝ છે: 'આતમની એરણ પરે, જે દિ' અનુભવ પછડાય જી; તે દિ' શબ્દ તણખા ઝરે, રગ રગ કડાકા થાય' એવી કવિતાની સર્જન-પ્રક્રિયા છે. કવિ 'અતરિયો રે વીરા, એકલપંથી' છે. પોતાના ઈમાનને એ વફાદાર છે, એની વફાદારી એ ખુદવફાઈ છે. 'મોરપીંછનાં મૂલ'માં કહ્યું છે તેમ, કવિતા કે કલાનું સાર્થક્ય કવિ કે કલાકારની કલાસમાધિમાં, કલાસર્જનમાં લીનતામાં છે, અન્યત્ર નથી.

મેઘાણીની કવિતામાં એમના વિશિષ્ટ વ્યકિતત્વની મુદ્રા ઊપસી આવે છે. આ કવિતા મેઘાણીની જ છે, આ રણકાર મેઘાણીના શબ્દનો છે, એવી સ્પષ્ટ છાપ ભાવકના ચિત પર ઊપસી આવે છે. 'નવાં કલેવર ધરો!' એ કાવ્યમાં મેઘાણી નવપ્રસ્થાનનો વિશિષ્ટ સૂર રેલાવતા વિદાય લઈ રહ્યા છે:

"નવાં કલેવર ધરો હંસલા!
નવાં કલેવર ધરો,
ભગવી કંથા ગઈ ગંધાઈ,
સાફ ચંદરિયાં ધરો,
હંસલા! નવાં કલેવર ધરો.

× × ×

રાત પડી તેને પરોઢ સમજી
ભ્રમિત-બા'ર નીસર્યો,
હવે હિંમતમાં રહેજી રૂદિયા,
અનહદમાં સંચરો.
હંસલા! નવાં કલેવર ધરો."

મેઘાણીની વાણીનો આવો આગવો રણકાર છે.

—ડૉ. ઈશ્વરલાલ ર. દવે

# કસુંબીનો રંગ

લાગ્યો કસુંબીનો રંગ—
રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ !

જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં
પીધો કસુંબીનો રંગ;
ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ
પામ્યો કસુંબીનો રંગ—રાજ૦

બ્હેનીને કંઠે નીતરતાં હાલરડાંમાં
ઘોળ્યો કસુંબીનો રંગ;
ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ
ચોળ્યો કસુંબીનો રંગ—રાજ૦

દુનિયાના વીરોનાં લીલાં બલિદાનોમાં
ભભક્યો કસુંબીનો રંગ;
સાગરને પારે સ્વાધીનતાની કબરોમાં
મ્હેક્યો કસુંબીનો રંગ—રાજ૦

ભક્તોના તંબુરથી ટપકેલો મસ્તીભર
ચાખ્યો કસુંબીનો રંગ;
વ્હાલી દિલદારાના પગની મેંદી પરથી
ચૂમ્યો કસુંબીનો રંગ—રાજ૦

નવલી દુનિયા કેરાં સ્વપ્નોમાં કવિઓએ
ગાયો કસુંબીનો રંગ;
મુક્તિને ક્યારે નિજ રક્તો રેડણહારે
પાયો કસુંબીનો રંગ—રાજ૦

પીડિતની આંસુડાધારે–હાહાકારે
રેલ્યો કસુંબીનો રંગ;
શહીદોના ધગધગતા નિઃશ્વાસે નિઃશ્વાસે
સળગ્યો કસુંબીનો રંગ—રાજ૦

ધરતીનાં ભૂખ્યાં કંગાલોને ગાલે
છલકાયો કસુંબીનો રંગ;
બિસ્મિલ બેટાઓની માતાને ભાલે
મલકાયો કસુંબીનો રંગ—રાજ૦

ઘોળી ઘોળી પ્યાલા ભરિયા : રંગીલાં હો !
પીજો કસુંબીનો રંગ;
દોરંગાં દેખીને ડરિયાં : ટેકીલાં હો !
લેજો કસુંબીનો રંગ !—રાજ૦

રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ—
લાગ્યો કસુંબીનો રંગ.

## ૨. સૂના સમદરની પાળે

[ દૂર દૂરના સમુદ્રતીરે રણસંગ્રામ પૂરો થયો છે. સાંજ નમે છે. એક યુવાન યોદ્ધો છેલ્લા શ્વાસ ખેંચી રહેલ છે. એની પાસે એક જ જીવતો સાથી ઊભો છે. મરતો યુવાન છેલ્લા સંદેશા આપે છે. ]

સૂના સમદરની પાળે
રે આઘા સમદરની પાળે,
ઘેરાતી રાતના છેલ્લા શ્વાસ ઘૂંટે છે એક બાળુડો રે
સૂના સમદરની પાળે.

નો'તી એની પાસ કો' માડી,
રે નો'તી એની પાસ કો' બેની:
વ્હાલાના ઘાવ ધોનારી, રાત રોનારી કોઇ ત્યાં નો'તી રે
સૂના સમદરની પાળે.

વેગે એનાં લોહી વ્હેતાં'તાં
રે વેગે એનાં લોહી વ્હેતાં'તાં,
બિડાતા હોઠના છેલ્લા બોલ ઝીલન્તો એક ત્યાં ઊભો રે
સાથી સમદરની પાળે.

ઝૂકેલા એ વીરને કાને
રે એકીલા એ વીરને કાને,
ડૂંપાતી જીભનાં તૂટયાં વેણ સુણાવે હાથ ઝાલીને રે
સૂના સમદરની પાળે.

વીરા ! મારો દેશડો દૂરે,
રે વીરા ! મારું ગામડું દૂરે,
વાલીડાં દેશવાસીને સોંપજે મોંઘી તેગ આ મારી રે
સૂના સમદરની પાળે.

એ ને એંધાણીએ કે'જે,
રે એ ને નિશાનીએ કે'જે,
રાજેસર ગામ ને રેવાતીરનો વાસી દૂર પોઢયો છે રે
સૂના સમદરની પાળે.

લીલૂડા લીંબડા હેઠે
રે લીલૂડા લીંબડા હેઠે
ભેળાં થૈ પૂછશે ભાંડુ, રણઘેલૂડો કેમ રોકાણો રે
સૂના સમદરની પાળે.

માંડીને વાતડી કે'જે
રે માંડીને વાતડી કે'જે
ખેલાણા કોડથી કેવા કારમા રૂડા ખેલ ખાંડાના રે
સૂના સમદરની પાળે.

કે'જે સામા પાવ ભીડન્તા
રે કે'જે સામા ઘાવ ઝીલન્તા
ઊભા'તા આપણા વંકા વીર રોકીને વાટ વેરીની રે
સૂના સમદરની પાળે.

કે'જે એવાં જુદ્ધને જોતો
રે કે'જે એવાં જુદ્ધને જોતો
ઊગીને આથમ્યો આભે ભાણ આખો દી ઘોડલે ઘૂમી રે
સૂના સમદરની પાળે.

કે'જે ભાઇ! આરતી-ટાણે
રે કે'જે ભાઇ! ઝાલરું-ટાણે
લાખેણા વીરની સો સો લોથ સૂતી સંસાર વિસારી રે
સૂના સમદરની પાળે.

કે'જે એવે શોભતે સાથે
રે કે'જે એવે રૂડલે સાથે
પોઢ્યા ત્યાં કૈંક બાળુડા ઊગતે જોબન મીટ માંડીને રે
સૂના સમદરની પાળે.

કે'જે એવા ભાંડરુ ભેળો
રે કે'જે એવા મીંતરુ ભેળો
રાજેસર ગામ ને રેવાતીરનો વાસી પ્રેમશું પોઢ્યો રે
સૂના સમદરની પાળે.

બીજું મારી માતને કે'જે
રે બીજું મારી માતને કે'જે
રોજો મા, માવડી મોરી! ભાઇ મોટેરા પાળશે તુંને રે
સૂના સમદરની પાળે.

માડી! હું તો રાન-પંખીડું
રે માડી! હું તો વેરાન-પંખીડું
પ્રીતિને પીંજરે મારો જંપિયો નો'તો જીવ તોફાની રે
સૂના સમદરની પાળે.

માડી! મેં તો બાપને ખોળે
રે માડી! મેં તો બાપને ખોળે,
બેસીને સાંભળ્યાં સો-સો રાત બાપુનાં ઘોર ઘીંગાણાં રે
સૂના સમદરની પાળે.

બાપુ કેરે મોત-બિછાને
રે બાપુ કેરે મોત-બિછાને
વ્હેંચાણા રાંક પિતાના વારસા જે દી ભાઈ વચાળે રે
સૂના સમદરની પાળે.

ભાઈયું મારા સોનલાં માગે
રે ભાઈયું મારા રૂપલાં માગે,
માગી'તી એકલી મેં તો વાંકડી તાતી તેગ બાપુની રે
સૂના સમદરની પાળે.

દા'ડી એને ટોડલે ટાંગી
રે દાંડી એને ટોડલે ટાંગી,
સંધ્યાનાં તેજશું રૂડી ખેલતી જોતો બાળ હું ઘેલો રે
સૂના સમદરની પાળે.

એવાં એવાં સુખ સંભારી
રે એવાંએવાં સુખ સંભારી,
રાજેસર ગામ ને રેવાતોરનો વાસી વ્હાલથી પોઢે રે
સૂના સમદરની પાળે.

ત્રીજું મારી બે'નને કે'જે
રે ત્રીજું મારી બે'નને કે'જે,
બેનીબા! માથડાં ઢાંકી ધ્રુસકે મારે કાજ મા રોજો રે
સૂના સમદરની પાળે.

સામૈયાની શોભતી સાંજે
રે સામૈયાની શોભતી સાંજે,
બેનીબા! વીરવિહોણી વારને ભાળી નેન ના લ્હોજો રે
સૂના સમદરની પાળે.

જેવંતા એ રણજોધ્ધાને
રે જેવંતા એ રણજોધ્ધાને
ઉભાડી આપણે આંગણે, ઊજળાં મોંનાં મીઠડાં લેજો રે!
સૂના સમદરની પાળે.

જોજે બેની! હામ નો ભાંગે
રે જોજે બેની! વેદના જાગે,
તુંયે રણબંકડા કેરી બેન: ફુલાતી રાખજે છાતી રે!
સૂના સમદરની પાળે.

રે બેની ! કોઈ સોબતી મારો,
માગે જો હાથ, વીરાની ભાઈબંધીને દોયલે દાવે રે
સૂના સમદરની પાળે.

બેની મારી, ફાળ મા ખાજે !
રે બેની ! ઝંખણૈશ મા લાજે !
માથાળુ ! મન કોળે તો ભાઈને નામે જોડજે હૈયાં રે !
સૂના સમદરની પાળે.

બેનીબા ! આ તેગ બાપુની
રે બેનીબા ! આ તેગ બાપુની,
ઝુલાવી ટોડલે જૂને રોજ પેટાવ્યે દીવડો ઘીનો રે
સૂના સમદરની પાળે.

એવાં વાલાં ધામ સંભારી
રે એવાં મીઠાં નામ સંભારી,
રાજેસર ગામ ને રેવાતીરનો વાસી એકલો પોઢે રે
સૂના સમદરની પાળે.

બંધુ મારા ! એક છે બીજી
રે બંધુ મારા ! એક છે બીજી,
તોફાની આંખ બે કાળી : ઓળખી લેજે એ જ એંધાણે રે
સૂના સમદરની પાળે.

બંધુ ! એનું દિલ મસ્તાનું
રે બેલી ! એનું દિલ મસ્તાનું,
મસ્તાના ફૂલ-હૈયાને હાય રે માંડ્યું આજ ચિરાવું રે
સૂના સમદરની પાળે.

કે'જે એને રાત આ છેલ્લી
રે કે'જે એને વાત આ છેલ્લી,
કે'જે કે ચાંદલી આઠમ રાતનાં ઊડ્યાં પ્રેમ-પંખેરું રે
સૂના સમદરની પાળે.

કે'જે મારું સોણલું છેલ્લું
રે કે'જે મારું સોણલું છેલ્લું :
રેવાને કાંઠડે આપણ જોડલે ઊભાં દિન આથમતે રે
સૂના સમદરની પાળે.

રેવા ઘેરાં ગીત ગાતી'તી
રે રેવા ઘેરાં ગીત ગાતી'તી,
ગાતા'તાં આપણે ભેળાં ગાન મીઠેરાં ગુર્જરી માનાં રે
સૂના સમદરની પાળે.

શીળી એવી સાંજને હૈયે
રે મીઠી એવી સાંજને હૈયે
ડોલરિયા ડુંગરા દેતા ઘોર હોંકારા આપણે ગાને રે
સૂના સમદરની પાળે.

પ્હાડેપ્હાડ આથડ્યાં ભેળાં
રે ખીણેખીણ ઊતર્યાં ભેળાં
કે તારી આંખડી પ્યાસી શુંય પીતી'તી મુખડે મારે રે!
સૂના સમદરની પાળે.

કૂણી તારી આંગળી કેરા
રે કૂણી તારી આંગળી કેરા
ભીડીને આંકડા મારે હાથ, ચાલી તું દૂર વિશ્વાસે રે
સૂના સમદરની પાળે.

એવાં એવાં સોણલાં જોતો
રે એવાં એવાં સોણલાં જોતો
રાજેસર ગામ ને રેવાતીરનો તારો પિયુજી પોઢે રે
સૂના સમદરની પાળે.

લાગ્યો એનો કંઠ રૂંધાવા
રે લાગી એની જીભ ટૂંપાવા,
ઓલાતી આંખડી ઢાળી, શ્વાસ નિતારી, બોલતો થંભે રે
સૂના સમદરની પાળે.

સાથી એની આગળ ઝૂકે
રે સાથી એનું શિર લ્યે ઊંચે;
બુઝાણો પ્રાણ–તિખારો વીર કોડાળો જાય વિસામે રે
સૂના સમદરની પાળે.

ચાલી આવે આભમાં ચંદા
રે ચાલી આવે આભમાં ચંદા,
ચંદાનાં નેણલાં નીચે કારમા કેવા કેર વેરાણા રે
સૂના સમદરની પાળે.

ઠારોઠાર ખાંઢણા રાતાં
રે લારોલાર ઠૂંઠ ને માથાં,
કાળી રે કાળલીલાને ન્યાળતી ચંદા એકલી ઊભી
સૂના સમદરની પાળે.

ઊભી ઊભી ન્યાળતી આઘે-
રે ઊભી ઊભી ન્યાળતી આઘે,
રાજેસર ગામ ને રેવાતીરનાં સૂતાં માનવી મોંઘાં રે
સૂના સમદરની પાળે.

# કોઈનો લાડકવાયો

( મરાઠી સાખીનો ઢાળ )

રક્ત ટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે,
કેસરવરણી સમરસેવિકા કોમલ સેજ બિછાવે :
ઘાયલ મરતા મરતા રે
માતની આઝાદી ગાવે.

કો'ની વનિતા, કો'ની માતા, ભગિની ટોળે વળતી,
શોણિતભીના પતિ-સુત વીરની રણશય્યા પર ળળતી;
મુખથી ખમા ખમા કરતી
માથે કર મીઠો ધરતી.

થોકે થોકે લોક ઊમટતા રણજોદ્ધા જોવાને,
શાહબાશીના શબ્દ બોલતા પ્રત્યેકની પિછાને:
નિજ ગૌરવ કેરે ગાને
જખમી જન જાગે અભિમાને.

બહુ સૈનિકનાં વહાલાં જનનો મળિયો જ્યાં સુખમેળો,
છેવાડો ને એકલવાયો અબોલ એક સૂતેલો !
અણપૂછ્યો અણપ્રીછેલો
કોઈનો અજાણ લાડીલો.

એનું શિર ખોળામાં લેવા કોઇ જનેતા ના'વી,
એને સીંચણ તેલ-કચોળાં નવ કોઇ બ્હેની લાવી:
કોઇના લાડકવાયાની,
ન કોઇએ ખબરે પુછાવી.

ભાલે એને બચીઓ ભરતી લટો સુંવાળી સૂતી,
સનમુખ ઝીલ્યા ઘાવો મહીંથી ટપટપ છાતી ચૂતી;
કોઇના લાડકવાયાની
આંખડી અમૃત નીતરતી.

કોઇના એ લાડકવાયાનાં લોચન લોલ બિડાયાં,
આખરની સ્મૃતિનાં બે આંસુ કપોલ પર ઠેરાયાં:
આતમ-દીપક ઓલાયા,
ઓષ્ઠનાં ગુલાબ કરમાયાં.

કોઇના એ લાડકડા પાસે, હળવે પગ સંચરજો,
હળવે એના હૈયા ઉપર કર-જોડામણ કરજો:
પાસે ધૂપસળી ધરજો,
કાનમાં પ્રભુપદ ઉચ્ચરજો !

વિખરેલી એ લાડકડાની સમારજો લટ ધીરે,
એને ઓષ્ઠ-કપોલે-ભાલે ધરજો ચુંબન ધીરે:
સહુ માતા ને ભગિની રે !
ગોદ લેજો ધીરે ધીરે !

વાંકડિયાં એ જુલ્ફાંની મગરૂબ હશે કો' માતા,
એ ગાલોની સુધા પીનારા હોઠ હશે બે રાતા;
રે ! તમ ચુંબન ચોડાતાં,
પામશે લાડકડો શાતા.

એ લાડકડાની પ્રતિમાનાં છાનાં પૂજન કરતી,
એની રક્ષા કાજ અહર્નિશ પ્રભુને પાયે પડતી,
ઉરની એકાન્તે રડતી
વિજોગણ હશે દિનો ગણતી.

કંકાવટીએ આંસુ ઘોળી છેલ્લું તિલક કરંતા,
એને કંઠ વીંટાયા હોશે કર બે કંકણવંતા :
વસમાં વળામણાં દેતા,
બાથ ભીડી બે પળ લેતા.

એની કૂચકદમ જોતી અભિમાનભરી મલકાતી,
જોતી એની રૂધિર–છલકતી ગજ ગજ પહોળી છાતી,
અધબીડચાં બારણિયાંથી
રડી કો' હશે આંખ રાતી.

એવી કોઇ પ્રિયાનો પ્રીતમ આજ ચિતા પર પોઢે,
એકલડો ને અણબૂઝેલો અગન–પિછોડી ઓઢે :
કોઇના લાડકવાયાને
ચૂમે પાવકજ્વલ. મોઢે.

એની ભસ્માંકિત ભૂમિ પર ચણજો આરસ–ખાંભી,
એ પથ્થર પર કોતરશો નવ કોઇ કવિતા લાંબી;
લખજો : 'ખાક પડી આંહીં
કોઇના લાડકવાયાની.'

# વિરાટ - દર્શન.

[ છંદ : ચારણી ચરચરી ]

ગાજે ડમરુ દિગન્ત, ગાજે દુંદુભો અનંત,
આવ્યે દેખો, રે અંધ ! ચડી ઘોર આંધી :
દેશોદેશથી લોક, નરનારી થોકેથોક
ઉન્નત રાખીને ડોક, આવે દળ બાંધી.
વિધવિધ વાણી ને વેશ : વિધવિધ રંગો ને કેશ !
તોયે નવ દ્વેષ લેશ દાખવતાં આવે;
દેતાં ડગ એકતાલ, નિર્ભયતાની મશાલ
લઇને કંગાલ કેરી સેના આવે.
દેખો ! રે કાલ કેરી સેના આવે.
ગરજે નવલાં નિશાન : નવલાં મુક્તિનાં ગાન :
ફરકે ધ્વજ આસમાન સિંદૂરભીંજ્યો;
ઊભાં સબ રાષ્ટ્ર દેખ, થરથર પૂજે હરેક :
કંકુબોળેલ એ કહો જી કોણ નેજો ?
ગગને દેતા હુંકાટ, ઝલમલ જ્યોતિ લલાટ,
વદ, હો બંધુ વિરાટ ! ક્યાં થકી તું આવે ?
માનવજાતિને કાજ આશાવંતા અવાજ
શા શા સંદેશ આજ તુજ સંગે લાવે ?
રંકોનાં લાખ લાખ દળ–વાદળ આવે.

[ સંઘગાન ]

અમે ખેતરથી, વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી, ગિરિવરથી, સુણી સાદ આવ્યાં;
મહેક્યો કસુંબીનો રંગ

વાંકડિયાં એ જુલ્ફાંની મગરૂબ હશે કો' માતા,
એ ગાલોની સુધા પીનારા હોઠ હશે બે રાતા;
રે! તમ ચુંબન ચોડાતાં,
પામશે લાડકડો શાતા.

એ લાડકડાની પ્રતિમાનાં છાનાં પૂજન કરતી,
એની રક્ષા કાજ અહર્નિશ પ્રભુને પાયે પડતી,
ઉરની એકાન્તે રડતી
વિજોગણ હશે દિનો ગણતી.

કંકાવટીએ આંસુ ઘોળી છેલ્લું તિલક કરંતા,
એને કંઠ વીંટાયા હોશે કર બે કંકણવંતા:
વસમાં વળામણાં દેતા,
બાથ ભીડી બે પળ લેતા.

એની કૂચકદમ જોતી અભિમાનભરી મલકાતી,
જોતી એની રૂધિર–છલકતી ગજ ગજ પહોળી છાતી,
અધબીડ્યાં બારણિયાંથી
રડી કો' હશે આંખ રાતી.

એવી કોઇ પ્રિયાનો પ્રીતમ આજ ચિતા પર પોઢે,
એકલડો ને અણબૂઝેલો અગન–પિછોડી ઓઢે:
કોઇના લાડકવાયાને
ચૂમે પાવકજ્વાલ મોઢે.

એની ભસ્માંકિત ભૂમિ પર ચણજો આરસ–ખાંભી,
એ પથ્થર પર કોતરશો નવ કોઇ કવિતા લાંબી;
લખજો: 'ખાક પડી આંહીં
કોઇના લાડકવાયાની.'

# વિરાટ - દર્શન

[ છંદ : ચારણી ચરચરી ]

બાજે ડમરુ દિગન્ત, ગાજે કદમો અનંત,
આવે દેખો, રે અંધ ! ચડી ઘોર આંધી :
દેશોદેશથી લોક, નરનારી થોકેથોક
ઉન્નત રાખીને ડોક, આવે દળ બાંધી.
વિધવિધ વાણી ને વેશ : વિધવિધ રંગો ને કેશ !
તોયે નવ દ્વેષ લેશ દાખવતાં આવે;
દેતાં ડગ એકતાલ, નિર્ભયતાની મશાલ
લઇને કંગાલ કેરી સેના આવે.
દેખો ! રે કાલ કેરી સેના આવે.
ગરજે નવલાં નિશાન : નવલાં મુક્તિનાં ગાન :
ફરકે ધ્વજ આસમાન સિંદૂરભીંજ્યો;
ઊભાં સબ રાષ્ટ્ર દેખ, થરથર પૂજે હરેક :
કંકુબોળેલ એ કહો જી કોણ નેજો ?
ગગને દેતા હુંકાર, ઝલમલ જ્યોતિ લલાટ,
વદ, હો બંધુ વિરાટ ! ક્યાં થકી તું આવે ?
માનવજાતિને કાજ આશાવંતા અવાજ
શા શા સંદેશ આજ તુજ સંગે લાવે ?
રંકોનાં લાખ લાખ દળ-વાદળ આવે.

[ સંઘગાન ]

અમે ખેતરથી, વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી, ગિરિવરથી, સુણી સાદ આવ્યાં;

અમે નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

*

અમે માનવમંદિર કેરી નવતર રચના અનેરી
સોંપી તમને, નમેરી માલિક ધનવંતા !
તમ પર ઇતબાર ધરી, વેઠયાં દુઃખ મરી મરી,
બોજા ચૂપ કરી રહ્યા પીઠ પર વહંતા.
આજ નીરખી એ આલિશાન જુગજૂનાં બાંધકામ
ધ્રૂજે અમ હાડચામ, હૈયાં અમ ધડકે;
ધવલાં એ દિવ્યધામ, કીધાં શીદ તમે શ્યામ !
છાંટયાં પ્રભુના મુકામ રંક તણે રક્તે.
અમે એ સહુ ધોવા કલંક, ધોવા તમ પાપપંક,
દિલના વિષડંખ સૌ વિસારી અહીં આવ્યાં;
સહુને વસવા સમાન ચણવા નવલાં મકાન,
ગાતાં શ્રદ્ધાનું ગાન લોકસંઘ આવ્યાં;
દેખ ! મહાકાલનાં કરાલ સૈન્ય આવ્યાં.

[ સંઘગાન ]

અમે ખેતરથી, વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી, ગિરિવરથી, સુણી સાદ આવ્યાં;
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.
તમે રૂંધી નભના ઉજાસ, પ્રભુજીના પવન-શ્વાસ,
રચિયાં રૌરવી ખાસ યંત્ર-કારખાનાં;

લેવા ધનના નિચોડ, લૂંટ્યા મનુબાગછોડ;
    બાફ્યાં અમ કોડભર્યાં બાલપુષ્પ નાનાં.
તમે પૂરી અમ પુત્રીઓને, ભોળી સાવિત્રીઓને,
    કોમળ કળીઓને છેક વેશ્યામંદિરીએ;
ટુકડા રોટીને કાજ, વેચે વનિતાઓ લાજ—
    એવા તમ રાજના પ્રતાપ શેં વીસરીએ !
હાય, એ સહુ આશા અમારી સૂતી હત્યાપથારી,
    એને રુધિરે ભિંજાડી નયનો અમ લાવ્યાં;
નૂતન શક્તિનો તાજ પહેરી શિર પરે આજ,
    માનવમુક્તિને કાજ રંકસૈન્ય આવ્યાં.
    જો જો, કંગાલ તણાં દળ–વાદળ આવ્યાં.

અમે ખેતરથી, વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
    સાગરથી, ગિરિવરથી, સુણી સાદ આવ્યાં.
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
    માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

*

હવે કંપો રે, ઓ કૃપાલ ! કંપો, અમ રક્ષપાલ !
    પરની રોટીના ભક્ષનાર, તમે કંપો !
છલના કિલ્લા ને કોટ કરવા સહુ લોટપોટ,
    આવે લંગોટધારી સૈન્ય : હવે કંપો !
માનવ આત્માની માંહીં જુગજુગથી જે છુપાઈ,
    ભાઈભાઈની સગાઈ, મુક્તિની પિપાસા :

અમે નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

*

અમે માનવમંદિર કેરી નવતર રચના અનેરી
સોંપી તમને, નમેરી માલિક ધનવંતા !
તમ પર ઇતબાર ધરી, વેઠ્યાં દુઃખ મરી મરી,
બોજા ચૂપ કરી રહ્યા પીઠ પર વહંતા.
આજ નીરખી એ આલિશાન જુગજૂનાં બાંધકામ
ધ્રૂજે અમ હાડચામ, હૈયાં અમ ધડકે;
ધવલાં એ દિવ્યધામ, કીધાં શીદ તમે શ્યામ !
છાંટ્યાં પ્રભુના મુકામ રંક તણે રક્તે.
અમે એ સહુ ધોવા કલંક, ધોવા તમ પાપપંક,
દિલના વિષડંખ સૌ વિસારી અહીં આવ્યાં;
સહુને વસવા સમાન ચણવા નવલાં મકાન,
ગાતાં શ્રદ્ધાનું ગાન લોકસંઘ આવ્યાં;
દેખ ! મહાકાલનાં કરાલ સૈન્ય આવ્યાં.

[ સંઘગાન ]

અમે ખેતરથી, વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી, ગિરિવરથી, સુણી સાદ આવ્યાં;
નૂતન શક્તિને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.
તમે રૂંધી નભના ઉજાસ, પ્રભુજીના પવન–શ્વાસ,
રચિયાં રૌરવી ખાસ યંત્ર–કારખાનાં;

લેવા ધનના નિચોડ, છૂંદ્યા મનુબાગછોડ;
બાફ્યાં અમ કોડભર્યાં બાલપુષ્પ નાનાં.
તમે પૂરી અમ પુત્રીઓને, ભોળી સાવિત્રીઓને,
કોમળ કળીઓને છેક વેશ્યામંદિરીએ;
ટુકડા રોટીને કાજ, વેચે વનિતાઓ લાજ—
એવા તમ રાજના પ્રતાપ શેં વીસરીએ !
હાય, એ સહુ આશા અમારી સૂતી હત્યાપથારી,
એને રુધિરે ભિંજાડી નયનો અમ લાવ્યાં;
નૂતન શકિતનો તાજ પહેરી શિર પરે આજ,
માનવમુકિતને કાજ રંકસૈન્ય આવ્યાં.
જો જો, કંગાલ તણાં દળ–વાદળ આવ્યાં.

અમે ખેતરથી, વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી,
સાગરથી, ગિરિવરથી, સુણી સાદ આવ્યાં.
નૂતન શકિતને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
માનવને મુકિતદાન દેવા સહુ આવ્યાં.

*

હવે કંપો રે, ઓ કૃપાલ ! કંપો, અમ રક્ષપાલ !
પરની રોટીના ભક્ષનાર, તમે કંપો !
છલના કિલ્લા ને કોટ કરવા સહુ લોટપોટ,
આવે લંગોટધારી સૈન્ય : હવે કંપો !
માનવ આત્માની માંહીં જુગજુગથી જે છુપાઇ,
ભાઇભાઇની સગાઈ, મુકિતની પિપાસા :

એ છે અમ અસ્ત્રશસ્ત્ર, કોટિ કોટિ સહસ્ર,
અકલંકિત ને અહિંસ્ર : એ અમારી આશા.
આખર એની જ જીત : સમજી લેજો ખચીત;
ભાગો, ભયભીત જાલિમો ! વિરાટ આવે.
નૂતન શકિતને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન,
એક તાલ, એક તાન, લોકસૈન્ય આવે,
દેખ ! દેખ ! કાલનાં અપાર કટક આવે.

## કાલ જાગે !

જાગો, જગના ક્ષુધાર્ત ! જાગો, દુર્બલ–અશક્ત !
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે;
ભેદો સહુ રૂઢિબંધ, આંખો ખોલો, રે અંધ !
નૌતમ દુનિયાનો સ્વર્ણ–સૂર્યોદય લાગે.

પૃથ્વીના જીર્ણ પાય આંસુડે સાફ થાય,
રક્તે ધોવાય; જાલિમોનાં દળ ભાગે,
જાગો, જુગના ગુલામ ! દેખાયે દિવ્ય ધામ;
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે—
દેવા દુષ્ટોને દંડ ઘોર કાલ જાગે.

નવ જોઇએ ધર્મપાલ, સ્વર્ગાસનધર કૃપાલ,
પશુના ગોવાલ સમ નિયંતા નવ જોઇએ;
માનવસંતાન સર્વ, મોડી ગર્વીના ગર્વ,
મુક્તિને પર્વ મેળ મનના મેળવીએ.
લૂંટણહારાની લૂંટ, લેશું આ વાર ઝૂંટ,
ફૂટ ફૂટ બેડી લોક–પ્રાણ કેદ ત્યાગે;
જાગો, રે જનસમાજ, અગ્નિને કરવા અવાજ;
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે—
દેવા પાપીને દંડ ઘોર કાલ જાગે.

સત્તા–નિયમોની જાલ, ધારા કેરી ચુંગાલ,
ભોળાં કંગાલ કાજ ફાંસલા પસારે;

ધનિકો મ્હાલંત મુક્ત, ગરીબોનાં લાલ રક્ત
સત્તાના ભક્ત આજ શોષે કરભારે.
બહુ દિન દાસત્વ સહ્યાં, જીવન નિર્વીર્ય થયાં,
બંધુત્વે વહ્યા પ્રાણ નવરચના માગે;
જાગો, જાગો, ગુલામ! આવી પહોંચ્યાં મુકામ:
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે—
દેવા ઘાતીને દંડ ઘોર કાલ જાગે.

પૃથ્વી પર રાજ કોનાં? સાચાં શ્રમજીવીઓનાં,
ખેડુનાં, ખાણિયાનાં, ઉદ્યમવંતોનાં;
રંકોનું રક્તપાન પી પીને પે'લવાન,
બનતા ધનવાન–જ્ઞાનવાન તેનું સ્થલ ના:
ગર્વોન્નત ગરુડ–બાજ, ભક્ષક ઓ પંખીરાજ!
તમ વ્હાણો સૂર્યકાલ તપવું નહિ ત્યાગે;
જાગો, શ્રમજીવી લોકો, ત્યાગો તંદ્રા ને શોક:
પૃથ્વીના પાટ પર કરાલ કાલ જાગે.

# છેલ્લી પ્રાર્થના

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ,
મરેલાંનાં રુધિર ને જીવતાંનાં આંસુડાંઓ:
સમર્પણ એ સહુ તારે કદમ, પ્યારા પ્રભુ ઓ !

અમારા યજ્ઞનો છેલ્લો બલિ: આમીન કે'જે !
ગુમાવેલી અમે સ્વાધીનતા તું ફેર દેજે !
વધારે મૂલ લેવાં હોય તો યે માગી લેજે !
અમારા આખરી સંગ્રામમાં સાથે જ રે'જે !

પ્રભુજી ! પેખજો આ છે અમારું યુદ્ધ છેલ્લું;
બતાવો હોય જો કારણ અમારું લેશ મેલું–
અમારાં આંસુડાં ને લોહીની ધારે ધુએલું.
દુવા માગી રહ્યું, જો, સૈન્ય અમ તત્પર ઊભેલું.

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે;
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે,
જીવે મા માવડી એ કાજ મરવાની ઘડી છે:
ફિકર શી જ્યાં લગી તારી અમો પર આંખડી છે ?

જુઓ, હર જખ્મથી ઝરતી હજારો રક્તધારા,
જુઓ, છાના જલે અન્યાયના અગ્નિ–ધખારા :
સમર્પણ હો, સમર્પણ હો તને એ સર્વ, પ્યારા !

ભલે હો રાત કાળી—આપ દીવો લૈ ઊભા જો !
ભલે રણમાં પથારી—આપ છેલ્લાં નીર પાજો !
લડન્તાને મહા રણખંજરીના ઘોષ ગાજો !
મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો !

તૂટે છે આભઊંચા આપણા આશા–મિનારા,
હજારો ભય તણી ભૂતાવળો કરતી હુંકારા;
સમર્પણની છતાં વહેશે સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં લગી મુક્તિ–કિનારા.



# વિદાય

[ 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ'-એ રાગ ]

અમારે ઘર હતાં, વ્હાલાં હતાં, ભાંડું હતાં, ને
પિતાની છાંય લીલી, ગોદ માતાની હતીયે;
ગભૂડી બ્હેનના આંસુભીના હૈયાહિંચોળે
અમારાં નેન ઊનાં ઝંપતાં આરામઝોલે.

બધી માયા–મહોબ્બત પીસતાં વર્ષો વીતેલાં,
કલેજાં ફૂલનાં, અંગાર સમ કરવાં પડેલાં;
ઉખેડ્યા જે ઘડી છાતી થકી નિ:શ્વાસ છેલ્લા,
અમારે રોમરોમેથી વહ્યા'તા રક્તરેલા.

સમય નો'તો પ્રિયાને ગોદ લૈ આલિંગવાનો,
સમય નો'તો શિશુના ગાલ પણ પંપાળવાનો;
સમય નવ માવડીને એટલું કે'તાં જવાનો :
'ટપકતાં આંસુને, ઓ મા ! સમજજો બાળ નાનો.'

અહોહો ! ક્યાં સુધી પાછળ અમારી આવતી'તી,
વતનની પ્રીતડી ! મીઠે સ્વરે સમજાવતી'તી;
ગળામાં હાથ નાખી ગાલ રાતા ચૂમતી'તી,
'વળો પાછા !' વદીને વ્યર્થ વલવલતી જતી'તી.

બિરાદર નૌજવાં ! અમ રાહથી હો દૂર રે'જે;
અમોને પંથભૂલેલા ભલે તું માની લેજે;
કદી જો હમદિલી આવે, ભલે નાદાન કે'જે;
'બિચારા' કહેશ ના—લાખો ભલે ધિક્કાર દેજે !

એ દોસ્તો ! દરગુજર દેજો દીવાના બાંધવોને,
સબૂરી ક્યાંય દીઠી છે કલેજે આશકોને ?
દિલે શું શું જલે—દેખાડીએ દિલઆહ કોને ?
અમારી બેવકૂફીયે કદી સંભારશોને ?

અગર બહેતર, ભૂલી જાજો અમારી યાદ ફાની !
બૂરી યાદે દુભવજો ના સુખી તમ જિન્દગાની;
કદી સ્વાધીનતા આવે, વિનંતી, ભાઇ, છાની:
અમોનેયે સ્મરી લેજો જરી, પળ એક નાની !



# આગે કદમ

આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !
યારો ! ફનાના પંથ પર આગે કદમ !

આગે કદમ : પાછા જવા રસ્તો નથી;
રોકાઓ ના—ધક્કા પડે છે પીઠથી;
રોતાં નહિ—ગાતાં ગુલાબી તોરથી :
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

બેસી જનારા ! કોણ દેશે બેસવા ?
આ હર ઘડી સળગી રહ્યાં યુદ્ધો નવાં;
આશા ત્યજો આરામ–સેજે લેટવા :
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

આગે કદમ : દરિયાવની છાતી પરે;
નિર્જળ રણે, ગાઢાં અરણ્યે, ડુંગરે;
પંથે ભલે ઘન ઘૂઘવે કે લૂ ઝરે :
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

રહેશે અધૂરી વાટ, ભાતાં ખૂટશે;
પડશે ગળામાં શોષ, શક્તિ તૂટશે;
રસ્તે, છતાં, ડૂકી જવાથી શું થશે ?
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

આવે ન આવે સાથીઓ સાથે છતાં,
ધિક્કાર, બદનામી, બૂરાઇ વેઠતાં,
વૈરીજનોનાં વૈરનેયે ભેટતાં,
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

ક્યાં ઊભશો ! નીચે તપે છે પથ્થરો :
બાહેર શીતળ, ભીતરે લાવા ભર્યો;
અંગાર ઉપર, ફૂલડાં શીદ પાથરો !
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

આ તો બધા છેલ્લા પછાડા પાપના;
હોશે ખતમ—જો ભાઇ, આખી વાર ના !
પૂરી થશે તારીય જીવનયાતના :
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

જ્વાલામુખીના શૃંગ ઉપર જીવવા
તેં આદરી પ્યારી સફર, ઓ નૌજવાં !
માતા તણે મુક્તિ-કદંબે ઝૂલવા :
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !
યારો ! ફનાના પંથ પર આગે કદમ !

# તરુણોનું મનોરાજ્ય

(ઢાળ : ચારણી કુંડળિયાનો)

ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ;
અણદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ :
આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે
વિશ્વભરના યુવાનોની આંખો અડે;
પંથ જાણ્યા વિના પ્રાણ ઘોડે ચડે,
ગરુડ-શી પાંખ આતમ વિષે ઊઘડે.

કેસરિયા વાઘા કરી જોબન જુદ્ધ ચડે;
રોકણહારું કોણ છે ? કોનાં નેન રડે ?
કોઈ પ્રિયજન તણાં નેન રડશો નહિ !
જુદ્ધ ચડતાંને અપશુકન ધરશો નહિ !
કેસરી વીરના કોડ હરશો નહિ !
મત્ત યૌવન તણી ગોત કરશો નહિ !

રંગરંગિયાં-રઢિયાં ઘણું, પઢિયાં સહુને પાય;
લાતો ખાધી, લથડિયાં—એ દિન ચાલ્યા જાય :
લાત ખાવા તણા દિન હવે ચાલિયા,
દર્પભર ડગ દઈ યુવકદળ હાલિયાં;
માગવી આજ મેલી અવરની દયા,
વિશ્વસમરાંગણે તરુણદિન આવિયા.

આવે ન આવે સાથીઓ સાથે છતાં,
ધિક્કાર, બદનામી, બૂરાઇ વેઠતાં,
વૈરીજનોનાં વૈરનેયે ભેટતાં,
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

ક્યાં ઊભશો ! નીચે તપે છે પથ્થરો :
બાહેર શીતળ, ભીતરે લાવા ભર્યો;
અંગાર ઉપર, ફૂલડાં શીદ પાથરો !
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

આ તો બધા છેલ્લા પછાડા પાપના;
હોશે ખતમ—જો ભાઇ, આગી વાર ના !
પૂરી થશે તારીય જીવનયાતના :
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

જ્વાલામુખીના શૃંગ ઉપર જીવવા
તેં આદરી પ્યારી સફર, ઓ નૌજવાં !
માતા તણે મુક્તિ-કદંબે ઝૂલવા :
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !

આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !
યારો ! ફનાના પંથ પર આગે કદમ !

# તરુણોનું મનોરાજ્ય

(ઢાળ : ચારણી દુંદળિયાનો)

ઘટમાં ઘોડાં થનગને, આતમ વીંઝે પાંખ;
અણદીઠેલી ભોમ પર યૌવન માંડે આંખ :
આજ અણદીઠ ભૂમિ તણે કાંઠડે
વિશ્વભરના યુવાનોની આંખો અડે;
પંથ જાણ્યા વિના પ્રાણ ઘોડે ચડે,
ગરુડ–શી પાંખ આતમ વિષે ઊઘડે.

કેસરિયા વાઘા કરી જોબન જુદ્ધ ચડે;
રોકણહારું કોણ છે ? કોનાં નેન રડે ?
કોઈ પ્રિયજન તણાં નેન રડશો નહિ !
જુદ્ધ ચડતાને અપશુકન ધરશો નહિ !
કેસરી વીરના કોડ હરશો નહિ !
મત્ત યૌવન તણી ગોત કરશો નહિ !

રંગરંગિયાં–રડિયાં ઘણું, પડિયાં સહુને પાય;
લાતો ખાધી, લથડિયાં—એ દિન ચાલ્યા જાય :
લાત ખાવા તણા દિન હવે ચાલિયા,
દર્પભર ડગ દઈ યુવકદળ હાલિયાં;
માગવી આજ મેલી અવરની દયા,
વિશ્વસમરાંગણે તરુણદિન આવિયા.

અણદીઠાંને દેખવા, અણતગ લેવા તાગ,
સતની સીમા લોપવા, જોબન માંડે જાગ;
લોપવી સીમ, અણદીઠને દેખવું,
તાગવો અતલ દરિયાવ—તળિયે જવું;
ઘૂમવાં દિગ્દિગંતો, શૂળી પર સૂવું:
આજ યૌવન ચહે એહ વિધ જીવવું.



# છેલ્લો કટોરો

[ ગોળમેજી પરિષદમાં જતી વેળા ]

છેલ્લો કટોરો ઝેરનો આ : પી જજો, બાપુ !
સાગર પીનારા ! અંજલિ નવ ઢોળજો, બાપુ !

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું :
ધૂર્તો–દગલબાજો થકી પડિયું પનારું :
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સૂનારું :
આ આખરી ઓશીકડે શિર સોંપવું, બાપુ !
કાપે ભલે ગર્દન : રિપુ–મન માપવું, બાપુ !

સુર–અસુરના આ નવયુગી ઉદધિ–વલોણે,
શી છે ગતાગમ રત્નના કામી જનોને ?
તું વિના, શંભુ ! કોણ પીશે ઝેર દોણે ?
હૈયા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે, બાપુ !
ઓ સૌમ્ય–રૌદ્ર ! કરાલ–કોમલ ! જાઓ રે, બાપુ !

કહેશે જગત : જોગી તણા શું જોગ ખૂટ્યા ?
દરિયા ગયા શોષાઇ ? શું ઘન–નીર ખૂટ્યાં ?
શું આભ સૂરજ–ચંદ્રમાનાં તેલ ખૂટ્યાં ?
દેખી અમારાં દુઃખ નવ અટકી જજો, બાપુ !
સહિયું ઘણું, સહીશું વધુ : નવ થડકજો, બાપુ !

ચાબૂક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડાઘણા છંટકાવ ગોળીબારના—
એ તો બધાંય જરી ગયાં, કોઠે પડયાં, બાપુ !
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડયાં, બાપુ !

શું થયું—ત્યાંથી ઢીંગલું લાવો ન લાવો !
બોસા દઈશું—ભલે ખાલી હાથ આવો !
રોપશું તારે કંઠે રસબસતી ભુજાઓ !
દુનિયા તણે મોંયે જરી જઈ આવજો, બાપુ !
હમદર્દીના સંદેશડા દઈ આવજો, બાપુ !

જગ મારશે મેણાં : ન આવ્યો આત્મજ્ઞાની !
નાવ્યો ગુમાની—પોલ પોતાની પિછાની !
જગપ્રેમી જોયો ! દાઝ દુનિયાની ન જાણી !
આજાર માનવ-જાત આકુલ થઈ રહી, બાપુ !
તારી તબીબી કાજ એ તલખી રહી, બાપુ !

જા, બાપ ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને—
ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ !
વિકરાળ કેસરિયાળને પંપાળતો, બાપુ !
ચાલ્યો જજે ! તુજ ભોમિયો ભગવાન છે, બાપુ !
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ !

૧૧

## છેલ્લી સલામ

[ હરિજનો માટે પૂના ખાતે મંડાયેલા મહાત્મા
ગાંધીજીના પહેલા અનશનવ્રતના સપ્તાહ વખતે;

ઢાળ : 'ભૂલ્યો રે ભૂલ્યો રાજા સત રે ગોપીચંદણ,
પિયા ! પરદેશે ન જાનાં હો...જી !
એ રે સેજડિયે અમને નીંદરાં ન આવે ને,
મારે મન રાજ ન ભાવે હો...જી !'
—એ ભજનનો. ]

સો સો રે સલામું મારાં ભાંડુડાંને કે'જો રે,
ઝાઝેરા જુહાર જગને દેજો હો....જી !
મળાયું ન તેને સહુને માફામાફ કે'જો, ને
રુદિયામાં રાખી અમને રે'જો હો....જી !

ટીપેટીપે શોણિત મારાં તોળી તોળી આપું તોયે,
પૂરાં જેનાં પ્રાછત કદીયે જડશે ન જી—
એવા પાપદાવાનલમાં જલે છે જનેતા મારી,
દિલડાના ડુંગર સળગ્યા—ઠરશે ન જી !
—સો સો રે સલામું૦

કીધાં ખાખ ખાંડવવનને[1] પાંડુ તણા પુત્રે તે દી
નિરદોષી નાગાં લાખો ભુંજાણાં હો....જી :
આદુનાં નિવાસી એ તો આ રે આર્ય ભોમ કેરાં,
પૂર્વજ મારાને પાપે ઓરાણાં હો....જી.
—સો સો રે સલામું૦

રઘુપતિ[2] રામ મારા રુદાનો વિસામો—એણે,
ઋષિઓને વચને ખાધેલ ખોટચું હો....જી :
પ્રભુનામ ભજતો એણે પારાધી સંહારિયો રે
એનું ઘોર પાતક આજે ઊમટ્યું હો....જી !
—સો સો રે સલામું૦

છેદ્યાં, બાળ્યાં, ગારદ કીધાં પૃથ્વીના પેટમાં, ને
અસુરો કહીને કાઢચાં વનવાસ જી !
જીવતાંને કાજે જુદી નરકું બંધાવિયું, ને
સદાના નરાધમ રાખ્યાં દાસીદાસ જી.
—સો સો રે સલામું૦

---

૧. અર્જુને ખાંડવવન સળગાવીને સર્પોને નહિ પણ નાગ નામની અનાર્ય માનવજાતિને ભસ્મીભૂત કરી હતી—કેવળ એ આદિ-નિવાસીઓનો પ્રદેશ પચાવી પાડવા સારુ જ.

૨. બ્રાહ્મણે આવીને રામચંદ્ર પાસે પોકાર કર્યો કે શમ્બૂક નામના એક શૂદ્રે તપશ્ચર્યા માંડી છે તે કારણે મારો પુત્ર મૃત્યુ પામ્યો છે ! તે પરથી રામચંદ્રે એ તપસ્વીનો શિરચ્છેદ કર્યો હતો.

સમર્થોની સત્તા સંતો, ધુતારાની ધૂતણગાજી:
કુડિયા ગુરુની કૈં કૈં કરામાત જી:
એની[3] તો વણાવી ધીંગી ધરમધજાઓ એને
ભાંડું કેરે રગતે રંગી ભલી ભાત જી.
—સો સો રે સલામું૦

એવી એવી ઝડીઓ મારાં સહોદરો ઝીલતાં, ને
ધરમધજા કેરે ક્યારે સિંચાણાં હો....જી:
રુદ્રામાં શમાવી સરવે રુદનપિયાલા, વાલાં
હરિ કેરા રથડા હેઠળ પિલાણાં હો....જી.
—સો સો રે સલામું૦

રથના સારથિડા—સુણજો, સાધુ ને ગુંસાંઇ સરવે
કડાકા કરે છે રથની ધરીઓ હો....જી:
જુઓ જુઓ જુગનો ભેરવ ઊભો વાટ ખાળી આજે,
ભીતર તો નિહાળો : હરિ ક્યાં પળિયો હો....જી.
—સો સો રે સલામું૦

જુગનો મહારાજા આજે મહાકાળ જાગિયો, ને
ધરમ કેરા ધારણ–કાંટા માંડે હો ..જી,
સતને ત્રાજવડે[4] મારાં કલેજાં ચડાવિયાં મેં,
શીશ તો નમાવ્યું શાસનદંડે હો....જી.
—સો સો રે સલામું૦

---

૩. આ બધા જુલમો ધર્મના નામે થઇ રહેલ છે—એ ભાવાર્થ.
૪. મહાત્માજીના શબ્દો: 'I have laid down my life in the scales of justice.'

હરિ કેરાં તેડાં અમને—આવી છે વધામણી રે,

દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો....જી :

હસતાં મુખડાંની અમને વિદાયું દિયો રે, વાલાં !

રખે કોઇ રોકે નયણાં રડીને હો....જી !

—સો સો રે સલામુ ૦



## ૧૨

# ઝંડાવંદન

તારે ક્યારે કૈંક દુલારે દિલનાં શોણિત પાયાં
પુત્રવિજોગી માતાઓનાં નયનઝરણ ઠલવાયાં—
ઝંડા ! અજર અમર રે'જે :
વધ વધ આકાશે જાજે.

તારે મસ્તક નવ મંડાઈ ગરુડ તણી મગરૂરી;
તારે ભાલ નથી આલેખ્યાં સમશિર-ખંજર-છૂરી;—
ઝંડા ! દીન કબૂતર શો
ઉરે તુજ રેંટીઓ રમતો.

જગ આખા પર આણ ગજવતી ત્રિશૂલવતી જગરાણી;
મહારાજ્યોના મદ પ્રબોધતી નથી તુજ ગર્વનિશાની—
ઝંડા ગભરુ સંતોષી
વસે તુજ હૈયામાં ડોશી.

નહિ કિનખાબ-મુખમ્મલ-મશરૂ કેરી તારી પતાકા;
નહિ જરિયાની હીરભરતના ભભકા તુજ પર ટાંકયા—
ઝંડા ! ભૂખરવો તોયે,
દિલો કોટિ તુજ પર મોહે !

પરભક્ષી ભૂદળ-નૌદળના નથી તુજ ધ્વજફફડાટા :
વનરમતાં નિર્બલ મૃગલાં પર નથી નથી શેરહુંકાટા-
ઝંડા ! ઊડજે લહેરાતો :
વ્હાલના વીંઝણલા વાતો.

સપ્ત સિંધુની અંજલિ વહેતો સમીરણ તુજને ભેટે;
ખંડખંડની આશિષ છોળો ઉદધિ તરંગો છાંટે—
ઝંડા ! થાકેલા જગનો
દીસે છે તું આશાદીવડો.

નીલ ગગનથી હાથ ઝુલાવી વિશ્વનિમંત્રણ દેતે :
પીડિત જનની બાંધવતાના શુભ સંદેશા કહેતો—
ઝંડા ! કરજે જગતેડાં :
પ્રજા સઘળીના અહીં મેળા.

નીલ ગગનની નીલપ પીતી ઉન્નત તુજ આંખલડી;
અરુણ તણે કેસરિયે અંજન બીજી મીટ મઢીલી—
ઝંડા ! શશી-દેવે સીંચી,
ત્રિલોચન ! ધવલ આંખ ત્રીજી.

એ ત્રણ આંખ ભરી તેં દીઠાં તુજ ગૌરવ-રખવાળાં;
શ્રીફળના ગોટા સમ ફૂટચાં ફટફટ શીપ સુંવાળાં—
ઝંડા ! સાહિદ રહેજે, હો !
અમારા મૂંગા ભોગ તણો.

કુમળો બાળ, કિશોર, બુઝર્ગો—સહુ તુજ કાજે ધાયાં,
નર-નારી નિર્ધન-ધનવંતો—એ સબ ભેદ ભુલાયા;
ઝંડા ! સાહિદ રહેજે, હો !
રુધિરનાં બિન્દુ બિન્દુ તણો.

કો' માતાના ખાલી ખોળે આજ બન્યો તું બેટો;
કપાળનાં કંકુડાં હારી તેને પણ બળ દેતો—
ઝંડા ! સાહિદ રહેજે, હો !
હજારો છાનાં સ્વાર્પણનો.

તુજને ગોદ લઈ સૂનારાં મેં દીઠાં ટાબરિયાં,
તારાં ગીત તણી મસ્તીમાં ભૂખ-તરસ વીસરિયાં—
ઝંડા ! કામણ શાં કરિયાં !
ફિદા થઈ તુજ પાછળ ફરિયાં.

આજ સુધી અમ અવળી ભક્તિ : જૂઠા ધ્વજ પર ધાયાં;
રક્તપિપાસુ રાજકુલોના નેજા કાજ કપાયાં—
ઝંડા ! નિમકહલાલીનું
હતું એ કૂડ-બિરદ જૂનું.

પંથ પંથ ને દેવ દેવની પૂજા ધજા નિરાળી;
એ પૂજન-પર શીષ કપાવ્યાં : હાય ! કથા એ કાળી—
ઝંડા ! વીત્યા યુગ એવા
સકલ વંદનનો તું દેવા.

તું સાચું અમ કલ્પતરુવર : મુક્તિફળ તુજ ડાળે;
તારી શીત સુગંધ નથી કો' માનસ-સરની પાળે—
ઝંડા ! જુગ જુગ પાંગરજે;
સુગંધી ભૂતલ પર ભરજે !

રાષ્ટ્ર-દેવના ઘુમ્મટ ઉપર ગેહેરે નાદ ફરૂકે;
સબ ધર્મોના એ રક્ષકને સંતનૃપાલો ઝૂકે—
ઝંડા ! આજ ન જે નમશે,
કાલ તુજ ધૂલિ શિર ધરશે !

આઠે પહોર હુંકારા કરતો જાગ્રત રહે, ઉમંગી !
સાવધ રહેજે, પહેરો દેજે, અમે ન રહીએ ઊંઘી—
ઝંડા ! સ્વરાજ્યના સંત્રી !
રહો તુજ ઝાલર રણઝણતી !



## ૧૩

# ઓતરાદા વાયરા ઊઠો !

ઓતરાદા વાયરા, ઊઠો ઊઠો હો તમે—
ઓતરાદા વાયરા, ઊઠો !
કૈલાસી કંદરાની રૂપેરી સોડ થકી
ઓતરાદા વાયરા, ઊઠો !

ઘૂણન્તાં શિવ–જોગમાયાને ડાકલે
હાકલ દેતા, હો વીર, ઊઠો !
ભીડયા દરવાજાની ભોગળ ભાંગીને તમે
પૂરપાટ ઘોડલે છૂટો !—
ઓતરાદા વાયરા, ઊઠો !

ધરતીના દેહ પરે ચડિયા છે પુંજ પુંજ
સડિયેલાં ચીર, ધૂળ, કૂંથો;
જોબનનાં નીર મહીં જામ્યાં શેવાળ–ફૂગ !
ઝંઝાના વીર, તમે ઊઠો !—
ઓતરાદા વાયરા, ઊઠો !

કોહેલાં પાંદ–ફૂલ ફેંકી નાખો રે, ભાઇ !
કરમાતી કળીઓને ચૂંટો,
થોડી ઘણી વાર ભલે બુઝાતા દીવડા :
ચોર–ધાડપાડ ભલે લૂંટો !—
ઓતરાદા વાયરા, ઊઠો !

છો ને છુંદાય મારી કૂણેરી કૂંપળો :
સૂસવતી શીત લઈ છૂટો;
મૂર્છિત વનરાજિનાં ઢંઢોળો માથડાં,
ચીરો ચમકાર એનો જૂઠો !—
ઓતરાદા વાયરા, ઊઠો !

ઊઠો, કદરૂપ ! પ્રેતસૃષ્ટિના રાજવી !
ફરી એક વાર ભાંગ ઘૂંટો !
ભૂરિયાં લટૂરિયાંની આંધીઓ ઉરાડતા
હુહુકાર સ્વરે, કાળ, ઊઠો !—
ઓતરાદા વાયરા, ઊઠો !

કવિઓના લાડકડા મલયાનિલ મંદ મંદ !
રહેજે ચંદનની ગોદ સૂતો;
નથી નથી પર્વ પુષ્પધન્વાનું આજ : ઘોર
વિપ્લવના ઢોલડા ધડૂકો—
ઓતરાદા વાયરા, ઊઠો !



૧૪

# ઝંખના

[ ઢાળ : મારા કેસરભીના કંથ હો—એ માઢનો ]

મારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય :
મારી આતમ-જ્યોતના દીવડા ઝબૂકી ઝબૂકી ઝંખવાય.

જંપે જરી રોતાં લોચનિયાં, ત્યાં
ઝબકીને જાગી જવાય;
આઘે આઘે આછા યુગનર કેરા
પડછાયા પથરાય રે :
મહાવીર દૂરે દરશાય—મારી૦

આભ લગી એનાં મસ્તક ઊંચાં ને
પગ અડતા પાતાળ;
જુગજુગના જેણે કાળ વલોવ્યા ને
ડોલાવી ડુંગરમાળ રે :
ફોડી જીવનરૂંધણ પાળ—મારી૦

ઠપકા દેતી હસતી મૂરતી એ
ઝળહળતી ચાલી જાય;
સ્વપ્ન સરે, મારે કાન પડે
મારા દેશની ઊંડેરી હાય રે :
એનાં બંધન ક્યારે કપાય !—મારી૦

ઘન ઘન અંધારાં વીંધણહારો
જાગે ન કો' ભડવીર;
ડરતાં ડરતાં ડગલાં ભરતાં આ તો
વામન સરખાં શરીર રે :
અણભીંજલ ઊભાં છે તીર—મારી૦

જરીક જરીક ડગ માંડતાં મારી
જનનીને ના વળે જંપ;
આવો, વિપ્લવ ! આવો જ્વાલામુખી !
આવો, રૂડા ભૂમિકમ્પ રે :
ભેદો જીર્ણતા-દારુણ થંભ—મારી૦

## ૧૫

# ભારત-તીર્થ

જાગો જાગો રે પ્રાણ જાગો ધીરે
ભારતને ભવ્ય લોકસાગર-તીરે
રે પ્રાણ જાગો ધીરે.

૧

આંહીં નર-દેવ પાય, બન્ને બાહુ પસાય,
ઊભા મહકાય દેખ ગિરિવર સ્થિરે;
એની કીર્તિના છંદ, ગાતા નાદે બુલંદ,
પરમાનંદે હો પ્રાણ વંદો ધીરે;
જાગો જાગો રે પ્રાણ જાગો ધીરે
ભારતભૂમિને લોકસાગર-તીરે.

૨

કોના એ સાદ સૂણી ક્યાંથી આ ભોમ ભણી
માનવ-ઝરણીનાં મહાસ્રોત વળી આવ્યાં !
આર્યો ચીના દ્રવિડ, હૂણો શક અડાભીડ,
આવી આવીને સર્વ એકમાં સમાયાં.
જુદી જુદી જમાત ભાંગી ઘડિયો વિરાટ,
નિરમ્યા ઘોંઘાટ, એની હાક પડી રે
ભારતભૂમિને લોકસાગર-તીરે.

૩

ખાંડાંને ખણખણાટ, જયના લલકાર ગાતં,
મદછક જે ભાતભાત આવ્યા રણ વીંધી.
આવ્યા ભેદીને પ્હાડ, દેતા દસ્યૂ શી ત્રાડ,
ધરતી ચોગમ ઉજાડ લજ્જત સું[illegible]કીધી;
આવેલા એ તમામ, થોડા દિન ધૂમધામ
ગજવીને ગયા ગળી લૂણ જેમ નીરે;
મારી રગરગ મોજાર, એ સૌની રક્તધાર
ધબકે અનિવાર આજ યુગયુગથી રે
ભારતભૂમિને લોકસાગર–તીરે.

૪

આજે જે દૂર ખડા, પામર અભિમાની બડા,
તે સૌને થડથડા ! કાળ નહિ ધીરે;
ગાજો રે રુદ્રવીણા ! ભાંજો સહુની ભ્રમણા !
પાછા આવીને પડે અવનત શિરે
ભારતને ભવ્ય લોકસાગર–તીરે.

૫

એક દિન અહીં અણવિરામ, ગુંજ્યાં ૐકાર ગાન
જનજનને ચિત્તતંત્ર એક મંત્ર રણક્યો;
एकोऽहं–અગ્નિ પરે, બહુજન આહૂતિ ધરે,
સ્વાર્પણની વેદી તલેથી વિરાટ ડણક્યો.
આજે એ બીજી વાર, ચેતાયે યજ્ઞ–જ્વાલ,
નમવા વિણ નહિ ઉગાર, મગદૂર શી રે !
ભારતભૂમિને લોકસાગર–તીરે.

૬

આજે એ યજ્ઞકુંડ, માગે છે લાખ ફંદ,
દુઃખની ભેકુંડ લાલ જલતી જ્વાલા;
એ સબ દુઃખ વહન કરી, મર્મોનું દહન કરી,
આપે સળગે અભાગી આતમ મારા !
તારી એ ભસ્મમાંય, લજ્જા ભય વિલય થાય,
લઘુતા ધોવાઇ જાય, ગૌરવ-નીરે
ભારતભૂમિને લોકસાગર-તીરે.

૭

આવો બ્રાહ્મણ ને આર્ય, આવો શૂદ્રો અનાર્ય,
આવો ક્રિસ્તાન મુસલમાન ને અછૂતો,
આવો આવો પતિત, નિશ્ચલ નિશ્ચિત ચિત્ત,
માની મુક્તિના સર્વ સરખા દૂતો.
માના અભિષેક તણો મંગલ આ કુંભ ભણો,
સહુને સ્પર્શે જશે ભરાઇ પુણ્યનીરે
ભારતભૂમિને લોકસાગર-તીરે.
જાગો જાગો રે પ્રાણ જાગો ધીરે.

[ ભારતતીર્થ : ગીતાંજલિ ]

# મોતનાં કંકુ-ઘોળણ

કંકુ ઘોળજો જી કે કેસર રોળજો !
પીઠી ચોળજો જી કે માથાં ઓળજો !
ઘોળજો કંકુ આજ યોદ્ધા રંગભીને અવસરે,
રોપાય મંડપ મોતના ગુર્જરી કેરે ઘરઘરે;
મીંઢોળબંધા તજી માયા, સજી આયુધ નીસરે,
હરખાવ પ્રિયજન, ગાવ ગુણીજન, દ્દાવદુશ્મન થરથરે. ૧

જોદ્ધા જાગિયા જી કે કાયર ભાગિયા,
ડંકા વાગિયા જી કે હાકા લાગિયા;
લાગિયા હોહોકાર રણલલકાર ઘરઘર બારણે,
કંકુ લગાવત પ્રિયા, બ્હેની લળે વીરને વારણે;
સહુ સાથ લડશે, પછી રડશે કોણ કોને કારણે !
રિપુઓને આંગણ સંગ-પોઢણ પામવા દિલ રણઝણે. ૨

માંડ્યાં કારમાં જી કે જુદ્ધ જગે નવાં,
ના ના મારવા જી કે શીશ સમર્પવા;
કારમાં રણ ખાંડા વિનાનાં ખેલવા હાકલ પડી,
હુલ્લસિત હૈયે ઘાવ તાતા ઝીલવા સેના ચડી;
છો હણે ઘાતી, રખે થાતી રોષ-રાતી આંખડી,
ગુર્જરી ! તારાં જુદ્ધ નવલાં ન્યાળવા આલમ ખડી. ૩

ગુર્જર ઘેલડી જી કે એ અલબેલડી !
સમરાંગણુ ચડી જી કે તું ન હતી લડી !

ન હતા લડયા તારા બિચારા બાળ ગભરૂ ઘેલડા,
હર વરસ હોરી–ખેલ રસબસ રમન્તા તુજ છેલડા !
આવિયો ફાગણુ આજ ભીષણુ, ખેલજો રે ફૂલ–દડા !
મોતની ઝારી રક્ત–પિચકારી ભરી રિપુદળ ખડાં. ૪

રાજ વસંતનાં જી કે વાહ વધામણાં !
ગાઓ ગાવણાં જી કે જુદ્ધ જગાવણાં;

ગાઓ બજાવો, જુદ્ધ જગવો, વાહ ઘોર વધામણાં !
ગુર્જરી તારે મધુવને ગહેકે મયૂરો મરણના;
મઘમઘે જોબન, પ્રાણુ થનગન, લાગી લગન, સહાય ના,
પ્રગટે હુતાશન, ભીતિનાશન, ખમા વીર ! ખમા ! ખમા ! ૫

# ધીમાં ધીમાં લોચન ખોલો

હળવાં હળવાં લોચન ખોલો
ધીમાં ધીમાં લોચન ખોલો રે
સંહારના સ્વામી ! થોડા ડોલજો હો જી. ૧

ભમ્મરથી ભૂકમ્પોને ખેરજો હો જી.
દેવા ! પાંપણને સૂપડલે
સ્વામી ! પાંપણને સૂપડલે રે
સોજો ધરતીનાં કસ્તર ઝાટકી હો જી. ૨

મીટુંમાં માંડો માલિક ! ત્રાજવાં હો જી.
ત્રણે ખંડોને લ્યો તોળી
ચૌદે બ્રહ્માંડોને તોળી રે
સાંધણ નવ રાખો એકે વાલનાં હો જી. ૩

દૃગ રે ટાઢી ને હેમાળે ભરી હો જી.
દીઠે દાવાનળ ચેતાવ્યા
ચોગમ હુતાશન ચેત્તાવ્યા રે
સળગ્યા સિંધુ ને સળગ્યાં સાયરાં હો જી. ૪

માથે વિંટાળ્યા ધણીએ રાફડા હો જી.
ભીતર ભોરીંગો ફુંફાડે
જાગ્યા વાસંગી ફુંફાડે રે
ભાગ્યા વાદી ને ભાગ્યા ગારુડી હો જી. ૫

ભીડી પલાંઠી અવધૂ બેસિયા હો જી.
એનાં અણુચલ છે યોગાસન
એનાં મૂંગાં મૂંગાં શાસન રે
શબ્દ વિણ હાકેમ ! સત્તા હાલતી હો જી. ૬

કેને નવ મેલ્યા કેને મેલશે હો જી.
સ્વામી સૌનાં લેખાં લેશે
વારાફરતી લેખાં લેશે રે,
ખાતાં સૌ સૌનાં ખતવી રાખજો હો જી. ૭

સંહારના સ્વામી ! તારો વાંક શો હો જી.
તમને ઢંઢોળી જગાડયા
ધૂણી ધફોડી જગાડયા રે
જગવણહારાને જુગતે ઝાલજો હો જી. ૮

સંહારના સ્વામી ! તુંને વંદના હો જી.
તું છો શિવ અને છો સુંદર
તું છો સત્ય અને છો મંગળ રે
આખર તો એવા રૂપે રાજજો હો જી. ૯

ઘેરાં ઘેરાં લોચન ખોલો
ગાઢાં પાંપણનાં પડ ખોલો રે
સંહારના સ્વામી ! થોડા ડોલજો હો જી. ૧૦

રસ–સુંદરતા કેરી શાયરી છે બધી જાળ સુનેરી ભૂખ્યાં જનને—
ત્યારે હાય રે હાય, કવિ! તુંને શબ્દોની ચાતુરી ગૂંથવી કેમ ગમે!

દિનરાત જેઓની નસેનસમાં
પડે ઘોષ ભયંકર યંત્ર તણા,
પીએ ઝેરી હવા જે દમેદમમાં,
એને શાયર શું! કવિતા શું! ફૂલો અને તારલિયામાં એ કેમ રમે?
ત્યારે હાય રે હાય, કવિ! તુંને કૃષ્ણ કનૈયાની બંસરી કેમ ગમે!

સારા વિશ્વની જે દી ક્ષુધા શમશે,
ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિજનને જડશે:
કવિ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને,
તારાં કૂજન આજ જલાવી દે, પ્રાણ! રે દંભ ગાવા તને કેમ ગમે!

# ૧૮

# કવિ, તને કેમ ગમે?

ધરતીને પટે પગલે પગલે
ભૂખી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે :
અહોરાત કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે—
ત્યારે હાય રે હાય, કવિ! તને પૃથ્વી ને પાણી તણાં શેણે ગીત ગમે!

લથડી લથડી ડગલાં ભરતી,
લાખો નાર ગલીગલીએ ફરતી,
સારી રાત ભૂખે મજૂરી કરતી :
'મારાં બાળ પરોઢિયે જાગીને માગશે ભાત' વિચારી એ દેહ દમે—
ત્યારે હાય રે હાય, કવિ! તને સંધ્યા ને તારકનાં શેણે ગીત ગમે!

મન! છોડ નિહાળવા તારલિયા,
કાળાં કેદખાનાં કેરા જો સળિયા—
એનાં ક્રંદન શું નથી સાંભળિયાં?
એની ભીતર મૌન એકાકી રિબાઇ રિબાઇ હજારોના પ્રાણ શમે—
ત્યારે હાય રે હાય, કવિ! તુંને સાગરતીર કેરાં શેણે ગીત ગમે!

મહારોગ ને મૃત્યુના સાગરમાં,
લાખો ચીસ–નિઃશ્વાસભર્યા જગમાં,
સિતમે સળગંત ધરા–તલમાં :

'જાગો હો, બળહીણાં બંધુબેનડી !'
આપણાં આવ્યાં છે ટાણાં;
ઊઠો હો ખંખેરી ખોટી બીકને !
મુગતિનાં વાયે રે વા'ણાં—ઊંડી રે૦

સમરથનો સૂરજ આજે આથમે,
આથમે ભૂપતિઓના ભાણ;
ખંડ રે પતિયુંના તખતો ખળભળે,
ભાઈ ! એના દળમાં ભંગાણ—ઊંડી રે૦

દૂબળાં રે'વું છે દિન કેટલા !
કેટલા જુગ રે કંગાળ !
નોધારાં થઈને શીદ શરણાં લિયો ?
દુનિયાને દેજો રે હુંકાર—ઊંડી રે૦

લખોમખ વેરી છે ધણીએ રિદ્ધિયું
ધરતીને ખોળે ઠોરઠોર;
ખાવિંદે દીધા છે દરિયા ને હવા;
આજે એમાં પડિયા છે

ઊંચાં ને નીચાં રે ધનવંત-નિ
ભાઈ ! એ તો કૂડના રે
ભેદની ભીંત્યુંને [illegible] આજે ભાંગવી,

## ૧૯

# ધરતી માગે છે ભોગ !

('દેવાયત પંડિત દા'ડા દાખવે...' એ જૂના ભજનનો ઢાળ)

'પોરો રે આવ્યો, હો સંતો પાપનો;
ધરતી માગે છે ભોગ.'

ઊંડી રે નીંદરુમાં અમે સાંભળ્યું :
'ધરતી માગે છે ભોગ !'
સૂતાં રે સ્વપનામાં અમે સાંભળ્યું :
'ધરતી માગે છે ભોગ !'

પડઘા પડ્યા રે ખંડેખંડમાં,
ઘન ઘન સૂસવ્યા પવન;
અંધારી રાત્યુંનો મારો સાયબો
આવે વીંઝે ગાઢાં વન—ઊંડી રે૦

દીધા રે ટકોરા એણે દ્વારમાં,
ભાંગ્યા એણે ભોગળોના ભાર;
વેણુ રે વગાડી વસમા સૂરની,
સાયબાના ઝણેણ્યા સિતાર—ઊંડી રે૦

'નીંદરનાં ઘેરાણાં તમે જાગજો !'
ગરજ્યો સાહેબનો સવાલ;
'આગ્યુનાં ઓરાણાં તમે ઊઠજો !'
કબરુંનાં ઊઠો રે કંકાલ !—ઊંડી રે૦

# દીઠી સાંતાલની નારી

દીઠી સાંતાલની નારી—રે આજ દીઠી સાંતાલની નારી;
શીમુળના ઝાડ હેઠ જાતી ને આવતી દીઠી સાંતાલની નારી.

માથે માંડેલ છે માટીની સૂંડલી :
ઘાટીલા હાથમાં થોડી થોડી બંગડી :
પાતળિયા દેહ પરે વીંટેલી ચૂંદડી :
કાયાની કાંબડી કાળી :

કેશુડા રંગના ભડકા લ્હેરાવતી લાલ લાલ કોરની સાડી;
શીમુળના ઝાડ હેઠ સબકારે ચાલતી દીઠી સાંતાલની નારી.

આષાઢી મેઘ અને થોડી શી વીજળી
લઈને બેઠેલ હશે બ્રહ્મા :
ભૂલકણા દેવ, તમે પંખીડું વીસરી,
ઘડી કેમ માનની કન્યા !

પાંખોની જોડ એના હૈયામાં સંઘરી સરજી સાંતાલની નાર
ઊડું ઊડું હીંડતી હલકે વિદ્યાધરીઃ દીઠી સાંતાલની નારી.

દખણાદા વાયરાની કો'ક કો'ક લેરખી
વહી જાતી શીતને ધખાવે;
સૂકેલાં પાંદ અને ધૂળ તણી આંધીઓ,
મરુતોની મોજને ચગાવે :

પ્યાલા રે ઘૂંટચા મેં અમરત–પાનના :
આવજો પીવા પ્રેમવાન !
ઘૂરે રે લાલપ–ઘેરી આંખડી,
મરવા બનો મસ્તાન—ઊંડી રે૦

ઊંડી રે નીંદરુમાં અમે માનિયું :
વાયરો સૂસવે ભેંકાર,
ગાઢ રે સપનામાં અમે શોચિયું :
વાદળ કરે રે પોકાર—ઊંડી રે૦

ગાફિલ બનીને ઓઢચાં ગોદડાં,
ઘર ઘર ઘોર્યાં સારી રેન;
જાગન્તા દીઠા રે નેજા ફટકતા,
ઊતર્યાં મતલબનાં ઘેન—ઊંડી રે૦

સાયબાને દીઠો ઝળહળ ઝૂઝતો,
ચોય દશ ચડચા એના વીર;
તંબૂરાની કીધી તૂરી ને ભેરીઓ,
પાયાં એણે પોતાનાં રુધિર—ઊંડી રે૦

માટીનાં કીધાં રે એણે માનવી,
જળમાંથી જલાવ્યા ચેરાગ;
ધજા રે રોપાણી સત–ધરમની,
કૂડ–ઘેરે કળેળ્યો હો કાગ—ઊંડી રે૦

# દીઠી સાંતાલની નારી

દીઠી સાંતાલની નારી—રે આજ દીઠી સાંતાલની નારી;
શીમુળના ઝાડ હેઠ જાતી ને આવતી દીઠી સાંતાલની નારી.

માથે માંડેલ છે માટીની સૂંડલી :
ઘાટીલા હાથમાં થોડી થોડી બંગડી :
પાતળિયા દેહ પરે વીંટેલી ચૂંદડી :
કાયાની કાંબડી કાળી :

કેશુડા રંગના ભડકા લ્હેરાવતી લાલ લાલ કોરની સાડી;
શીમુળના ઝાડ હેઠ સણકારે ચાલતી દીઠી સાંતાલની નારી.

આષાઢી મેઘ અને થોડી શી વીજળી
લઇને બેઠેલ હશે બ્રહ્મા :
ભૂલકણા દેવ, તમે પંખીડું વીસરી,
ઘડી કેમ માનની કન્યા !

પાંખોની જોડ એના હૈયામાં સંઘરી સરજી સાંતાલની નારી;
ઊડું ઊડું હીંડતી હલકે વિદ્યાધરીઃ દીઠી સાંતાલની નારી.

દખણાદા વાયરાની કો'ક કો'ક લેરખી
વહી જાતી શીતને ધખાવે;
સૂકેલાં પાંદ અને ધૂળ તણી આંધીઓ,
મરુતોની મોજને ચગાવે :

શાળાનો ઘંટ થાય, દૂર દૂર વહી જાય પાવા બજાવતી ગાડી;
એવા પરભાતને પો'રે મેં એક દી દીઠી સાંતાલની નારી.

પેલું બંધાય મારું માટીનું ખોરડું :
શીતળ, નાજુક ને સુંવાળું;
મે'લને ઝરૂખે હું બેસીને કોડભર્યો
મજૂરોની મેદિની નિહાળું :

કડિયાની હાક પડે—હડીઓ ત્યાં કાઢતી દીઠી સાંતાલની નારી;
ધગધગતી માટીની સૂંડલીઓ સારતી દીઠી સાંતાલની નારી.

પો'રને બપોર એની બળબળતી દેહના
કરતી'તી રોજ રોજ છૂંદા;
કવિની કુટીર તણાં ભીતડાંને કારણે
ખેંચે એ ધૂળ તણા લૂંદા :

લાજી લાજીને મારાં લોચન બિડાય છે: દીઠી સાંતાલની નારી;
ધિક્કારે આત્માના દીપક ઝંખાય છે: દીઠી સાંતાલની નારી.

પ્રિયજનની સેવાને કારણિયે સરજેલી
નારીની પુણ્યવતી કાયા;
એ રે કાયાનાં આજ દુનિયાના ચોકમાં
સોંઘેરા હાટડાં મંડાયાં :

ચાર-આઠ ત્રાંબિયાની રોજી આપીને મેં લૂંટી સાંતાલની નારી :
દીઠી સાંતાલની નારી—રે આજ દીઠી સાંતાલની નારી.

# ૨૧

# બીડીઓ વાળનારીનું ગીત

બીડીઓ વાળો ! બીડીઓ વાળો ! બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

બાર પૈસાની પાંચસો લેખે બીડીઓ વાળો....રે !
કંથ કોઢીલા ડેલીએ બેઠા,
વાડીઓ વેચી બાંધતા રેટા,

લાલ કસુંબે લેટંલેટાં : પાડતા લાળો....રે !
આવશે ખાવા, માગશે થાળી, કાઢશે ગાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

ભૂખ લાગી છે—બીડીઓ વાળો !
ઊંઘ આવે છે—બીડીઓ વાળો !

આંખમાં લાગી અગન-ઝાળો : બીડીઓ વાળો....રે !
પાછલી રાતે, પો'ર દિ' થાતે, બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

મેલવા વા'લાં બાળક રોતાં,
તાવ આવે તો મૂકવાં પોતાં,

નાકનાં પાણી લ્હોતાં લ્હોતાં બીડીઓ વાળો....રે !
કંથને જોશે પાન-સોપારી : બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

મીઠાં મીઠાં ઝોલાં આવે,
પાંદડાં જડદો ગાવડી ચાવે,

વાણિયો કાંટોકાંટ તોળાવે ; બીડીઓ વાળો....રે !
ઓછું થાતાં, દામ કપાતાં : બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

રાજનું છોરુ, રાજની જોરુ,
કેમ કરી હું ઓજલ ખોલું ?

ઓરડો ઓઢી અંગ સંતાડું, બીડીઓ વાળો....રે !
સાડલે લીરા, કાળજે ચીંગ, બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

આજ અજવાળી રાત રુમઝુમતી,
કંકુડી કોળણ રાસડે રમતી,

હુંય જાણું છું બીડીઓ વણતી : બીડીઓ વાળો....રે !
અન્ન વસ્તર ને આબરૂ સાટુ બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

પાંદડાં કાપું—આવતી નીંદર,
આંગળી વાઢે ઊંઘમાં કાતર,

ટેરવાં તૂટે વીંટતાં સૂતર : બીડીઓ વાળો....રે !
હાંફતી છાતી, ખાંસીઓ ખાતી, બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે !

શેઠિયો સૂતરફેણી લાવે,
પાનનાં બીડાં પાતર ચાવે,

લોહીના બળખા મારે આવે : બીડીઓ વાળો....રે
છાતીએ ચાંપી શેકના ગોટા, બીડીઓ વાળો....રે !
નિરાધાર, બીડીઓ વાળો....રે

આજ દુનિયાને હાટડે દેખો,
મોંઘાં ગાંજા, ભાંગ ને સૂકો,

સોંઘો સ્ત્રીના દેહનો ભૂકો : બીડીઓ વાળો....રે !
જીવતાં જનનાં શોણિત સોંઘાં : બીડીઓ વાળો....રે !
બીડીઓ વાળો ! બીડીઓ વાળો ! બીડીઓ વાળો....રે !
ચાર પૈસાની પાંચસો લેખે બીડીઓ વાળો....રે !

# ૨૨

## ઘણ રે બોલે ને—

[ ઢાળ : ભજનનો ]

ઘણ રે બોલે ને એરણ સાંભળે હો....જી :
બંધુડો બોલે ને બેનડ સાંભળે હો....જી.

એ જી સાંભળે વેદનાની વાત—
વેણ રે વેણ હો સત–ફૂલડાં ઝરે હો....જી.

બહુ દિન ઘડી રે તલવાર,
ઘડી કાંઈ તોપું ને મનવાર;
પાંચ–સાત શૂરના જયકાર
કાજ ખૂબ ખેલાણા સંહાર :
હો એરણ બેની !—ઘણ રે બોલે ને૦

પોકારે પૃથ્વીના કણ કણ કારમા હો....જી :
પોકારે પાણીડાં પારાવારનાં હો....જી.

જળ–થળ પોકારે થરથરી :
કબરુંની જગ્યા રહી નવ જરી;
હાય, તોય તોપું રહી નવ ચરી:
હો એરણ બેની !—ઘણ રે બોલે ને૦

ભઠ્ઠિયું જલે રે બળતા પો'રની હો....જી :
ધમણ્યું ધમે રે ધખતા પો'રની હો....જી.
બન બન અંગારે ઓરાણા,
કસળી ને કારીગર ભરખાણા;
ક્રોડ નર જીવંતા બફાણા—
તોય પૂરા રોટા નવ શેકાણા :
હો એરણ બેની !—ઘણ રે બોલે નં૦

હથોડા પડે રે આજ જેના હાથના હો....જી
તનડાં તૂટે રે આજ જેની કાયનાં હો....જી
સોઇ નર હાંફીને આજ ઊભો,
ઘટડામાં ઘડે એક મનસૂબો :
બાળ મારાં માગે અન્ન કેરી દેગ;
દેવે કોણ, દાતરડું કે તેગ ?
હો એરણ બેની !—ઘણ રે બોલે નં૦

આજુથી નવેલાં ઘડતર માંડવાં હો....જી :
ખડગખાંડાંને કણ કણ ખાંડવાં હો—જી.
ખાંડી ખાંડી ઘડો હળ કેરાં સાજ !
ઝીણી રૂડી દાતરડીનાં રાજ
આજ ખંડખંડમાં મંડાય,
એણી પેરે આપણ તેડાં થાય :
હો એરણ બેની !--ઘણ રે બોલે નં૦

ઘડો હો બાળક કેરાં ઘોડિયાં હો....જી :
ઘડો હો વિયાતલ નારના ઢોલિયા હો....જી.
ભાઈ મારા ! ગાળીને તોપગોળા,
ઘડો સુઈ–મોચીના સંચ ઓળા;
ઘડો રાંક રેંટુડાની આરો,
ઘડો દેવ–તંબૂરાના તારો :
હો એરણ બેની !—ઘણ રે બોલે ને૦

ભાંગો, હો ભાંગો, હો રથ રણજોધના હો....જી :
પાવળડાં ઘડો, હો છોરુડાંનાં દૂધનાં હો....જી.
ભાઈ મારા લુવારી ! ભડ રે'જે,
આજ છેલ્લી વેળાના ઘાવ દેજે;
ઘાયે ઘાયે સંભાયેં ઘટડામાં,
ક્રોડ ક્રોડ શોષિતો દુનિયાનાં :
હો એરણ બેની—ઘણ રે બોલે ને૦



## સોના–નાવડી

ગાજે ગગને મેહુલિયા રે,
　　વાજે વરસાદ ઝડી :
નદી–પૂર ઘૂઘવિયાં રે,
　　કાંઠે બેઠી એકલડી :
મારા નાના ખેતરને રે
　　શેઢે હું તો એકલડી.

*

મેં તો ધાન વાઢી ઢગલા કરિયા,
રૂડાં ગાંસડી ગાંસડીએ ભરિયાં—
ત્યાં તો વાદળ ઘોર તૂટી પડિયાં,
ભીંજુ ઓથ વિનાની રે,
　　અંગે અંગે ટાઢ ચડી.
મારા નાના ખેતરને રે,
　　શેઢે હું તો એકલડી.

*

સામે કાંઠે દેખાયે રે,
　　વા'લું મારું ગામડિયું :
ગોવાલણ–શી વાદળીએ રે,
　　વીંટયું જાણે ગોકળિયું.
મારી ચૌદિશે પાણીડાં નાચી રહ્યાં,
આખી સીમેથી લોક અલોપ થયાં,
દિનનાથ રવિ પણ આથમિયા.

ગાંડી ગોરજ ટાણે રે
નદી અંકલાશે ચડી :
એને ઉજ્જડ આરે રે
ઊભી હું તો એકલડી :
મારા નાના ખેતરને રે
શેઢે હું તો એકલડી.

*

પેલી નૌકાનો નાવિક રે
આવે ગાતો : કોણ હશે ?
મારા દિલડાનો માલિક રે
જૂનો જાણે બંધુ દિસે.
એની નાવ ફૂલ્યે શઢ સંચરતી,
એની પંખી-શી ડોલણહાર ગતિ,
નવ વાંકીચૂંકી એની દૃષ્ટિ થતી :
આવે મારગ કરતી રે
પ્રચંડ તરંગ વિષે.
હું તો દૂરેથી જોતી રે
જૂનો જાણે બંધુ દિસે :
પેલી નૌકાનો નાવિક રે
આવે ગાતો કોણ હશે ?

*

ક્યિા દૂર વિદેશે રે,
નાવિક, તારાં ગામતરાં ?
તારી નાવ થંભાવે રે
આંહીં પલ એક જરા !

તારી જ્યાં ખુશી ત્યાં તું જજે સુખથી,
મારાં ધાન દઉં તુંને વ્હાલપથી,
તુંને ફાવે ત્યાં વાપરજે, હો પથી!
મારી લાણી લેતો જા રે,
મોઢું મલકાવી જરા;
મારી પાસ થાતો જા રે
આંહીં પલ એક જરા:
કિયા દૂર વિદેશે રે,
નાવિક, તારાં ગામતરાં?

*

લે લે ભારા ને ભારા રે
—છલોછલ નાવલડી;
'બાકી છે?' વા'લા મારા રે!
હતું તે સૌ દીધ ભરી.
મારી જૂની પછેડી ને દાતરડી,
મારાં ભાતની દોણી ને તાંસળડી—
તુંને આપી ચૂકી સર્વ વીણી વીણી,
રહ્યું લેશ ન બાકી રે—
રહ્યું નવ કંઇ યે પડી:
રહી હું જ એકાકી રે
આવું તારી નાવે ચડી;
લે લે ભારા ને ભારા રે!
—છલોછલ નાવલડી.

*

હું તો ચડવાને ચાલી રે,
નાવિક નીચું જોઇ રહે :
'નવ તસુ પણ ખાલી રે
નૌકા નહિ ભાર સહે.'
મારી સંપત વ્હાલી રે,
શગોશગ ભાઇ રહે.
—હું તો ચડવાને૦

*

નાની નાવ ને નાવિક પંથે પળ્યાં,
ગગને દળ-વાદળ ઘેરી વળ્યાં,
આખી રાત આકાશેથી આંસુ ગળ્યાં.
સૂની સરિતાને તીરે રે,
રાખી મુંને એકલડી :
મારી સંપત લૈને રે,
ચાલી સોના-નાવલડી :
મારા નાના ખેતરને રે
શેઢે હું તો એકલડી.



## ૨૪

# અભિસાર

મથુરા શે'રની રાંગે સંન્યાસી ઉપગુપ્ત કો',
સંકોડી ઇન્દ્રિયો સર્વ એક રાત સૂતો હતો.

*

પવનમાં પુરદીપ ઠરેલ છે,
જન તણાં ગૃહદ્વાર બીડેલ છે;
ગગનનાં ભર શ્રાવણ–તારલા
ઘનઘટા મહીં ઘોર ડૂબેલ છે.

*

ઓચિંતી અંધકારે ત્યાં ગુંજી છે પગઝાંઝરી :
યોગીની છાતીએ પાટુ કોના પાદ તણી પડી ?
ચમકી પલક માંહે સંત જાગી ઊઠે છે,
સુખમય નિદ્રાના બંધ મીઠા તૂટે છે.
ઝબૂક ઝબૂક જ્યોતિ ગુપ્ત કો' દીપકેથી
કરુણ વિમલ નેત્રે સંત કેરે પડે છે.

*

નામે વાસવદત્તા કો' પુરવારાંગના વડી
ચડેલી છે અભિસારે, માતેલી મદયૌવના.
અંગે ઝૂલે પવન–ઊડતી ઓઢણી આસમાની,
ઝીણી ઝીણી ઘુઘરી ઝણકે દેહ–આભૂષણોની;
પ્યારા પાસે પળતી રમણી અંધકારે અજાણ,
સાધુગાત્રે ચરણ અથડાતાં ઊભી સ્તબ્ધ છાની.

અભાગી કોણ સૂતું તે દેખવા દીવડો ધરે :
યોગીને અંગડે ગૌર નવેલી રોશની ઝરે.
તરુણ સૌમ્ય સુહાસવતી વયે
નયનથી કરુણાકિરણો દ્રવે;
મધુર ઇન્દુ સમી સમતા-સુધા
વિમલ લાલ લલાટ થકી ઝરે.

❋

લજ્જાભારે નમ્યાં નેત્ર, લાલિત્યે ગળિયું ગળું;
આજીજીના સ્વરો કાઢી યાચે છે અભિસારિકા :
"ક્ષમા કરો! ભૂલ થઇ, કુમાર!
કૃપા ઘણી, જો મુજ ઘેર ચાલો.
તમે મૃદુ, આ ધરતી કઠોર,
ઘટે ન આંહીં, પ્રિય, તોરી શય્યા."

❋

કરુણ વચન બોલી યોગી આપે જવાબ,
ટપકતી અધરેથી માધુરીપૂર્ણ વાણી :
"નથી નથી મુજ ટાણું, સુંદરી! આવ્યું હાવાં;
જહીં તું જતી જ હો ત્યાં, આજ તો જા, સુભાગી!
જરૂર જરૂર જ્યારે આવશે રાત મારી,
વિચરીશ તુજ કુંજે તે સમે આપથી હું."

❋

ઓચિંતો આભ ફાડે લસલસ વીજળીજીભ ઝૂલન્ત ડાચું,
ક્મ્પી ઊઠી ભયેથી રમણી રજની–અંધાર એ ઘોર વચ્ચે;
વાવાઝોડું જગાવી પવન પ્રલયના શંખ ફૂંકે કરાલ,
આભેથી વજ્ર જાણે ખડખડ હસતું મશ્કરી કો'ની માંડે.

વીત્યા છે કૈં દિનો—માસો આષાઢી એહ રાતને;
વર્ષ પૂરું નથી વીત્યું—સંધ્યા ઢોળાય ત્રૌની.

ફરર ફરર ફૂંકી આકળો વાયુ વાય,
સડક પર ઝુકેલા વૃક્ષને મ્હોર બેઠા;
ઊઘડી ઊઘડી મ્હેકે રાજબાગે રૂપાળાં
બકુલ, રજનીગંધા, પુષ્પ પારૂલ પ્યારાં.

*

વાયુની લ્હેરીએ વ્હેતા આવે દૂર સુદૂરથી,
મંદ મંદ સુરા-ભીના ધીરા કૈં સ્વર બંસીના.

નગર નિર્જન : પૌરજનો બધાં
મધુવને ફૂલ-ઉત્સવમાં ગયાં;
નીરખતો ચુપચાપ સૂની પુરી
હસી રહ્યો નભ પૂનમચાંદલો.

સૂને પંથે નગર મહીં એ નિર્મળી ચાંદનીમાં,
સંન્યાસી કો' શરદ-ઘન શો એકલો જાય ચાલ્યો;
એને માથે તરુવર તણી શ્યામ ઘેરી ઘટાથી
વારે વારે ટહુ ! ટહુ ! રવે કોયલો સાદ પાડે.

*

આવી-શું આજ એ રાત્રિ યોગીના અભિસારની !
આપેલા કોલ આજના પાળવા શું પળે છ એ !

નગર બા'ર તપોવન નીસર્યો,
ગઢની રાંગ કને ભમવા ગયો;
તિમિરમાં સહસા કંઈ પેખિયું :
વનઘટા તણી છાંય વિષે પડ્યું.

*

પડી નિજ પગ પાસે એકલી રંક નારી,
તન લદ્દબદ્દ આખું શીતલાના પરૂથી;
વિષ સમ ગણી એની કાળી રોગાળી કાયા,
પુરજન પુરબા'રે ફેંકી ચાલ્યા ગયા'તા.



સંન્યાસીએ નમી નીચે માથું રોગવતી તણું
ધીરેથી ઝાલીને ઊંચું પોતાના અંકમાં ધર્યું.

સૂકા એના અધર પર સીંચી રૂડી નીરધારા,
પીડા એને શિર શમવવા શાંતિમંત્રો ઉચાર્યા:
ગેંગેલા એ શરીર ફરતો ફેરવી હાથ ધીરો,
લેપી દીધો સુખડઘસિયો લેપ શીળો સુંવાળો.



પૂછે રોગી: "મુજ પતિતની પાસ ઓ આવનારા!
આંહીં તારાં પુનિત પગલાં, કેમ થાયે, દયાળા?"
બોલે યોગી: "વીસરી ગઈ શું કોલ એ, વાસુદત્તા!
તારા મારા મિલનની, સખિ! આજ શૃંગારરાત્રિ."

ઝર્યાં પુષ્પો શિરે એને, કોકિલા ટહુકી ઊઠી:
પૂર્ણિમારાત્રિની જાણે, જ્યોત્સના છલી ઊઠી.



## ૨૫

# ઝાકળનું બિન્દુ

ઝાકળના પાણીનું બિન્દુ
એકલવાયું બેઠું'તું;
એકલવાયું બેઠું'તું ને
સૂરજ સામે જોતું'તું;
સૂરજ સામે જોતું'તું ને
ઝીણું ઝીણું રોતું'તું :

"સૂરજ ભૈયા! સૂરજ ભૈયા!
હું છું ઝીણું જલબિન્દુ;
મુજ હૈયે તમને પધરાવું
શી રીતે, હે જગબંધુ!

"તમે દૂર વાદળમાં વસતા,
સાત અશ્વને કરમાં કસતા,
બ્રહ્માંડોની રજ રજ રસતા
ઘૂમો છો, બંધુ!
તમ વ્હોણું મુજ જીવન સઘળું
અશ્રુમય, હે જગબંધુ!"

"જલબિન્દુ રે જલબિન્દુ!
ઓ નાજુક ઝાકળબિન્દુ!"
સૂરજ બોલે : "સુણ, બંધુ!

"હું તો ત્રિલોકમાં ફરનારો,
કોટિ કિરણો પાથરનારો,
ગગને રમનારો :
તેમ છતાં હું તારો તારો;

"તોય મને તું વ્હાલું વ્હાલું,
બાળાભોળા જલબિન્દુ !
તુજ હૈયે હું પોઢી જાણું,
હે ઝાકળબિન્દુ !

"તુજ સરીખો નાનકડો થૈને,
તુજ અંતરમાં આસન લૈને,
ઇન્દ્રધનુની રમતો રમવા
આવીશ, હે બિન્દુ !

"તુજ જીવનમાં પ્રકાશ વાવું,
તુજ અશ્રુને હાસ્ય બનાવું,
હે નાજુક બિન્દુ !"

હસતે મુખડે સૂરજરાણા
જલબિન્દુમાં જઈ સમાણા :
રુદનભર્યા જીવનમાં ગાણાં
ગાઇ રહ્યું ઝાકળબિન્દુ !

# રાતાં ફૂલડાં

[ સોનલા ઈંઢોણી રૂપા બેડલું રે પાલવ છોડજો,
પાણીડાં ગયાં'તી તળાવ, નવલનદી નવ પાલવ છોડજો !
—એ લગ્નગીતનો ઢાળ ]

વનરા તે વન કેરી કોટયમાં રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈએ પધરાવ્યાં પેટનાં બાળ—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

અરધી રાતલડીનો ચાંદલો રે રાતાં ફૂલડાં,
હાં રે નીચે મલકે છે મા-મેલ્યાં બાળ—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

હસ મા એવલડું, હો લાડકા રે રાતાં ફૂલડાં,
હાં રે મારાં કળીએ કાળજડાં કપાય—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

જમણે હાથે મીંચી આંખડી રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈએ ડાબે હાથે દબવેલી ડોક—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

બાર માસ બાળ-કુંવારડી રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈનાં તેર માસે લખિયાં લગન—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

એક રે દશીની ઉપવાસણી રે રાતાં ફૂલડાં,
હાં રે બાઈ તો હરિ–મંદિર પૂજવાને જાય—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

હસતાં ને રમતાં હિંડોળલે રે રાતાં ફૂલડાં,
હાં રે બાઇએ નીરખ્યા છે બાળગોપાળ—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

થડક્યાં થાનોલાં, થંભી ગઇ રે રાતાં ફૂલડાં,
હાં રે બાઇની છાતીમાં છલ છલ દૂધ—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

"સરજ્યાં જો હત મારે ખોળલે રાતાં ફૂલડાં,
"હાં રે તમને પહેરાવત હીર ને ચીર !"—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

"ભૂલી હો ભૂલી હો ભૂંડી માવડી રે રાતાં ફૂલડાં,
"હાં રે મારી તે દિ'ની મરડેલી ડોક"—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

"આવડાં ધાવણ આજે ઊભરે રે રાતાં ફૂલડાં,
"હાં રે મારી તે દિ'ની તરસ સંભાર !"—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

"ઝૂલું હું જશોદા માને ખોળલે રે રાતાં ફૂલડાં,
"હાં રે તારે ખોળલે અગન કેરી ઝાળ !"—
વનરામાં ગલ રાતાં ફૂલડાં.

# એકલો

તુજ સુખની મ્હેફિલમાં તું સહુને નોતરજે,
પણ જમજે અશ્રુની થાળ એકલો;
હોંશીલા જગને હસવા તેડું કરજે :
સંઘરજે ઉરની વરાળ એકલો.

તુજ દ્વારે દ્વારે દીપકમાલ ચેતવજે :
ગોપવજે દિલ–અંધારાં એકલો;
બીજાંને આંગણ અમૃત–ઝરણાં રેલવજે :
પી લેજે વિષ તારાં તું એકલો.

તુજ ગુલશનનાં ગુલ જે માગે તેને દેજે,
ને સહેજે સર્પોના દંશ એકલો;
કીર્તિની કલગી સહિયારે કર દેજે :
ભોગવજે બદનામી–અંશ એકલો.

દિલદિલની દુઃખ–વાતો દિલસોજીથી સુણજે :
ચૂપ રહેજે કાપી જબાન એકલો;
કો' થાકેલા પગની કાંકર ચૂમી લેજે :
કદમો ભરજે કંટક પર એકલો.

## ૨૮

# માની યાદ

કોઇ દી સાંભરે નૈ

મા મને કોઇ દી સાંભરે નૈ.

કેવી હશે ને કેવી નૈ

મા મને કોઇ દી સાંભરે નૈ.

૧

કોક કોક વાર વળી રમ્મત વચાળે મારા

કાનમાં ગણગણ થાય;

હુ તુ તુ તુ ની હડિયાપાટીમાં

માનો શબદ સંભળાય—

મા જાણે હીંચકોરતી વઈ ગઈ,

હાલાંના સૂર થોડા વેરતી ગઈ— કોઈ દી૦

૨

શ્રાવણની કોક કોક વેલી સવારમાં

સાંભરી આવે બા--

પારિજાતકની મીઠી સુગંધ લઈ

વાડીએથી આવતા વા,

દેવને પૂજતી ફૂલ લૈ લૈ

મા એની મે'ક મે'ક મેલતી ગઈ— કોઈ દી૦

૩

સૂવાના ખંડને ખૂણે બેસીને કદી
　　　આભમાં મીટ માંડું;
માની આંખો જ જાણે જોઈ રહી છે મને
　　　એમ મન થાય ગાંડું.
તગમગ તાકતી ખોળલે લૈ,
　　　ગગનમાં એ જ દૃગ ચોડતી ગૈ—

કોઇ દી સાંભરે નૈ
　　　મા મને કોઇ દી સાંભરે નૈ;
કેવી હશે ને કેવી નૈ
　　　મા મને કોઇ દી સાંભરે નૈ.

[ રવીન્દ્રનાથ ઠાકુરના 'મને પડા' ઉપરથી. ]



# મરતા બાળકનું આશ્વાસન

આવજો આવજો વા’લી બા !
એકવાર બોલ: ભલે ભાઈ, તું જા !

૧

પાછલી તે રાતને પે’લે પરોઢિયે
ઝબકીને તું જ્યારે જાગે,
રે મા ! ઝબકીને તું જ્યારે જાગે,
ઓશીકે-પાંગતે ફેરવતાં હાથ તુંને
પડખું ખાલી લાગે, હો મા !

માડી, મને પાડજે હળવા સાદ,
પડઘો થઈ હું દૈશ જવાબ—આવજો૦

૨

તારા હૈયા તે પરે ખેલવા ને ગેલવા
આવું બની હવાનો હિલોળો,
રે મા ! આવું બની હવાનો હિલોળો;
લાંબી લટોમાં રમું ઓળકોળાંબડે
ગૂંથશે તું જ્યારે અંબોડો, હો મા !

માડી! તારો ઝાલ્યો હું નહિ રે ઝલાઉં,
ચાર-પાંચ ચુમી ભરી ચાલ્યો જાઉં—આવજો૦

૩

ચંદન-તળાવડીનાં નીર મહીં ના'તી
જોઇ જૈશ હું તને જ્યારે,
રે મા ! જોઇ જૈશ હું તને જ્યારે;
મોજું બનીને તારે અંગેઅંગ મા'લીશ
તોય મને કોઇ નહિ ભાળે, હો મા !
માડી ! મારી છલછલ છાની વાત
સાંભળીને કરજે ના કલપાંત—આવજો૦

૪

આષાઢી રાતની મેહુલિયા-ધારનું
ઝરમર વાજું વગાડું,
રે મા ! ઝરમર વાજું વગાડું;
બાબુડિયા બેટડાને સંભારી જાગતી
માડી ! તુંને મીઠડી ઉંઘાડું, હો મા !
માડી, હું તો વીજળીનો ઝબકારો
કે જાળિયેથી 'હાઉક !' કરી જૈશ હું અટારો—આવજો૦

૫

આકાશી ગોખનો ટલમલ તારલો
થૈને બોલીશ : બા ! સૂઇ જા,
રે મા ! થૈને બોલીશઃ બા ! સૂઇ જાઃ
ચાંદાનું કિરણ બની લપતો ને છૂપતો તુંને
ભરી જૈશ એક-બે બકકા, હો મા !
માડી, તું તો ફેરવીને ગાલે હાથ
નાખજે નવ ઊંડો નિઃશ્વાસ—આવજો૦

ઝબલું-ટોપી લઈને માશીબા આવશે;
પૂછશે : ક્યાં ગયો બચુડો ?
મા ! પૂછશે ક્યાં ગયો બચુડો ?

કે'જે કે બેન, બચુ આ રે બેઠો
મારી આંખ કેરી કીકીઓમાં રૂડો,

હો બેન ! મારે ખોળલે ને હૈયા માંય
બાળ મારો બેઠો છે સંતાઈ !—આવજો૦

( રવીન્દ્રનાથ ઠાકુરના 'વિદાય' પરથી )



## ૩૦

# ક્ષણિકનું ગાન

ગા ક્ષણિકનાં ગાન, રે મન! ગા ક્ષણિકનાં ગાન.

૧

આજ આ સંધ્યાની ઝલકે
અકારણ આનંદ પુલકે,
સ્ફુરે નવલાં ગાન
રે મન! ગા ક્ષણિકનાં ગાન.

૨

જે પલક નીરખી, પલક મલકી
ક્યાંય ચાલ્યાં જાય,
જે પીઠ ફેરી મીટડી પણ
માંડવા નવ ચાય;
એ સૌ ક્ષણિકનાં ગાન
ગા મન! ગા ક્ષણિકનાં ગાન.

૩

દૈ હાથતાળી, વાત ટાળી,
રાત સાથે ના સુએ;
નવ વાત પૂછે, નેણ લૂછે,
પાછું વાળી ના જુએ;
એવાં સકળનાં ગાન
ગા મન! ગા ક્ષણિકનાં ગાન.

૪

ના થજે હેરાન, રે મન ના થજે હેરાન!

આ સનાતન, એ ચિરંતન,

કરીશ ના એ કાંઇ ચિંતન

આજને દિનમાન.

વીતી ગયેલી વાતડીના

સ્મરણ–ગજરા ગૂંથજે ના,

ના થજે હેરાન

ગા મન! ગા ક્ષણિકનાં ગાન.

૫

આવનારા ભલે આવે,

જે થનારું હોય થાવે;

ખેર! સઘળા ચલ્યા જાવે

ક્ષણ તણા મેમાન;

ગા મન! ગા ક્ષણિકનું ગાન.

૬

હો ભલે અવસાન

રે મન! હો ભલે અવસાન,

જેને જીવન થોડુંક તેનાં

દે થવા અવસાન.

ફૂલહાર તૂટ્યો, ફૂલ ખરિયાં,

ભ્રષ્ટ થૈને ધૂળ ઢળિયાં.

વીણતા હેવાન,

એનું ભલેરું અવસાન.

ગા મન! ગા ક્ષણિકનું ગાન.

૭

સમજ્યું નહિ તેને સમજવા ના ચહું,
મળતું ન તેની ખોજ શા માટે લહું !
જે મળ્યું તેથી ખ્યાસ છિપવી,
ગયું તેની ખોટ છુપવી,
થવા દે અવસાન
બાકી સર્વનું અવસાન;
રે મન ! ગા ક્ષણિકનું ગાન.

૮

રોતું રહે નાદાન
મન, રોતું રહે નાદાન !
તુજ હાથ બાંધી ગાંઠ તેને
છેદ પણ તુજ હાથથી;
સન્મુખ ઊભું છે જે સહજ
તે લે લગાવી બાથથી.
દુર્લભ બધાંને દૂર ઠેલી
આજ દે સન્માન
રે મન ! ક્ષણિકને સન્માન.

આ સાધિકાનો કિરણ પલભર
ચડે ઝરણાં-ઘોડલે,
આ બુન્દ ઝાકળ તણું પલભર
ઝૂલે ફૂલ-અંબોડલે.
ત્યમ તુંય પલભર
ગાન દિલભર
ગાઈ થા નિર્વાણ :
ગા મન ક્ષણિક સૌનાં

( રવીન્દ્રનાથ ઠાકુરના ‘ ઉદ્‌બોધન ’ ઉપરથી )



૩૧

# મૃત્યુનો ગરબો

('આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે'—એ ઢાળ)

માડી તને લોક બોલે બિહામણી રે;
મેં તો મુખ દીઠાં રળિયાત
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી! તારી છાતીમાં છલકી રહ્યા રે;
જીવન-મૃત્યુના બે કુંભ
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી! અમે જમણે સ્તન ધાવી રહ્યાં રે;
દેતી ડાબલે પડખે દૂધ
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી! તું તો સોડયે લઈ સુવરાવતી રે;
દિનભર રમતે થાકયાં બાળ
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી! અમે મેલા: તું નવરાવતી રે;
ચૂમી ચૂમી નવલાં દેતી ચીર
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારા પરગટ રૂપ રોવરાવતાં રે;
ભીતર મલકે મોહન–ભાત
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારા કાળાં ભીષણ ઓઢણાં રે;
કોરમોર ઝલકે શ્વેત કિનાર
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારી ભગવી કંથા ભચભરી રે;
માંહીં રમે ગોરાં ગોરાં રૂપ
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તારાં કાળાં કાળ અંધારિયાં રે;
માંહી ઝૂલે તારલિયાળું આભ,
—કે જાવું જગજનનીને ખોળલે રે.

માડી ! તું તો અણજાણી અધ–પા ઘડી રે;
પલમાં યુગયુગની ઓળખાણ
—કે જાવું જગજનનીને ખોળલે રે.



## ૩૨

# વર્ષા

ભીડેલા અભ્રને ભેદી કો' રાજબાળ
તાળીઓ પાડતી છૂટી,
બાપુના લાખ લાખ હેમર હાથીડલા
હાંકતી હાંકતી છૂટી. ૧

ઘાટા અંબોડલાની મેલી લટ મોકળી
રંગભરી રાસડે ઘૂમે;
લૂંબઝૂંબ તારલાના ટેટા ઝંઝેડતી,
ચાંદાસૂરજને ચૂમે. ૨

રુંધ્યાં જોબન એનાં જાગી ઊઠયાં રે આજ,
કાજળ ઘૂંટેછ કાઠિયાણી;
નવરંગી ચૂંદડીના ચીરા ઉરાડતી
કોને ગોતેછ, મસ્તાની! ૩

કોને પાવાને કાજ સંચી રાખેલ હતી,
આવડલાં દૂધની કટોરી!
ચાંદા-સૂરજની ચોકી વચ્ચેય તુંને
કોણ ગયું શીખવી ચોરી! ૪

સંધ્યાને તીર એક બખ્તરિયો જોધને
ઘોડલાની જોડ મેં દીઠી;
એની બેલાડય ચડી કયાં ચાલી એકલી
ચોળી તું તેજની પીઠી? ૫

નિર્જન ગગનના સીમાડા લોપતી
આવ રે આવ અહીં ચાલી;
સૂતી વસુંધરાને વીજળ-સનકાર કરી
પાતી જા ચેતનાની પ્યાલી. ૬



३३

## નવી વર્ષા

મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે.
ઘનઘોર ઝરે ચહુ ઓર, મારું મન મોર બની થનગાટ કરે.

૧

બહુરંગ ઉમંગના પીંછ પસારીને
આહલસું નિજ નેનન ધારીને
મેઘમલાર ઉચારીને આકુલ પ્રાણ કોને કલ-સાદ કરે.
મન મોર બની થનગાટ કરે.

૨

ઘર ઘરર ઘરર મેઘઘટા ગગને ગગને ગરજાટ ભરે
ઘુમરી ઘુમરી ગરજાટ ભરે.
નવે ધાન ભરી સારી સીમ ઝૂલે,
નદીયું નવજોબન ભાન ભૂલે,
નવ દીન કપોતની પાંખ ખૂલે.
મધરા મધરા મલકાઈને મેઠક મેહસું નેહસું બાત કરે,
ગગને ગગને ઘુમરાઈને પાગલ મેઘઘટા ગરજાટ કરે.

નવમેઘ તણે નીલ આંજણીએ મારાં ઘેઘૂર નેન ઝગાટ કરે
મારાં લોચનમાં મદઘેન ભરે,
વન–છાંય તળે હરિયાળી પરે
મારો આતમ લહેર–બિછાત કરે
સચરાચર શ્યામલ ભાત ધરે,
મારો પ્રાણ કરી પુલકાટ ગયો પથરાઈ સારી વનરાઈ પરે,
ઓરે ! મેઘ આષાઢીલો આજ મારે હોય નેન નીલાંજન–ઘેન ભરે.

૪

ઓલી કોણ કરી લટ મોકળીયું ખડી આભ–મહોલ અટારી પરે
ઊંચી મેઘ–મહોલ અટારી પરે !
અને ચાકમચૂર બે ઉર પરે
પચરંગીન બાદલ–પાલવડે
કરી આડશ કોણ ઊભેલ અરે !
ઓલી વીજ કેરે અંજવાસ નવેસર રાસ લેવા અંકલાશ ચડે,
ઓલી કોણ પયોધર સંઘરતી વિખરેલ લટે ખડી મે'લ પરે !

૫

નદી–તીર કેરાં કૂણાં ઘાસ પરે પનિહાર એ કોણ વિચાર કરે,
પટકૂળ નવે પાણી–ઘાટ પરે !
એની સૂનમાં મીટ સમાઇ રહી,
એની ગાગર નીર તણાઇ રહી,
એને ઘેર જવા દરકાર નહીં.
મુખ માલતીફૂલની કુંપળ ચાવતી કોણ બીજા કેરું ધ્યાન ધરે !
પનિહાર નવે શણગાર નદી કેરે તીર ગંભીર વિચાર કરે !

ઓલી કોણ હિંડોળ ચગાવત એકલ ફૂલ બકુલની ડાળ પરે,
ચકચૂર બની ફૂલ–ડાળ પરે !
વિખરેલ અંબોડાના વાળ ઝૂલે,
હૈયે દેહ–ની'ડોળ ને ડાળ હલે,
શિર ઉપર ફૂલ–ઝકોળ ઝરે.
એની ઘાયલ દેહના છાયલ–છેડલા આભ ઊડી ફરકાટ કરે,
ઓલી કોણ ફંગોળ લગાવત એકલ ફૂલ બકુલની ડાળ પરે !

૭

મોર બની થનગાટ કરે
આજે મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે.
તમરાંને સ્વરે કાળી રાત ધ્રૂજે:
નવ બાદલને ઉર આગ બુઝે,
નદીપૂર જાણે વનરાજ ગુંજે.
હડૂડાટ કરી, સારી સીમ ભરી, સરિતા અડી ગામની દેવડીએ,
ઘનઘોર ઝરે ચહુ ઓર, મારું મન મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે.

( રવીન્દ્રનાથ ઠાકુરની 'નવવર્ષા' ઉપરથી )



# યાચના

મોરલા હો ! મુંને થોડી ઘડી
તારો આપ આષાઢીલો કંઠ :
ખોવાયેલી વાદળીને હું
છેલ્લી વાર સાદ પાડી લઉં.

! [illegible] ઇન્દ્રધનુ ! તારા રંગ–ધોધોમાંથી
એક માગું લીલું બુન્દ :
સાંભરતાંને આંકવા કાજે
પીંછી મારી બોળવા દેજે !

મેઘમાલા ! તારા લાખ તારોમાંથી
ખેંચવા દે એક તાર :
બેસાડીને સૂર બાકીના
પાછી સોંપી દૈશ હું વીણા.

ઘોર સિંધુ ! તારા વીંજણાનું નાનું
આપજે એક કલ્લોલ :
હૈયું એક નીંદવિહોણું—
ભાલે એને વાયરો ઢોળું.

રાતરાણી ! તારા ઝાકઝમાળાનું
મારે નથી કાંઇ કામ :
ગાઢ અંધકાર–પછેડા
ઓઢાડી દે ઊંઘની વેળા.

# કૃષ્ણકળી

ગામનાં માણસ મૂરખાં રે એને કાળવી કે'તાં રે.
હું કે'તો કૃષ્ણકળી કૃષ્ણકળી કૃષ્ણકળી રે
ગામનાં માણસ મૂરખાં રે એને કાળવી કે'તાં રે.

૧

દીઠી વૈશાખને દા'ડે, સીમને કૂએ, બાપની વાડી રે:
માથે કાંઈ ઘૂમટો નો'તો,
ખંભે કાંઈ સંગટો નો'તો,
ઝૂકાઝૂક ઊડતો ચોટો મોકળો એની પીઠ પછાડી રે;
કાળી! મર દેહની કાળી—
મેં તો જોઇ આંખ બે કાળી.
બીજું કાંઇ દેખવું નો'તું, આંખ બે કાળી, હરણાંવાળી રે
આંજ્યા વિણ આંખ બે કાળી રે—ગામનાં૦

૨

આભે એક વાદળી ભાળી ભાંભરી ઊઠી ગાય બે કાળી રે.
આવી ફાળ પામતી બાળી કાળવી એની ઝૂંપડી બા'રી રે.
ભાંગીને આંખનાં ભમ્મર આભની સામે ઊભલી ન્યાળી રે
તે દી મેં કાળવી દીઠી,
દીઠી બસ આંખ બે મીઠી,
બીજું કાંઇ દેખવું નો'તું, આંખ બે કાળી, હરણાંવાળી રે
આંજ્યા વિણ આંખ બે કાળી રે—ગામનાં૦

ઊગમણી લેરખી આવે, મોલ ઝુલાવે, ખાયં હીંચોળા રે,
સીમે કોઈ માનવી નો'તું, એક ઊભો હું, ન્યાળતો લીલા રે.
મારી કોર ઠેરવી આંખ્યો
ઝાંખ્યો કે નવ રે આંખ્યો ?—
હું જાણું, કાળવી જાણે, કોઇ ત્રીજું જણ કંઈ ન જાણે રે.
કાળી ! મર હોય એ કાળી,
મેં તો બસ આંખડી ન્યાળી.
બીજું કાંઇ ન્યાળવું નો'તું, આંખ બે કાળી, હરણાંવાળી રે
આંજ્યા વિણ આંખ બે કાળી રે—ગામનાં૦

૪

એવો જગ જેઠ બેઠો ને મેવલો બેઠો આભ ઈશાને રે
એવી આષાઢની બાદલ–છાંયડી કાળી રાવટી તાણે રે
એવી કોઈ શ્રાવણી રાતે દિલ એકાએક ડોલવા લાગે રે
એવી એક કાળવી કેરાં કાજળ–ઘેરાં સમરણાં જાગે રે.

૫

ગામનાં લોકો ! કાળવી કો', દિલ ચાય તે કે'જો રે,
હું તો કહું કૃષ્ણકળી કૃષ્ણકળી કૃષ્ણકળી રે.
માથે કાંઇ ઓઢણી નો'તી,
વેળા લાજવાનીય નો'તી.
બીજું કાંઈ ન્યાળવું નો'તું, બસ દીઠી બે આંખડી કાળી રે,
કાળી કાળી મેઘની છાયા હેઠ મેં દીઠી આંખ બે કાળી રે.
કાળી કાળી હરણાંવાળી રે—ગામનાં૦

૩૬

# નવી વહુ

( ઢાળ : મારાં નયણાંની આળસ રે )

"એલી ! ચાલ પાણીડાં રે, ચાલ્યે વે'લી સાંજ પડે."
આઘે આઘેથી એવા રે, કાને ભણકાર અડે.

ક્યાં એ પાણીનો આરો રે, સૈયર કેરા સાદ કયહાં ?
ક્યાં એ પારસ પીપળો રે ! ક્યાં રે એની ઘાટી ઘટા !

સૂના ઘરને આ ખૂણે રે બેઠી છું હું શૂન્ય મને,
"એલી ચાલ પાણીડાં રે !" સૈયર જાણે સાદ કરે.

મારા મૈયરિયાની રે સાંજો મને યાદ ચડે,
કાખે બેડલું લેતી રે વાંકે રૂડે મારગડે—

ડાબાં ખેતર ખાલી રે સદા ઘુઘવાટ કરે
લીલા વાંસની ડાળ્યે રે ઝૂલન્તી સદા જમણે.

કાળાં નીર ઘૂનાનાં રે ઊંડે ઊંડે હેલે ચડે,
એને માથે રૂપાળાં રે સંધ્યા કેરાં તેજ ગળે.

ઘાટી વનરાની છાયા રે ઘૂનાની ચોપાસ ઢળી,
કાંઠે ટૌકતી કોયલ રે અમીયલ કંઠે ગળી.

એનાં નિશ્ચલ નીરે રે ના'વા હું તો ઊતરતી,
એને હળવે હેલારે રે ઠેલાતી ઠેલાતી જતી.

પાછી વળવાની વેળા રે વીસરતી ને મોડી પડું;
વાટે વનરાની વીથી રે અંધારેલી દેખી ડરું.

ત્યાં તો વૃક્ષોની વચ્ચે રે ઝળેળ ઝળેળ થતો,
મારો વીર ચાંદલિયો રે મારગ મુંને દાખવતો.

એક પીપળ રૂડો રે ઊગ્યો ગઢ-રાંગ ફોડી;
ઊઠી રોજ પ્રભાતે રે જાતી એની પાસ દોડી.

આસો માસની ધરતી રે થાળી જાણે ઝાકળની,
લૂંબાઝૂંબ લચેલી રે કરેણુ-ફૂલે ધરણી.

ને બે બેગન-વેલા રે રાંગે રાંગે હોડ કરી
ફૂલ વેરન્તા વાધ્યા રે ન આગે પીછે ન જરી.

એની આડશ લૈને રે આંખો દી લપાઈ જતી,
મારે માથેથી ઓઢણી રે સરી પગમાં ઢળતી.

સીમે જોઉં તો ખેતર રે અનંત કતાર રચી,
ઊભાં ગામ-ચોપાસે રે નથી એને ભીડ જરી.

છેલ્લાં ખેતર-શેઢે રે મળી જાણે વાદળને,
ઊભું ગામ એકાદું રે પ્રેમેથી બોલાવે મને.

અને દેશ-વિદેશે રે પૂછ્યા વિણ પાટકતો,
કેડો જાય છે ચાલ્યો રે અથાક પથિક સમો.

હાયે ! આ નગરીનું રે શરીર શિલાનું ઘડ્યું,
મને પંજામાં પીસી રે દયાહીન દૈત્ય પડ્યું !

નથી મોકળાં ખેતર રે નથી પો'ળા મારગડા,
નથી પંખીનાં ગીતો રે નથી વન-વૃક્ષઘટા.

જાણે મારી ચોપાસે રે ચૂપાચૂપ કોઇ ખડું,
જાણે સાંભળી જાશે રે અંતર ખોલી કેમ રડું !

નથી રોઇ શકાતું રે સાંભળનારું કો' ન મળે,
ભટકાઇને ભીંતે રે રુદન મારાં પાછાં વળે.

મારી આંખનાં આંસુ રે કો'ને સમજાય નહિ,
પૂછે કારણ શું છે રે વારે વારે વિસ્મે થઇ.

"ભોથું ગામડા કેરું રે રીઝે નવ કાંઇ કર્યે !"
એવું એક જ મેણું રે મેલે મારા શિર પરે—

"બીજાં સર્વ પાડોશી રે ભેળાં બેસી ટૌકા કરે,
એક આ જ મિજાજી રે ખૂણામાં ઘલાઇ મરે !"

કોઈ મોઢડે તાકે રે કોઇ નખશિખ લગી,
કોઈ કે'શે રૂપાળી રે કોઇ કે'શે માલ નથી !

જાણે ફૂલની માળા રે આવી હું તો પીઠ પરે !
સર્વ કિંમત કરતાં રે નહિ કોઇ સ્નેહ કરે.

ભર વસ્તી વચાળે રે હીંડું છું એકલડી,
જુગ જેવડી લાગે રે જીવ્યાની અકેક ઘડી.

આ તો ખડકી છે ઈંટો રે મનુષ્યો છે કીટ બધા,
ન વિનોદ, ન ગમ્મત રે ન માયા કે ના મમતા.

૩

મારી ક્યાં છે માવલડી રે મને શું તું ભૂલી ગઈ!
મને શે'રના સુખમાં નાખી રે શું નિહાલ થઈ!

માડી! ચાંદલો ઊગ્યે રે ઓટા માથે રોજ ચડી
મને પાસ બેસાડી રે કથાઓ તું કે'તી રૂડી.

એવી દૂધલી રાતો રે ફરી શું હું દેખીશ નૈ?
એવી મીઠડી વાતો રે ફરી કે'દી પામીશ નૈ?

સૂની સેજલડીમાં રે માડી! તું તો રોતી હશે,
રજનીભર બેઠી રે લોચન કાં તો લો'તી હશે.

લઈ ફૂલ પ્રભાતે રે દેવાલયે જાતી હશે,
ધીડી કેરાં કુશળિયાં રે માગી બાધા લેતી હશે.

માડી આંહીંય આભે રે ચાંદો ઊગે ચકમકતો,
મને બેનીને ગોતે રે બારી પાસે ટળવળતો.

દેશોદેશ ભમન્તો રે માયાળુ એ આવ્યો અહીં,
મારી ખોજ કરન્તો રે ઊભો છે અગાશી મહીં.

તેથી ભાન જ ભૂલી રે, દોડું છું હું દ્વાર કને,
ન્યાળું ચોગમ ઘેલી રે, મેલી સર્વ ભોંઠપને.

૪

નહિ ચાંદની રાતો રે, નહિ અહીં સ્નેહ મળે,
દિલ દોટ કરે છે રે, મૈયરિયાને મારગડે.

મારા નિત્ય સંગાથી રે ઘૂના કેરે ઘેરે જળે,
પડી પ્રાણ પટકવા રે ખોળે એને શીતળડે.

એની સૈયર મારી રે ! મીઠેરા એ સાદ કરો,
"એલી હાલ્ય પાણીડાં રે !" ફરી એ પોકાર કરો.

મુંને કોઇ તો કે'જો રે પાણી-વેળા ક્યારે થશે ?
મારી લગ્નની લીલા રે, કહો ક્યારે પૂરી થશે ?

શીળા ઘૂનાને તીરે રે, જવાળા ક્યારે વીરમશે ?
કોઇ જાણણહારા રે, કહો ક્યારે ટાણું થશે !



# તકદીરને ત્રોફનારી

[ બાઇ ! મેં તો પકડી આંબલિયાની ડાળ રે
જંગલ બીચ હું ખડી રે જી—એ ભજનઢાળ ]

બાઈ ! એક ત્રાજવડાં ત્રોફણહારી આવી રે,
ત્રોફાવો રૂડાં ત્રાજવાં હો જી;
છૂંદાવો આછાં છૂંદણાં હો જી.

બાઇ ! એ તો નીલુડા નીલુડા રંગ લાવી રે,
ત્રોફાવો નીલાં ત્રાજવાં હો જી !
છૂંદાવો ઘાટાં છૂંદણાં હો જી !

નાની એવી કુરડી ને, માંહીં ઘોળ્યા દરિયા;
બાઇ ! એણે કમખામાં સોય તો સંતાડી રે,
પાલવ ઊંચા નો કર્યાં હો જી—બાઇ એક૦ ૧

આભને ઉરેથી એણે આઘી કરી ઓઢણી,
બાઇ ! એણે નવ લાખ ટીબકી બતાડી રે;
કીધું કે આ મેં ત્રોફિયાં હો જી—બાઇ એક૦ ૨

રામને રુદેથી એણે કોરે કરી પાંભરી,
બાઇ ! એણે કિરતીની વેલડિયું ઝંઝેડી રે,
કીધું કે આ મેં ત્રોફિયાં હો જી—બાઈ એક૦ ૩

ભર રે નીંદરમાં સૂતેલા ભરથરી,
બાઇ ! એના લલાટેથી લટડી ખસેડી રે,
કીધું કે આ મેં ત્રોફિયાં હો જી—બાઇ એક૦ ૪

પીઠ તો ઉઘાડી એણે જોગી ગોપીચંદની,
બાઈ! એની જનેતાને આંસુડે ઝરડેલી રે,
કીધું કે આ મેં ત્રોફિયાં હો જી—બાઈ એક૦ ૫

મનડાં મોહાણાં મારાં, દલડાં લોભાણાં ને,
બાઇ ! મેં તો કાયાને કીધલ ત્યાં ઉઘાડી રે,
લાડુડા એણે મૂકિયા હો જી—બાઈ એક૦ ૬

સુરતા રહી ને મારી, સૂતી હું તો લે'રમાં;
બાઈ ! એણે સોયુંની ઝપટ જે બોલાવી રે,
ઘંટીના પડ જાયું ટાંકિયાં હો જી—બાઈ એક૦ ૭

ગાલે ટાંકયાં ગલફૂલ, કાંડે ટાંકી કાંકણી;
બાઈ ! મારી ભમ્મર વચાળે ટીલ તાણી રે,
ત્રોફિયાં ને ભેળાં ફૂંકિયાં હો જી--બાઇ એક૦ ૮

કલેજા વચાળે એણે કોર્યો એક મોરલો,
બાઇ ! મેં તો અધૂરો ત્રોફાવી દોટ મારી રે,
કાળજડાં કોરાં રિયાં હો જી—બાઈ એક૦ ૯

ડેરે ને તંબૂડે ગોતું, ગોતું વાસે ઝૂંપડે;
બાઈ ! મારાં તકદીરની ત્રોફનારી રે,
એટલામાં ચાલી ગઇ કિયાં હો જી—બાઇ એક૦ ૧૦

# શબ્દના સોદાગરને

[ "કર મન ભજનનો વેપાર"—એ ભજનઢાળમાં ]

શબ્દના સોદાગરોની જાય ચલી વણજાર જી<br>
ગગન–કેડા ધૂંધળા એની રજ તણે અંબાડ<br>
ચલ મન શબ્દને વેપાર;<br>
જી–જી શબ્દના વેપાર.

કોઈક લાદે પોઠિયા<br>
કોઈ ગધે ભરતા ભાર જી :<br>
કોઈક જોડે ગાડાંગાડી<br>
ભીડાભીડ કતાર<br>
જી–જી શબ્દના વેપાર. ૧

નહિ જડે તુંને પોઠિયા<br>
નવ ગધે ભર તારો ભાર જી;<br>
આપણ કાંધે લઈ ગઠડિયાં<br>
ઊપડ ધણીને દ્વાર;<br>
જી–જી શબ્દના વેપાર. ૨

તારી જણશ વીરા જુદ્દિયું<br>
એના જુદા જાણણહાર જી;<br>
જૂઠાં રે નામ એનાં પાડીશ નૈ<br>
ભલે નવ જડે લેનાર;<br>
જી–જી શબ્દના વેપાર. ૩

અતરિયો રે વીરા. એકરૂપંથી
બેસે ન હાટ બજાર જી;
એક જ પૂંભડે અવનિભર
એની ફોરમના છંટકાર.
જી–જી શબ્દના વેપાર. ૪

અતરિયા હો તારે કારણે
આજ અબજ ફૂલ બફાય જી;
અબજ માનવ–પૂંખડાં
ધગ ધગ જળે ઓરાય
જી–જી શબ્દના વેપાર. ૫

એક શબ્દને પૂંભડે
જેની ખપે જીવન-વરાળ જી;
એવાં અબજને તોળવા
કૈંક બેઠા હાટ બકાલ
જી–જી શબ્દના વેપાર. ૬

ઉંઝીઉધારા અરક લઈ
માંહી ઘોળે તેલ ધુપેલ જી;
એવા સુરૈયાની કૂડી ચાલાકી,
નારી–રંજણ ખેલ
જી–જી શબ્દના વેપાર. ૭

કોઇ ચાંદરણાં માગશે
કોઇ માગે રૂમઝૂમ રાત જી;
કોઇ કહે બીજી નવ ખપે
વિણ ભૂણ્યાં જનની વાત
જી–જી શબ્દના વેપાર. ૮

હૈયા કેરી ધારણે
તારે ઉર ઊઠે જે સૂર જી;
એ જ સૂરોના ઇમાની ભાઇ !
ગાયા કંર ચકચૂર
જી–જી શબ્દના વેપાર. ૯

નહિ ચાંદો નહિ ચાંદની
નહિ નીલાં સાયર–નીર જી;
શબ્દને સરજે નહિ
ઘન મેહુલા ન સમીર
જી–જી શબ્દના વેપાર. ૧૦

ઓંધણમાંય તારે ખતા પડશે
તન હોશે તારાં ખાખ જી;
તોય શબ્દના દીવડા
હોશે પંથભૂલ્યાંની આંખ
જી–જી શબ્દના વેપાર. ૧૨

શબ્દ–તણખે સળગશે
સૂની ધરણીના નિઃશ્વાસ જી;
તે દિ' શબ્દ લય પામશે
હોશે આપોઆપ ઉજાસ
ચલ મન શબ્દને વેપાર
જી–જી શબ્દના વેપાર. ૧૩



# મોરપીંછનાં મૂલ

આભને પાદર એક ચિતારે રાવટી તાણી રે
જી રે એક રાવટી તાણી,
રાવટીમાં એણે રંગની લાખો પ્યાલીઓ આણી રે
જી રે ભાઇ! કૂરડી આણી. ૧

આભને પાદર એક ચિતારે છૂબિયું માંડી રે
જી રે કાંઇ છૂબિયું માંડી.
છૂબિયુંમાં એણે છેલછોગાળાં માનવી આલેખ્યાં
છોગાળા માનવી આલેખ્યાં. ૨

આભને પાદર છેલછોગાળાંની ભીડ જામી ગૈ રે
જી રે ભાઇ! ભીડ જામી ગૈ,
ભીડમાંથી એણે તારવ્યાં નેણાં કામણગારાં રે
નેણાં કો'ક કામણગારાં. ૩

આભને પાદર આપમોહ્યાં કૈંક દોડતાં ઘાયલ રે
જી રે ભાઇ! દોડતાં ઘાયલ,
ઘાયલો કેરા સાદ સુણી જાગી શેરીએ શેરી રે
જાગી કાંઇ શેરીએ શેરી. ૪

'આભને પાદર હીંડ'લ્યા ગાયક!' કોણ બોલાવે રે
જી રે મુંને કોણ બોલાવે!
એ રે બોલાવણહારને એક સંદેશડો આપું રે
સાદો સંદેશડો આપું. ૫

આભને પાદર કેમ આવું ! મારી શામળી સૂરત રે
જી રે ! મારી શામળી સૂરત,
શામળાં કાળમુખાં કેરાં ચીતર ક્યાંય ભાળ્યાં છે રે
જી રે ભાઇ ! ક્યાંય ભાળ્યાં છે ? ૬

આભને પાદર રંગ–ચિતારાને આટલું કે'જો રે
જી રે ભાઈ ! આટલું કે'જો,
આટલું કે મુંને ચીતરી આપે મોરનું પીછું રે
નાનું એક મોરનું પીછું. ૭

આભને પાદર ગોતજે રે વીરા ! નેણલાં એવાં રે
ઘેરાં ઘેરાં નેણલાં એવાં,
આસમાની જેની મોરપીછાને કાળજે ઓપે રે
પીછાને કાળજે ઓપે. ૮

આભને પાદર તે દિ' લાવું મારા એકતારાને રે
જી રે મારા એકતારાને,
એકતારા કેરે છોગલે ભરજો મોરનું પીછું રે
નાનું એક મોરનું પીછું. ૯

આભને પાદર ગેબ ચિતારાને મૂલ ચુકાવું રે
બીજાં તો શું મૂલ ચુકાવું !
છોગલાળો મારો એકતારો ગાશે ગીત, હું નાચું રે
પાયે બાંધી ઘૂઘરું નાચું. ૧૦

## ગરજ કોને ?

ગરજ હોય તો આવ ગોતવા,
હું શીદ આવું હાથ હરિ !
મને જો હોય ખેવના,
હું શીદ સ્હેલ ઝલાઉં હરિ !—ગરજ૦ ૧

ગેબ તણી સંતાકૂકડીમાં
દાવ તમારે શિર, હરિ !
કાળાન્તરથી દોડી રહ્યા છો
તોય ન ફાવ્યા કેમ, હરિ !—ગરજ૦ ૨

સૂફીઓ ને સખી-ભકતો ભૂલ્યા,
વલવલિયા સહુ વ્યર્થ, હરિ !
'સનમ! સનમ!' કહીને કો' રઝળ્યા,
કોઇ 'પિયુ! પિયુ!' સાદ કરી—ગરજ૦ ૩

પોતાને પતિતો દુષ્ટો કહી
અપમાને નિજ જાત હરિ !
એ માંહેનો મને ન માનીશ,
હું સમવડ રમનાર, હરિ !—ગરજ૦ ૪

તલસાટો મુજ અંતર કેરા,
દાખવું તો મને ધિક હરિ !
પતો ન મારો તને બતાવું
હું-તું છો નજદીક, હરિ !—ગરજ૦ ૫

મારે કાજે તુજ તલસાટો,
હવે અજાણ્યા નથી, હરિ !
હું રિસાયલને તું મનવે,
વિધવિધ રીતે મથી, હરિ !—ગરજ૦ ૬

પવન બની તું મારે દ્વારે,
મધરાતે ઘુમરાય, હરિ !
મેઘ બનીને મધરો મધરો
ગાણાં મારાં ગાય હરિ !—ગરજ૦ ૭

વૈશાખી બળબળતાં વનમાં,
દીઠા ડાળેડાળ ભરી
લાલ હીંગોળી આંગળીઆળા
તારા હાથ હજાર, હરિ !—ગરજ૦ ૮

માછલડું બનીને તેં મુજને,
ખોળ્યો પ્રલયની માંય, હરિ !
હું બન્યો કાદવ, તું બની ડુક્કર
રગદોળાયો શરમ, હરિ !—ગરજ૦ ૯

પથ્થર લક્કડ પશુ પંખી સૌ,
નજર તમારી ચુકાવી, હરિ !
માનવ થઈ પડું હાથ હવે, તો
જગ કહેશે, ગયો ફાવી હરિ !—ગરજ૦ ૧૦

# ગરજ કોને ?

ગરજ હોય તો આવ ગોતવા,
હું શીદ આવું હાથ હરિ !
મને જો હોય ખેવના,
હું શીદ સ્હેલ ઝલાઉં હરિ !—ગરજ૦ ૧

ગેબ તણી સંતાકૂકડીમાં
દાવ તમારે શિર, હરિ !
કાળાન્તરથી દોડી રહ્યા છો
તોય ન ફાવ્યા કેમ, હરિ !—ગરજ૦ ૨

સૂફીઓ ને સખી-ભક્તો ભૂલ્યા,
વલવલિયા સહુ વ્યર્થ, હરિ !
'સનમ ! સનમ !' કહીને કો' રઝળ્યા,
કોઇ 'પિયુ ! પિયુ !' સાદ કરી—ગરજ૦ ૩

પોતાને પતિતો દુષ્ટો કહી
અપમાને નિજ જાત હરિ !
એ માંહેનો મને ન માનીશ,
હું સમવડ રમનાર, હરિ !—ગરજ૦ ૪

તલસાટો મુજ અંતર કેરા,
દાખવું તો મને ધિક હરિ !
પતો ન મારો તને બતાવું
હું-તું છો નજદીક, હરિ !—ગરજ૦ ૫

મારે કાજે તુજ તલસાટો,
હવે અજાણ્યા નથી, હરિ !
હું રિસાયલને તું મનવે,
વિધવિધ રીતે મથી, હરિ !—ગરજ૦ ૬

પવન બની તું મારે દ્વારે,
મધરાતે ઘુમરાય, હરિ !
મેઘ બનીને મધરો મધરો
ગાણાં મારાં ગાય હરિ !—ગરજ૦ ૭

વૈશાખી બળબળતાં વનમાં,
દીઠા ડાળેડાળ ભરી
લાલ હીંગોળી આંગળીઆળા
તારા હાથ હજાર, હરિ !—ગરજ૦ ૮

માછલડું બનીને તેં મુજને,
ખોળ્યો પ્રલયની માંય, હરિ !
હું બન્યો કાદવ, તું બની ડુક્કર
રગદોળાયો શરમ, હરિ !—ગરજ૦ ૯

પથ્થર લક્કડ પશુ પંખી સૌ,
નજર તમારી ચુકાવી, હરિ !
માનવ થઈ પડું હાથ હવે, તો
જગ કહેશે, ગયો ફાવી હરિ !

# ગરજ કોને ?

ગરજ હોય તો આવ ગોતવા,
 હું શીદ આવું હાથ હરિ !
મને જો હોય ખેવના,
 હું શીદ સ્હેલ ઝલાઉં હરિ !—ગરજ૦ ૧

ગેબ તણી સંતાકૂકડીમાં
 દાવ તમારે શિર, હરિ !
કાળાન્તરથી દોડી રહ્યા છો
 તોય ન ફાવ્યા કેમ, હરિ !—ગરજ૦ ૨

સૂફીઓ ને સખી–ભક્તો ભૂલ્યા,
 વલવલિયા સહુ વ્યર્થ, હરિ !
'સનમ! સનમ!' કહીને કો' રઝળ્યા,
 કોઇ 'પિયુ! પિયુ!' સાદ કરી—ગરજ૦ ૩

પોતાને પતિતો દુષ્ટો કહી
 અપમાને નિજ જાત હરિ !
એ માંહેનો મને ન માનીશ,
 હું સમવડ રમનાર, હરિ !

તલસાટો મુજ અંતર કેરા,
 દાખવું તો મને ધિક હો
પતો ન મારો તને બતાવું
 હું–તું છો નજદીક,

છુ—
નથી.

# એક ડાંગે એક ડચકારે

એક દી ઠાકર ભાન ભૂલ્યો
    એણે તાણેલ ભેદનો લીંટો,
એકને થાપ્યો માનવી ને એણે
    એકને કીધલ ઘેટો—એક દી૦ ૧

માનવીને આવા ભેદ નો ભાવ્યા,
    ભૂંસી નાખી ભેદ-રેખા;
એક ડાંગે એક ડચકારે એણે
    મેઢાં ને માનવી હાંકયાં—એક દી૦ ૨

ધાનની મૂઠી દેખાડીને દૂરથી
    હાંકિયા ખાટકી-વાડે,
'શિસ્ત' કીધા ભેળાં શીશ ઝૂકયાં સબ
    કાતિલ કાળ-કુવાડે—એક દી૦ ૩

મેઢાંનાં બાળની મૂઢતા એટલી,
    નાખીઆ શેષ ખેંકારા :
માનવી ડાહ્યો, ન મોં જ ફાડયું : એના
    ખોડાણા ખંભ મિનારા—એક દી૦ ૪

કોણ મેઢાં હોય માનવી એવી
    હાય ! નો રે'ત નિશાની :
સમરથ નીકળ્યા, શોધી કાઢી એણે
    ખાંભીઉં મોટી ને નાની—એક દી૦ ૫

ચોરાશીને ચકરાવે,
 ભમી ભમી ઢુંઢણહાર, હરિ !
થૈ કાં દાવ પૂરો દે,
 કાં તો હાર સ્વીકાર, હરિ !—ગરજ૦ ૧૧



છું—
નથી.

# એક ડાંગે એક ડચકારે

એક દી ઠાકર ભાન ભૂલ્યો
એણે તાણેલ ભેદનો લીંટો,
એકને થાપ્યો માનવી ને એણે
એકને કીધલ ઘેટો—એક દી૦ ૧

માનવીને આવા ભેદ નો ભાવ્યા,
ભૂંસી નાખી ભેદ-રેખા;
એક ડાંગે એક ડચકારે એણે
મેઢાં ને માનવી હાંકયાં—એક દી૦ ૨

ધાનની મૂઠી દેખાડીને દૂરથી
હાંકિયા ખાટકી-વાડે,
'શિસ્ત' કીધા ભેળાં શીશ ઝૂકયાં સબ
કાતિલ કાળ-કુવાડે—એક દી૦ ૩

મેઢાંનાં ખાળની મૂઢતા એટલી,
નાખીઆ શેષ બેંકારા :
માનવી ડાહ્યો, ન મોં જ ફાડયું : એના
ખોડાણા ખંભ મિનારા—એક દી૦ ૪

કોણ મેઢાં હોય માનવી એવી
હાય ! નો રે'ત નિશાની :
સમરથ નીકળ્યા, શોધી કાઢી એણે
ખાંભીઉં મોટી ને નાની—એક દી૦ ૫

# ભય નથી

ના ના હવે રમવું નથી
એ દેવજનને રમકડે પૃથવી પરે રમવું નથી.
પ્રિય! આપણે રમવું નથી.

૧

અશ્રુ નિગળતાં લલિત ગીતો,
પ્રણયની ગદ્દગદિત રીતો,
ખેલવાનો વખત વીત્યો.
પંચશરને જખ્મ મધુરું
શયનગૃહ તજવું નથી.
ના ના પ્રિયે! રમવું નથી,
એ રમકડે રમવું નથી.

૨

પ્રારબ્ધને પાયે પડી
કંગાલ હૃદયે કરગરી
કે ભીખતા ભમવું નથી.
ના, આપણે રમવું નથી.
એ રમકડે રમવું નથી.

૩

સાથી નથી? કે ભય નથી.
તું છે અને હું છું—પછી
કો અવર કાજે પલક પણ ખમવું નથી.

માહેકયો કસુંબીનો રંગ

તું છે અને હું છું—
પછી કૈં ભય નથી.

૪

દુર્ગમ પથો પર ધ્વજ ઉડાવી પ્રેમના,
દુર્દામ વેગે જશું આપણ બે જણાં,
વલવલાટો નવ રાખશું સાંત્વન તણા.

મધવ્હેણમાં ભાંગે સુકાન
તથાપિ રોકાવું નથી.
તું છે અને હું છું—
પછી કૈં ભય નથી.
મૃત્યુ-મુખેય સમીપ તું :
જાણ્યા પછી નમવું નથી :
તું છે અને હું છું—
પછી કૈં ભય નથી.

૫

સંસાર આખો છે સમાયો
આપણી આંખો મહીં.
તું-હું ઉભય પણ સામસામાં
આંખમાં બેઠાં છયીં.
મરુપંથની જ્વાલા સહી,
મૃગજળ તણી લાલચ ગઈ,
નવ સત્યની ભ્રમણા રહી.

મહેકયો કસુંબીનો રંગ

એ ગૌરવે અવશેષ આયુ
આપણે બે ચિરપથી
જાશું ખપવતા, હે પ્રિયે !
તું–હું છીએ તો શું નથી ?
ના, ના, હવે રમવું નથી,
એ રમકડે રમવું નથી.
તું છે અને હું છું—
પછી કૈં ભય નથી.



# વીંજણો

( ઢાળ : વહુવારુને કોણ મનાવવા જાય )

આકાશે આ વીંજણલો કોણ વાય ?
રજની રે ! તારો સલૂણો શશિયર રાણો વાય.
વીંજણલામાં તારલિયાળી ભાત.

ધરતીમાં એ વીંજણલો કોણ વાય ?
સરિતાજી ! તારો સાયબો સાયર રાણો વાય,
વીંજણલામાં માછલિયાળી ભાત.

સરવર–પાળે વીંજણલો કોણ વાય ?
કોયલ ! તારો કંથ આંબો રાણો વાય,
વીંજણલામાં મંજરિયાળી ભાત.

વાડીમાં એ વીંજણલો કોણ વાય ?
ઢેલડ ! તારો વર રે મોરલિયોજી વાય,
વીંજણલામાં ચાંદલિયાળી ભાત.

પિંજર પેસી વીંજણલો કોણ વાય ?
મેનાજી ! તારો પિયુડો પોપટ રાણો વાય,
વીંજણલામાં પીંછલિયાળી ભાત.

ગોખે બેસી વીંજણલો કોણ વાય ?
નણદલબાનો વીર રે વા'લોજી મારો વાય,
વીંજણલામાં રામસીતાજીની ભાત.

# શિવાજીનું હાલરડું

( ઢાળ : 'પ્રભાતે સૂરજ ઊગ્યો રે સીતા રામની જોવે વાટ'
—એ લોકગીતનો )

આભમાં ઊગેલ ચાંદલો, ને જીજીબાઈને આવ્યાં બાળ—
બાળુડાને માત હીંચોળે :
ધણણણ ડુંગરા બોલે !
શિવાજીને નીંદરું ના'વે :
માતા જીજીબાઈ ઝુલાવે.

પેટમાં પોઢીને સાંભળેલી બાળે રામ–લખમણની વાત—
માતાજીને મુખ જે દીથી,
ઊડી એની ઊંઘ તે દીથી—શિવાજીને૦

પોઢજો રે, મારા બાળ! પોઢી લેજો પેટ ભરીને આજ—
કાલે કાળાં જુદ્ધ ખેલાશે;
સૂવાટાણું ક્યાંય ન રે'શે—શિવાજીને૦

ધાવજો રે, મારાં પેટ! ધાવી લેજો ખૂબ ધ્રપીને આજ—
રે'શે નહિ, રણઘેલુડા !
ખાવા મૂઠી ધાનની વેળા—શિવાજીને૦

પે'રી–ઓઢી લેજો પાતળા રે! પીળાં–લાલ–પીરોજી ચીર—
કાયા તારી લોઢાંમાં ના'શે :
ઢાંકણ તે દી ઢાલનું થાશે—શિવાજીને૦

ઘૂઘરા, ધાવણી, પોપટ–લાકડી ફેરવી લેજો આજ—
તે દી તારે હાથ રે'વાની,
રાતી બંબોળ ભવાની—શિવાજીને૦

લાલ કંકુ કેરા ચાંદલા ને ભાલે તાણજો કેસરઆડચ—
તે દી તો સિંદોરિયા થાપા
છાતી માથે ઝીલવા, બાપા !—શિવાજીને૦

આજ માતા ચોડે ચૂમિયું રે, બાળા ! ઝીલજો એવડ ગાલ—
તે દી તારાં મોઢડાં માથે
ધુંવાધાર તોપ મંડાશે—શિવાજીને૦

આજ માતાજીની ગોદમાં રે તુંને હૂંફે આવે આઠ પો'ર—
તે દી કાળી મેઘલી રાતે
વાયુ ટાઢા મોતના વાશે—શિવાજીને૦

આજ માતા દેતી પાથરી રે ફૂણાં ફૂલડાં કેરી સેજ—
તે દી તારી વીરપથારી
પાથરશે વીશભુજાળી—શિવાજીને૦

આજ માતાજીને ખોળલે રે તારાં માથડાં ઝોલે જાય—
તે દી તારે શિર ઓશીકાં
મેલાશે તીર–બંધૂકાં—શિવાજીને૦

સૂઈ લેજે, મારા કેસરી રે! તારી હિંદવાણ્યું જોવે વાટ—
જાગી વે'લો આવ, બાલુડા !
માને હાથ લેટ અંધાવા—શિવાજીને૦

મહેક્યો કસુંબીનો રંગ

જાગી વે'લો આવજે, વીરા !
ટીલું માના લોહીનું લેવા !

શિવાજીને નીંદરું ના'વે :
માતા જીજાબાઈ ઝુલાવે.

બાળુડાને માત હીંચોળે :
ધણણણ ડુંગરા બોલે.

# ચારણ-કન્યા

[ ગીરમાં તુલસીશ્યામની નજીક ચારણોનો એક નેસ છે. બે વર્ષ પૂર્વે ત્યાંની હીરબાઇ નામની એક ચૌદ વર્ષની ચારણ-કન્યાએ એકલીએ પોતાની વાછડીને મારનાર વિકરાલ સિંહને વાછડીનું માંસ ચાખવા ન દેતાં લાકડી વતી હાંકી મૂક્યો હતો. ]

સાવજ ગરજે !

વનરાવનનો રાજા ગરજે

ગીરકાંઠાનો કેસરી ગરજે
ઐરાવતકુળનો અરિ ગરજે

કડ્યપાતળિયો જોદ્ધો ગરજે
મ્હોં ફાડી માતેલો ગરજે

જાણે કો જોગંદર ગરજે
નાનો એવો સમદર ગરજે !

ક્યાં ક્યાં ગરજે ?

બાવળના જાળાંમાં ગરજે
ડુંગરના ઓળામાં ગરજે

કણબીના ખેતરમાં ગરજે
ગામ તણા પાદરમાં ગરજે

નદીઓની ભેખડમાં ગરજે
ગિરિઓની ગોહરમાં ગરજે

ઊગમણો આથમણો ગરજે
ઓરો ને આઘેરો ગરજે

થર ! થર ! કાંપે

વાડામાં વાછડલાં કાંપે
કૂબામાં બાળકડાં કાંપે

મધરાતે પંખીડાં કાંપે
ઝાડ તણાં પાંદડલાં કાંપે

પહાડોના પથ્થર પણ કાંપે
સરિતાઓનાં જળ પણ કાંપે

સૂતાં ને જાગંતાં કાંપે
જડ ને ચેતન સૌએ કાંપે.

આંખ ઝબૂકે !
કેવી એની આંખ ઝબૂકે !

વાદળમાંથી વીજ ઝબૂકે
જોટે ઊગી બીજ ઝબૂકે

જાણે બે અંગાર ઝબૂકે
હીરાના શણગાર

જોગંદરની ઝાળ ઝબૂકે
વીર તણી ઝંઝાળ ઝબૂકે

ટમટમતી બે જ્યોત ઝબૂકે
સામે ઊભું મોત ઝબૂકે

જડબાં ફાડે !

ડુંગર જાણે ડાચાં ફાડે !
જોગી જાણે ગુફા ઉઘાડે !

જમરાજાનું દ્વાર ઉઘાડે !
પૃથ્વીનું પાતાળ ઉઘાડે !

બરછી સરખા દાંત બતાવે
લસ ! લસ ! કરતી જીભ ઝુલાવે.

બહાદર ઊઠે !

ભડકંદાર બિરાદર ઊઠે

ફરસી લેતો ચારણ ઊઠે
ખડગ ખેંચતો આહીર ઊઠે

બરછી ભાલે કાઠી ઊઠે
ઘર ઘરમાંથી માટી ઊઠે

ગોબો હાથ રબારી ઊઠે
સોટો લઈ ઘરનારી ઊઠે

ગાય તણા રખવાળો ઊઠે
દુધમલા ગોવાળો ઊઠે

મૂછે વળ દેનારા ઊઠે
ખોંખારો ખાનારા ઊઠે

માનું દૂધ પીનારા ઊઠે !
જાણે આભ મિનારા ઊઠે !

## ઊભો રે'જે !

ત્રાડ પડી કે ઊભો રે'જે !

ગીરના કુત્તા ઊભો રે'જે !
કાયર દુત્તા ઊભો રે'જે !

પેટભરા ! તું ઊભો રે'જે !
ભૂખમરા ! તું ઊભો રે'જે !

ચોર–લૂંટારા ઊભો રે'જે !
ગા–ગોઝારા ઊભો રે'જે !

## ચારણ–કન્યા

ચૌદ વરસની ચારણ–કન્યા

ચૂંદડિયાળી ચારણ–કન્યા
શ્વેતસુંવાળી ચારણ–કન્યા

ભાળી ભોળી ચારણ-કન્યા
લાલ હીંગોળી ચારણ-કન્યા

આડ ચડંતી ચારણ-કન્યા
પહાડ ઘૂમંતી ચારણ-કન્યા

જોબનવંતી ચારણ-કન્યા
આગ-ઝરંતી ચારણ-કન્યા

નેસ-નિવાસી ચારણ-કન્યા
જગદમ્બા-શી ચારણ-કન્યા

ડાંગ ઉઠાવે ચારણ-કન્યા
ત્રાડ ગજાવે ચારણ-કન્યા

હાથ હિલોળી ચારણ-કન્યા
પાછળ દોડી ચારણ-કન્યા

## ભયથી ભાગ્યો !

સિંહણ તારો ભડવીર ભાગ્યો
રણ મેલીને કાયર ભાગ્યો

ડુંગરનો રમનારો ભાગ્યો
હાથીનો હણનારો ભાગ્યો

જોગીનાથ જટાળો ભાગ્યો
મોટો વીર મુછાળો ભાગ્યો

નર થઇ તું નારીથી ભાગ્યો
નાનકડી છોડીથી ભાગ્યો !



# તલવારનો વારસદાર

( ઢાળ : શેના લીધા મારા શ્યામ, અબોલડા શાને લીધા રે! )

ભેટયે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી ભેટે ઝૂલે રે.
ભીંતે ઝૂલે છે તલવાર
બાપુજી કેરી ભીંતે ઝૂલે રે.

મારા બાપુને બ્હેન! બે બે કુંવરિયા
બે વચ્ચે પાડયા છે ભાગ;
*હાં રે બે'ની! બે વચ્ચે પાડયા છે ભાગ
વીરાજી કેરી ભેટે ઝૂલે રે.

મોટે માગી છે મો'લ મ્હેલાતો વાડીઓ
નાને માગી છે તલવાર
હાં રે બે'ની! નાને માગી છે તલવાર—વીરાજી૦

મોટો મ્હાલે છે મો'લ-મેડીની સાયબી
નાનો ખેલે છે શિકાર—વીરાજી૦

મોટો ચડિયો છે કાંઇ હાથી-અંબાડીએ
નાનેરો ઘોડે અસવાર—વીરાજી૦

---

* બધી કડીઓમાં બીજી-ત્રીજી વાર આ રીતે ગવાશે રાસડો ચગાવી શકાશે.

મોટો કાઢે છે રોજ કાવા કસૂંબલા
નાનેરો ઘૂમે ઘમસાણ—વીરાજી૦

મોટો પોઢે છે લાલ રંગીલે ઢોલિયે
નાનો ડુંગરડાની ધાર—વીરાજી૦

મોટો મઢાવે છે વેઢ, વીંટી ને હારલા
નાનો સજાવે તલવાર—વીરાજી૦

મોટાને સોહે હીર-જરિયાની આંગડી
નાનાને ગેંડાની ઢાલ—વીરાજી૦

મોટો સંતાય સૂણી શત્રુના રીડિયા
નાનેરો દે છે પડકાર—વીરાજી૦

મોટો ભાગ્યો છે સેન શત્રુનાં ભાળતાં
નાનેરો* ઝીંકે છે ઘાવ—વીરાજી૦

મોટો જીવ્યો છે પાય શત્રુના પૂજતો
નાનેરો સૂતો સંગ્રામ—વીરાજી૦

મોટે રે માડી! તારી કૂખો લજાવી
નાને ઉજાળ્યા અવતાર—વીરાજી૦

મોટાનાં મોત ચાર ડાઘુડે જાણિયાં
નાનાની ખાંભી પૂજાય—વીરાજી૦

* બીજો પાઠ : ઝીલે છે ઘાવ.

ભેટયે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી ભેટયે ઝૂલે રે !

ભીંતે ઝૂલે છે તલવાર
બાપુજી કેરી ભીંતે ઝૂલે રે !



# ઊભાં રે'! રંગ વાદળી!

[ ઢાળ : સોના ઇંઢોણી રૂપા બેડલું રે
નાગર ઊભા રે' રંગ રસિયા ! ]

લીલા છે મોર કાળી વાદળી રે
એક વાર ઊભાં રે' રંગ વાદળી !

વરસ્યા વિણ શાને વહ્યાં જાવ રે
એક વાર ઊભાં રે' રંગ વાદળી !

ઝૂરે બાપૈયા : ઝૂરે ઝાડવાં રે—એક વાર૦
તરસ્યા નદીઓ તે કેરા તીર રે—એક વાર૦

ઝાઝા દા'ડાના દીધા વાયદા રે—એક વાર૦
બેઠાં આશાએ બાર માસ રે—એક વાર૦

ઊંચા આકાશની અટારીએ રે—એક વાર૦
ઊભાં શાને વિખેરી વેણ્ય રે—એક વાર૦

ઓઢી છે ઇન્દ્ર-ધનુ ઓઢણી રે—એક વાર૦
મેલ્યા બે છેડલા ઢળંત રે—એક વાર૦

આષાઢી બીજની આડચો કરી રે—એક વાર૦
તારાની ટીલડી લલાટ રે—એક વાર૦

કાંડે તે વીજ કેરી કાંટણી રે—એક વાર૦
વાદળ-ગંગાનો ગળે હાર રે—એક વાર૦

લાંબા તે કાળની વિજોગણી રે—એક વાર૦
કાઢો છો કોને કાજ દોટ રે—એક વાર૦

જળ રે દેવીની તમે દીકરી રે—એક વાર૦
દાદા રૂડા તે રવિ ભાણ રે—એક વાર૦

જનનીની પ્રીત ક્યમ વીસર્યાં રે—એક વાર૦
દાદાના તાપ શે સે'વાય રે—એક વાર૦

આવો આકાશની અધીશ્વરી રે—એક વાર૦
પૃથ્વીનાં પંખીડાં પોકારે રે—એક વાર૦

ટાંપી ટાંપીને મોર ટૌકીઆ રે—એક વાર૦
આવો અમીની ભરેલ બેન રે—એક વાર૦



# ઊભાં રો’! રંગ વાદળી!

[ ઢાળ : સોના ઇંઢોણી રૂપા બેડલું રે
નાગર ઊભા રો’ રંગ રસિયા ! ]

લીલા છે મોર કાળી વાદળી રે
એક વાર ઊભાં રો’ રંગ વાદળી !

વરસ્યા વિણ શાને વહ્યાં જાવ રે
એક વાર ઊભાં રો’ રંગ વાદળી !

ઝૂરે બાપૈયા : ઝૂરે ઝાડવાં રે—એક વાર૦
તરસ્યા નદીઓ તે કેરા તીર રે—એક વાર૦

ઝાઝા દા’ડાના દીધા વાયદા રે—એક વાર૦
બેઠાં આશાએ બાર માસ રે—એક વાર૦

ઊંચા આકાશની અટારીએ રે—એક વાર૦
ઊભાં શાને વિખેરી વેણ્ય રે—એક વાર૦

ઓઢી છે ઇન્દ્ર-ધનુ ઓઢણી રે—એક વાર૦
મેલ્યા બે છેડલા ઢળંત રે—એક વાર૦

આષાઢી બીજની આડચો કરી રે—એક વાર૦
તારાની ટીલડી લલાટ રે—એક વાર૦

કાંડે તે વીજ કેરી કાંકણી રે—એક વાર૦
વાદળ-ગંગાનો ગળે હાર રે—એક વાર૦

લાંબા તે કાળની વિજોગણી રે—એક વાર૦
કાઢો છો કોને કાજ દોટ રે—એક વાર૦

જળ રે દેવીની તમે દીકરી રે—એક વાર૦
દાદા રૂડા તે રવિ ભાણ રે—એક વાર૦

જનનીની પ્રીત કેમ વીસર્યાં રે—એક વાર૦
દાદાના તાપ શે સે'વાય રે—એક વાર૦

આવો આકાશની અધીશ્વરી રે—એક વાર૦
પૃથ્વીનાં પંખીડાં પોકારે રે—એક વાર૦

ટાંપી ટાંપીને મોર ટૌકીઆ રે—એક વાર૦
આવો અમીની ભરેલ બેન રે—એક વાર૦



# હું દરિયાની માછલી

દરિયાના બેટમાં રે'તી
પ્રભુજીનું નામ લેતી
હું દરિયાની માછલી !

હાં રે મને બારણે કાઢવી નો'તી
હું દરિયાની માછલી !

જળની સાથે અમારે જનમ કેરી પ્રીતડી,
સરજે પ્રીત્યોના તોડનારા,
હું દરિયાની માછલી—દરિયાના૦

દરિયાનાં નીર મને પાતાળે ગોતશે,
આભ લગી મારશે ઉછાળા,
હું દરિયાની માછલી—દરિયાના૦

તારલાંનાં તેજ ઊગી ઊગી આથમશે,
ચંદ્ર કેને પાશે અજવાળાં,
હું દરિયાની માછલી—દરિયાના૦

છીપલીની છાતીએથી કોણ હવે ઝીલશે,
મ્હોં ઉઘાડી મોતીડાં રૂપાળાં,
હું દરિયાની માછલી—દરિયાના૦

દરિયાના દેશથી વિછોડી,
દુનિયાસું શીદ જોડી !
હું દરિયાની માછલી !

# દરિયો

( નાણું નાખ્યે દાદુભા નૈ મળે--ઢાળ )

દરિયો ડોલે રે માઝમ રાતનો,
  ઝૂલે જાણે પારણે મારો વીર રે! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

છલકે મોજાં ને છોળો મારતાં,
  ખૂંદે જાણે ખોળલા મારો વીર રે! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

આભમાંથી ચાંદો રેલે ચાંદની,
  પાથરે જાણે વીરાના ઓછાડ રે! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

ઝલકે ઝલકે રે જળમાછલી,
  ઝલકે જાણે વીર મારાની આંખ રે! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

ઊઘડે ઊઘડે ને બિડાય તારલા,
  ઊઘડે જાણે મા-જાયાનાં નેન રે! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

## સૂરજ ! ધીમા તપો !

મારી મેંદીનો રંગ ઊડી જાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારો કંકુનો ચાંદલો ચોળાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી વેણી લાખેણી કરમાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારાં કાજળ નેણેથી ઝરી જાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી ચૂડી અણમોલી તરડાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારે સેંથેથી હીંગળો રેળાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી પાની સુંવાળી બળી જાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારા કેમે નો પંથ પૂરા થાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

જેને શોધું તે દૂર સરી જાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

# સૂરજ ! ધીમા તપો !

મારી મેંદીનો રંગ ઊડી જાય રે
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારો કંકુનો ચાંદલો ચોળાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી વેણી લાખેણી કરમાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારાં કાજળ નેણેથી ઝરી જાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી ચૂડી અણમોલી તરડાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારે સેંથેથી હીંગળો રેળાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી પાની સુંવાળી બળી જાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારા કેમે નો પંથ પૂરા થાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

જેને શોધું તે દૂર સરી જાય રે,
　　સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

ઝબકે ઝબકે રે ઝીણી વીજળી,
  ઝબકે જાણે સોણલે મારો વીર રે! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

દરિયો ગાજે રે માઝમ રાતનો,
  માવડી જાણે વીરને હાલાં ગાય રે! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

દરિયો મલકે ને લેહર ફીણુ વળે,
  મલકે જાણે વીર મારાનાં મુખ રે! મધરાતે માતા

## સૂરજ ! ધીમા તપો

મારી મેંદીનો રંગ ઊડી જાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારો કંકુનો ચાંદલો ચોળાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી વેણી લાખેણી કરમાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારાં કાજળ નેણેથી ઝરી જાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી ચૂડી અણમોલી તરડાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારે સેંથેથી હીંગળો રેળાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી પાની સુંવાળી બળી જાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારા કેમે નો પંથ પૂરા થાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

જેને શોધું તે દૂર સરી જાય રે,
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

# રાત પડતી હતી

રાત પડતી હતી, રાત પડતી હતી,
જાણે વીરની વિજોગી બેન રડતી'તી
એવી રાત પડતી હતી, પડતી હતી.

રાત ગળતી હતી, ગળતી હતી,
જાણે બેટાને હૈયે માત લળતી'તી
એવી રાત ગળતી હતી, ગળતી હતી.

પ્હો પ્રગટતી હતી, પ્રગટતી હતી,
જાણે પ્રભુજીની આંખડી ઊઘડતી'તી
એવી પ્હો પ્રગટતી હતી, પ્રગટતી હતી.

લૂ વરસતી હતી, વરસતી હતી,
જાણે દુર્જનની પ્રીત છાનું હસતી'તી
એવી લૂ વરસતી હતી, વરસતી હતી.

લાય બળતી હતી, બળતી હતી,
જાણે ધરતી આભે જવા ફફળતી'તી
એવી લાય બળતી હતી, બળતી હતી.

છાંય ઢળતી હતી, ઢળતી હતી,
જાણે વાદળની વેદના નીંગળતી'તી
એવી છાંય ઢળતી હતી, ઢળતી હતી.

સાંજ નમતી હતી, નમતી હતી,
જાણે હૈયાની વાસના વિરમતી'તી
એવી સાંજ નમતી હતી, નમતી હતી.

સાંજ સરતી હતી, સરતી હતી,
જાણે બાપુને નેહે આ નીતરતી'તી
એવી સાંજ સરતી હતી, સરતી હતી.



# સાગર રાણો

માળા ગૂંથી ગૂંથી લાવે—
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે :
ધરતીને હૈયે પે'રાવે—
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

૧

આઘે આઘે એની અનુપમ વાડી,
ચાંદો—સૂરજ રૂડા રાખ્યા બે માળી,
વિધ વિધ વેલડી વાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

૨

ઊંડે પાતાળે ગાળ્યા એણે ક્યારા,
રોપ્યા રાતલડીના રંગત તારા,
નવલખ નદીઓ સિંચાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

૩

સોનલ ફૂલડે સવાર મલકતાં,
સંધ્યાના થાળ ગુલાબે છલકતાં,
રજનીમાં ડોલર આવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

૪

રાત-દિવસ બીજાં કામ ન ફાવે,
ગાંડો પિયુજી લાખો ગેંદ ગૂંથાવે,
જૂજવા રંગ મિલાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

૫

રીસભરી ઘરણી નવ રીઝે,
સ્વામીનાં દાન ત્રોડી ત્રોડી ખીજે,
દરિયો વિલાપ ગજાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

૬

યુગયુગનાં અણભંગ અબોલા,
સૂના સાગર કેરા હૈયા-હિંડોળા,
ગરીબડો થઇને બોલાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે—માળા૦

કરુણાળુ બોલ કહાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

ગેબીલા શબ્દ સુણાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

ચરણ ચૂમી ચૂમી ગાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

માળા ગૂંથી ગૂંથી લાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.

ધરતીને પાયે પે'રાવે
સાગર રાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે.



૫૩

## નાના થૈને રે !

નાના થૈને, નાના થૈને, નાના થૈને રે,
બાપુ ! તમે નાના થૈને રે.
મારા જેવા નાના થૈને રે,
છાનામાના રમવા આવો ! નાના થૈને રે.

નાના કેવી રીતે થાવું,
આવો બાપુ ! રીત બતાવું,
ઢીંકા, પાટુ, પીવું-ખાવું,
પાડા થઈને રે—નાના૦

શેરી વચ્ચે નાચવા આવો,
ઓળકોળાંબે હીંચવા આવો,
બાથડ મોટી મૂછ બોડાવે
પૈસો દૈને રે—નાના૦

સૂરજ ભૈની નાનકી છોડી,
કૂરડિયે કંકુડાં ઘોળી,
હા'ડી હા'ડી આવે દોડી
હરિયે થૈને રે—નાના૦

ડુંગર ઉપર જઈ બોલાવો,
ઉષા બે'ની, આવો આવો !
એની પાસે ગાલ રંગાવો
ગોઠચણ થૈને રે—નાના૦

નાને માથે નાનકડી પાંથી,
દૈશ હું ઓળી મીંડલાં ગૂંથી.
જોજો રાતે નાખતા ચૂંથી
ગાંડા થૈને રે—નાના૦

ઝબ્બે આર્યાં રાખજો ખીસાં,
માંહી પાંચીકા વીણશું લીસા,
કાગળ, બાગળ, રૂપિયા પૈસા
ફેંકી દૈને રે—નાના૦

ખેંચી દોરી ખૂબ હીંડોળે,
થાકેલી બા જાશે ઝોલે,
ભાગી જાશું બેઉ ભાગોળે
સાંકળ દૈને રે—નાના૦

વેળુ વચ્ચે વીરડા ગાળી,
વાંકે ઘૂંટણ પીશું પાણી,
ગોવાળ આવે ગાડર જાણી
ડાંગો લૈને રે—નાના૦

લીંબોળીના લૂમખા લેવા,
ઝૂમશું આડે વાંદર જેવા,
પંખીડલાંના ખાશું મેવા
જંગલ જૈને રે—નાના૦

મોહકયો કમ્નુંબીનો ર

ખેતર કોતર ખીણ ઓળંગી,
જોઈ વાદળીઓ રંગબેરંગી,
ઘૂમશું ડુંગર જંગી જંગી
ઘેલાં થૈને રે—નાના૦

નાની આંખે નાનકાં આંસુ,
બાની સાથે રોજ રીસાશું,
અંતે એના ધબ્બા ખાશું
ગોખે જૈને રે.

નાના થૈને, નાના થૈને, નાના થૈને રે !



## ૫૪

# હાલો ગલૂડાં રમાડવા જી રે

[ શેરીમાં કૂતરી વીંઆય એ શેરીનાં બાળકો માટે આનંદ, નૃત્ય અને પશુપ્રેમના ઉમળકા ઠાલવવાનો અવસર બને છે. ]

કાળુડી કૂતરીને આવ્યાં ગલૂડિયાં,
ચાર કાબરાં ને ચાર ભૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

માડીને પેટ પડી ચસ ! ચસ ! ધાવે,
વેલે ચોંટયાં જેમ તૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

માતાને માથડે ચડતાં ને ચાટતાં,
જોગણનાં જાણે લટૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

રાતાં માતાં ને રોમે રોમે સુંવાળાં,
હોય મીઠાં ગાલ-મસૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

બાને વા'લાં છે જેમ વીરો ને બેની,
કાળવીને વા'લાં કુરકુરિયાં જી રે
હાલો ગલૂડાં રમાડવા જી રે !

મોટાં થાશે ને મારી શેરી સાચવશે,
જાગશે રાતે બ્હાદુરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

ટીપૂડો ટીપૂડો ડુંગરડે ઘૂમશે,
ગૌધેન ભેળા વોળાવિયા રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

મોતીઓ ને માનીઓ ઝોકે રોકાશે,
વાછરું ને પાડરું ભળાવિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

ડાઘિયો ને ડૂઘિયો ખેતરમાં જાશે,
વાસુ રે'શે બે રખોલિયા જી રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

કાળીઓ ને લાળીઓ પાદર પસાયતા,
બાઉ! બાઉ! આલબેલ બોલિયા રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

ગોળ–ઘી–લોટના શેરા બનાવ્યા,
કાળવીનાં પેટડાં પૂરિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

પેટ ભરીને માડી બાળક ધવરાવે,
ધાવીને પોઢે ટીપૂડિયાં રે
હાલો ગલૂડાં રમાડવા જી રે!

૫૫

## વેણીનાં ફૂલ

[ ઢાળ : મારે ઘેર આવજો માવા,
ઊનાં ઊનાં ઢેબરાં ખાવા. ]

મારે ઘેર આવજે બે'ની !
નાની તારી ગૂંથવા વેણી.

આપણા દેશમાં નીર ખૂટ્યાં ને
સળગે કાળ દુકાળ;
ફૂલ વિના મારી બેનડી ! તારા
શોભતા નો'તા વાળ—મારે૦

બાગબગીચાના રોપ નથી બે'ની
ઊગતા મારે ઘેર;
મોગરા ડોલર જાઇ ચંબેલીની
મારે માથે નથી મ્હેર—મારે૦

રૂપ સુગંધી હું કાંઇ નો જાણું !
ડુંગરાનો ગોવાળ;
આવળ બાવળ આકડા કેરી
કાંટ્યમાં આથડનાર—મારે૦

ડુંગરાની ઊંચી ટોચ ઊભેલાં
રાતડાં ગુલેનાર;
સાપ-વીંટ્યા પીળા કેવડા હું મારી
બે'ન સાટું વીણનાર—મારે૦

પહાડ તણે પેટાળ ઊગેલાં
લાલ કરેણીનાં ઝાડ;
કેશૂડલાં કેરી વાંકડી કળીઓ
વીણીશ છેલ્લી ડાળ—મારે૦

ખેતર વચ્ચે ખોઈ વાળીને
ફૂલ ઝીણાં ખોળીશ;
વાગશે કાંટા દુઃખશે પાની
તોય જરીકે ન બ્હીશ—મારે૦

સાંજ વેળા મારી ગાવડી ધોળી
આવીશ દોટાદોટ;
ગોંદરે ઊભીને વાટ જોતી બે'ની
માંડશે ઝૂંટાઝૂંટ—મારે૦

મોઢડાં નો મચકોડજે બાપુ !
જોઈ જંગલનાં ફૂલ;
મોરલીવાળાને માથડે એ તો
ઓપતાં'તાં અણમૂલ—મારે૦

શિવ ભોળા, ભોળાં પારવતી એને
ભાવતાં દિવસરાત;
તુંય ભોળી મારી દેવડી ! તુંને
શોભશે સુંદર ભાત—મારે૦

ભાઈભાભી બેય ભેળાં બેસીને
ગૂંથશું તારે ચૂલ;
થોડી ઘડી પે'રી રાખજે વીરનાં
વીણેલ વેણી-ફૂલ !—

મારે ઘેર આવજે બે'ની,
લાંબી તારી ગૂંથવા વેણી !



## ૫૬

# પારેવાં લ્યો

પાળે ઘૂમે પારેવડાં, પારેવાં લ્યો,
ટોડલે ઘૂમે મોર, માના જનમ્યા ! પારેવાં લ્યો.

પાંચ ધોળાં પાંચ વાદળી, પારેવાં લ્યો,
આંખડી રાતી ચોળ, માના જનમ્યા ! પારેવાં લ્યો.

આંગણિયે પગ પાડતાં, પારેવાં લ્યો,
ધૂળમાં ગૂંથે ફૂલ, માના જનમ્યા ! પારેવાં લ્યો.

ઘેરું ઘેરું કાંઇ ઘૂઘવે, પારેવાં લ્યો,
લીલી ફુલાવે ડોક, માના જનમ્યા ! પારેવાં લ્યો.

જોડલું જુદું થાય નૈ, પારેવાં લ્યો,
રોજ પારેવી સંગ, માના જનમ્યા ! પારેવાં લ્યો.

આભને આરે ઊડતાં, પારેવાં લ્યો,
પોઢતાં પૃથવી માંય, માના જનમ્યા ! પારેવાં લ્યો.

અસળ ધાન આરોગતાં, પારેવાં લ્યો,
ભૂખ્યાં કાંકર ખાય, માના જનમ્યા ! પારેવાં લ્યો.

ચબૂતરે એનાં બેસણાં, પારેવાં લ્યો,
રાજમોલુંને ગોખ, માના જનમ્યા ! પારેવાં લ્યો.

બે'નીબાએ બોલાવિયાં, પારેવાં લ્યો,
તીતી ! તીતી ! બોલે, માના જનમ્યા ! પારેવાં લ્યો.

આંગળીએ ઊડી બેસતાં, પારેવાં લ્યો,
હાથેળીએ ચણ ખાય, માના જનમ્યા ! પારેવાં લ્યો.

ઝીણી ઝીણી ચાર ઝાંઝરી, પારેવાં લ્યો,
ઘૂઘરિયાળી ઘડાવો, માના જનમ્યા ! પારેવાં લ્યો.

ભાભલડી પે'રાવશે, પારેવાં લ્યો,
પારેવડાંને પાય, માના જનમ્યાં ! પારેવાં લ્યો.

રૂમઝુમન્ત નેવલે, પારેવાં લ્યો,
ઓસરીએ ધમકાર, માના જનમ્યા ! પારેવાં લ્યો.



## નીંદરભરી

નીંદરભરી રે ઝુલાલે ભરી,
બેનીબાની આંખડી નીંદરભરી રે.

નીંદરને દેશ બેની નત્ય નત્ય જાતાં,
અંકાશી હીંચકાની હોડી કરી—બેનીબાની૦

દોરી તાણીને વીર મારે હલેસાં,
હાલાં વાયાં ને હોડી વેગે ચડી—બેનીબાની૦

નીંદર બેઠી છે નીલ સમદરના બેટમાં,
કેસરિયા દૂધના કટોરા ધરી—બેનીબાની૦

નીંદરનો બાગ કાંઈ લૂંબે ને ઝૂંબે,
કળીઓ નીતારીને કચોળી ભરી—બેનીબાની૦

સીંચ્યાં એ તેલ મારી બેનીને માથડે,
નાવણ કરાવે ચાર દરિયાપરી—બેનીબાની૦

છીપોની વેલડીને જોડ્યા જળ-ઘોડલા,
બેસીને બેન જાય મુસાફરી—બેનીબાની૦

સાતે સિંધુને તીર સફરો રે કીધી,
સૂરજ ઊગ્યો ને બેન આવ્યાં ફરી—બેનીબાની૦

૫૮

## દાદાજીના દેશમાં

હાં રે દોસ્ત ! હાલો દાદાજીના દેશમાં,
પ્રેમસાગર પરભુજીના દેશમાં—હાં રે૦

મધુર મધુર પવન વાય,
નદી ગીતો કૈં ગાય,
હસી હોડી વહી જાય,
મારા માલિક રાજાજીના દેશમાં—હાં રે૦

સાત દરિયા વીંધીને વ્હાણ હાલશે,
નાગ-કન્યાના મ્હેલ રૂડા આવશે,
એની આંખોમાં મોતી ઝરતાં હશે,
હાં રે દોસ્ત ! મોતીડાંના દેશમાં—હાં રે૦

સાત વાદળ વીંધીને વ્હાણ લઇ જશું,
ત્રીશ કોટિ તારાની સાથ ખેલશું,
ચંદ્ર સૂરજ ખીસામાં ચાર મેલશું,
હાં રે દોસ્ત ! હાલો ચાંદરડાંના દેશમાં—હાં રે૦

સમી સાંજે દાદાને દેશ ખ્હોંચશું,
એના પાંખાળા ઘોડા ખેલાવશું,
પછી પરીઓને ખોળે પોઢી જશું,
હાં રે દોસ્ત ! હાલો એ પરીઓના દેશમાં—હાં રે૦

ભલે હોય ઘણું તાણ
ભલે ઊઠે તોફાન
આજ બનશું બેભાન
થવા દાખલ દાદાજીના દેશમાં;
હાં રે દોસ્ત! હાલો દાદાજીના દેશમાં,
પ્રેમસાગર પરભુજીના દેશમાં— હાં રે૦



૫૯

## નવાં કલેવર ધરો !

નવાં કલેવર ધરો હંસલા ! નવાં કલેવર ધરો,
ભગવી કંથા ગઇ ગંધાઈ, સાફ ચદ્દરિયાં ધરો,
હંસલા ! નવાં કલેવર ધરો. ૧

મોતી તણો તેં ચારો માની ચણિયાં વિખનાં ફળો;
કણ સાટે છો ચુગો કાંકરી, ફૂડનાં બી નવ ચરો
હંસલા ! નવાં કલેવર ધરો. ૨

ગગન–તારલે અડવા ઊડતાં પૃથ્વીથીય ટળ્યો;
ઘૂમો સીમાડા આભ તણા, પણ ધરણી નવ પરહરો
હંસલા ! નવાં કલેવર ધરો. ૩

અધુઘડી આંખે જોયું તે સૌ પુરણ દીઠું કાં ગણો !
આપણ દીઠાં અસત ઘણેરાં, નીરખ્યાનો શો ખરો !
હંસલા ! નવાં કલેવર ધરો. ૪

રાત પડી તેને પરોઢ સમજી ભ્રમિત બા'ર નીસર્યો,
હવે હિંમતમાં રહો જી રુદિયા ! અનહદમાં સંચરો
હંસલા ! નવાં કલેવર ધરો. ૫



# વિવરણ

**(૧) કસુંબીનો રંગ :** મેઘાણીની કવિતા એ કસુંબલ રંગની કવિતા છે. આ કાવ્ય મેઘાણીની કવિતામાં બીજ રૂપે છે. મેઘાણીની બધી કવિતા આ બીજમાંથી પ્રસરી છે. મેઘાણીની કવિતાના બધા રંગો આ કાવ્યમાંથી જાણે પ્રસર્યા છે. એમની કવિતાની સર્વ વિશિષ્ટતાઓ આ કાવ્યમાં સૂચિત થઇ છે. કસુંબીનો રંગ કવિની જીવનભાવનાનું પ્રતીક છે. આ નવું ભાવપ્રતીક ઉપજાવીને કવિએ પોતાના મસ્ત, રંગીન મિજાજનો રસભર્યો પરિચય આપ્યો છે. પ્રફુલ્લ જીવનની સઘળી બળવાન ઊર્મિઓ જેણે અનુભવી છે એવા વિરલ માનવના અંતરની સમૃધ્ધિનું અહીં દર્શન છે.

કવિએ ઉપજાવેલું આ ભાવપ્રતીક એવું જૂનવાણી નથી કે ચવાઇ ગયેલું લાગે, તેમ આ ભાવપ્રતીક એટલું અજાણ્યું નથી કે લોકમાનસને સ્પર્શ ન કરે. ઓછા જાણીતા ભાવપ્રતીકને પસંદ કરીને કવિએ એમાં પોતાની જીવનભાવનાના રંગો બહેલાવ્યા છે, અને એ રીતે ભાવ-પ્રતીકની અભિવ્યકિતની ક્ષમતા કેટલી બધી ઉત્કટ કક્ષાની હોઇ શકે તે દર્શાવી આપ્યું છે. આ ભાવપ્રતીકનો સંકેત સમજાવવા કવિએ પોતે જ કહ્યું છે : ''સોરઠમાં ને ગુજરાતમાં નવવધૂની કસુંબલ ચૂંદડી, શૌર્યપ્રેમીની કસુંબલ આંખ, બહારવટિયાનાં 'લાલ કસુંબલ લુગડાં' અને ''ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી પ્રેમશૌર્ય અંકિત' એ કવિ નર્મદની ગીત-પંકિત પ્રચલિત છે. સુગંધે મહેકતો, ન ભડકા જેવો કે ન આછો, પણ લાલપમાં કાળાશ ઘૂંટી કરેલો હોય, તેવો આ કસુંબલ રંગ ઉત્તમ ગણાય છે. જીવનનો પણ એવો જ કસુંબલ રંગ : હૃદયના સર્વ ભાવો જેમાં નિચોવાયા હોય તેવો રંગ જીવનકસુંબીનો, એવી સકલ ઊર્મિઓના

રંગે રંગાયેલા કોઈ વિરલાને નિર્દેશી રચ્યું છે". Full blooded life–પ્રબળ ભાવસભર જીવનનાં અનેકવિધ સંવેદનોથી ધબકતું માનવહૃદય ધરાવનાર કોઈ સમર્થ માનવનો પ્રાદુર્ભાવ કેવા જીવંત વાતાવરણમાંથી થાય છે, આવા શકિતશાળી માનવનું ઘડતર કરવામાં કેવાં જીવનબળો કામ કરે છે, તે અહીં સૂચિત થયું છે. માતાનું કુદરતી વાત્સલ્ય, બહેનના ભાવની મીઠાશ, પહાડોનાં બાળકને સ્વાભાવિક બની ગયેલી ભેંકાર રાત્રિઓ, સ્વતંત્રતાનું ખમીર, શૌર્ય અને શહીદીના બળશાળી ભાવો, શીશ સાટે કરેલી ઈશ્વરભકિત, પ્રેમિકા સાથે મુકતતાથી માણેલો પ્રણય, કવિઓનાં જીવનસ્વપ્ન, પીડિતો પ્રત્યેનું વાત્સલ્ય–આ બધાં એના જીવનનાં ચેતનશીલ પ્રેરણાબળો છે. કસુંબીના રંગમાં આવાં રંગીન જીવનબળો ઘૂંટાયા છે.

મેઘાણીની કવિતાની સમગ્ર તાસીર પણ આ 'કસુંબીનો રંગ'માં સૂચવાય છે. આ રંગીન જીવનબળો મેઘાણીની કવિતાના પણ છે: વાત્સલ્ય, ભાવની મધુરતા, પહાડી, ખડતલ જીવનની તાકાત, સ્વાતંત્ર્ય, શૌર્ય, શહીદી, સ્વાર્પણ, ભકિત, પ્રણયની મસ્તી, કવિઓની સ્વપ્નસૃષ્ટિ, પીડિતવાત્સલ્ય, દરિદ્રો અને ઉપેક્ષિતો પ્રત્યેની હમદર્દી–મેઘાણીની કવિતાની પણ આ જ ભાવસૃષ્ટિ છે. આ કાવ્યમાં મેઘાણીની સકળ ભાવસૃષ્ટિનો સંકેત મળે છે. અહીં જે બીજ રૂપે છે, તે અન્ય કાવ્યોમાં વિવિધ રૂપે વિકસિત છે. આલેખન તો અહીં બીજ રૂપે પણ એટલું જ મનોરમ છે.

પહેલી પંકિતના નાટયાત્મક ઉપાડ અને લયહિલ્લોલથી કવિએ ભારે વશીકરણ કર્યું છે. લોકગીતની ચારુતા કવિએ સિદ્ધ કરી છે. 'રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ' કહીને–તેમાંયે 'રાજ' શબ્દ વાપરીને કવિએ આપણી લોકગીતની મસ્તીભરી સૃષ્ટિ અહીં ઉતારી દીધી છે. કાવ્ય જેમ આગળ ચાલતું જાય છે, તેમ ભાવક પર કસુંબીનો રંગ

લાગતો જાય છે. કાવ્ય પૂરું થાય છે ત્યારે ભાવક આ રંગમાં પૂરેપૂરો નીતરે છે.

મેઘાણીની કવિતામાં શબ્દશકિતનો પ્રભાવ ઘણો છે. 'જનનીના હૈયામાં પોઢંતા પોઢંતા,' 'ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ', 'ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ'–જેના પડઘાઓ સતત ગુંજ્યા કરે એવી આખાદીલા કંઠની આ મેઘાણીવાણી છે. સંક્ષેપમાં શબ્દ - દ્વારા ચિત્ર - સર્જવાની શકિત કવિમાં ઘણી છે. 'સાગરને પારે સ્વાધીનતાની કબરોમાં', 'વહાલી દિલદારાના પગની મેંદી પરથી, ચૂમ્યો કસુંબીનો રંગ'–નાં ચિત્રો મજેદાર છે. દિલદારાના પગની મેંદીના ચિત્રમાં તો સૌંદર્યનો કેફ આકંઠ ભર્યો છે. આ ભાવસભર ચિત્રો મુગ્ધ કરે તેવાં છે. અહીં દરેક કડીમાં ભાવનો આરોહઅવરોહ કલાની સૂક્ષ્મ સૂઝ ધરાવે છે. દરેક કડીમાં પહેલી બે પંકિતઓ મીઠાશવાળી, કૈંક મૃદુતાવાળી, ધીમા લયની છે. જ્યારે તે પછીની બે પંકિતઓ વધારે તાકાતવાળી, ઉન્મત્ત ભાવાવેશવાળી, ઘોર ગંભીર પડઘા પાડનારી છે, આથી જે ભાવ અને લયની વિવિધ ભાત ઉપસતી જાય છે, તે કલાની એક નવીન ખૂબી છે. 'બહેનીને કંઠે નીતરતાં હાલરડામાં'ની સાથે 'ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ' તેમજ 'ભકતોના તંબુરથી ટપકેલો મસ્તીભર'ની સાથે 'વહાલી દિલદારાના પગની મેંદી પરથી' એ પંકિતઓ સરખાવતાં જ તેનો ખ્યાલ આવશે. આ પ્રકારની ભાત સમગ્ર કાવ્યમાં ગૂંથાઇ છે.

મેઘાણીની આ મૌલિક રચના લોકગીતનું સૌંદર્ય સિદ્ધ કરે છે. મેઘાણીનું Romanticism–રંગીન કલાતત્ત્વ અહીં કયાંક તો પૂરબહારમાં ખીલ્યું છે. એ વિના 'વહાલી દિલદારાના પગની મેંદી પરથી ચૂમ્યો કસુંબીનો રંગ'ની મુકત ભાવ બહાવતી પંકિત સંભવિત ન બનત. 'રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ' એ પંકિત 'રાજ, મુને લાગ્યો કસુંબીનો રંગ' એ રીતે કેટલાક ગાયકો ગાય છે,

મહેકયો કસુંબીનો રંગ

વિદાયસંદેશ કહેવા માટે સાથી રાજેસર ગામમાં જશે ત્યારે 'લીલૂડા લીંબડા હેઠે' ભેગા મળીને બધા એને વિશે ('રણવેલૂડા' વિશે) પૂછશે ત્યારે યુધ્ધની વાત કેવી રીતે કરવી, 'મીતરુ ભેળો' આ યોધ્ધો પણ સમરાંગણમાં પોઢયો છે, તે કેવી રીતે ગામને, સ્વજનોને કહેવું, એની રીત પણ એ કહેતો જાય છે; પોતાને માટે 'રણવેલૂડો' શબ્દ વાપરીને ગામલોકો અને સ્વજનો એને માટે કેવી ભાવના ધરાવે છે, તે પણ સૂચિત કર્યું છે. સમરાંગણની વીરતાભરી વાતો પર ભાર દેવાથી પોતાના મૃત્યુનો ઘા સ્વજનોને કારમો ન લાગે તે પણ એની દષ્ટિ છે.

કાવ્ય 'સૂના સમદરની પાળે'થી શરુ થયું, રાજેસર ગામ ને રેવાતીર સુધી આવીને, લીલુડા લીંબડા હેઠે ભેળા થયેલા ભાંડુ સુધી આવ્યું. એક પછી એક શબ્દચિત્ર આવતાં જાય છે. યોધ્ધાના ઘર ધી આપણે આવી ગયા. અહીં પ્રેમનો ભાવ તીવ્ર થતો જાય છે. વિદાયસંદેશમાં શૌર્ય સાથે પ્રેમ, દેશભાવના સાથે કુટુમ્બપ્રેમ તથા પ્રણયના ભાવો પણ વણાઇ ગયા છે. વીર અને કરુણ અહીં એવી રીતે ગૂંથાઇ ગયા છે કે બંને એક સાથે ભાવક-ચિત્તને સ્પર્શે છે. વિદાયસંદેશનું આવું વીર-કરુણ કાવ્ય ગુજરાતી સાહિત્યમાં અન્યત્ર દુર્લભ છે.

વિદાયસંદેશમાં પહેલો સંદેશો કોને આપવાનો છે? પહેલો સંદેશો માતાને જ હોય. માતાનું ઘડપણ હોઇ, એને સાચવવાની જવાબદારી પોતાની છે, પણ મોટેરો ભાઇ એ જાળવશે. પોતે તો 'રાન-પંખીડુ' છે. એણે તો બાપુની તલવારનો વારસો જાળવ્યો છે. વારસામાં એણે તલવાર સિવાય કયાં બીજું કશું માગ્યું હતું? માની એ ક્ષમા માગે છે, પણ બાપુનો ધીંગાણાનો વારસો એણે જાળવ્યો છે, એ દષ્ટિએ ક્ષમા મળશે, એવી શ્રધ્ધાનો એમાં

ત્યારે આ Romanticism-રંગીન ભાવની મસ્તી ઓર વધી જાય છે.

દિલદારા-સારુંયે હૃદય જેણે કબ્જે કર્યું છે તેવી પ્રેમિકા, (મેઘાણીની શબ્દની પસંદગી ભારે સૂઝવાળી હોય છે). બિસ્મિલ બેટાઓ-શહીદ (કતલ થયેલ) પુત્રો. 'બિસ્મિલ' શબ્દ વાપરીને કવિએ શહીદીના ભાવને વધુ સબળ બનાવ્યો છે. 'દોરંગા' બંને બાજુ રહેનારા, દ્વિધા યુક્ત કાયર લોકો, જેમનામાં દૃઢતા, સ્વાર્પણ, ટેકીલાપણું નથી.

**(૨) સૂના સમદરની પાળે:** ગુજરાતી સાહિત્યનું ઉત્તમ કથાગીત (Ballad) આ કાવ્યને ગણી શકાય. કથાગીતના વિશિષ્ટ ભાવસૃષ્ટિ કવિએ અહીં સાકાર કરી છે. કાવ્ય સુદીર્ઘ હોઇ, અનેક પંક્તિઓમાં વિસ્તર્યું હોવા છતાં, ક્યાંય ભાવ કે તેની અભિવ્યક્તિમાં શિથિલતા આવી નથી. પહેલેથી છેલ્લે સુધી રસતત્ત્વ અખંડ રીતે જળવાયું છે. શરૂઆતમાં કવિએ દૂર-દૂર, સૂના સમદરની પાળે, સમરાંગણમાં છેલ્લા શ્વાસ લેતા યુવાન યોદ્ધાનું ચિત્ર ખડું કર્યું છે. કવિની ચિત્રાંકનશક્તિ અદ્ભુત છે. 'સૂના સમદરની પાળે', નો'તી એની પાસે મો'માડી', 'વેગે એનાં લોહી વ્હેતાં'તા'-શબ્દની પીંછીથી કવિએ સમરાંગણનું તેમજ એકલવાયા યોદ્ધાનું ચિત્ર અંકિત કર્યું છે. યુધ્ધમાં બચી ગયેલા પોતાના એક માત્ર સાથી સાથે 'રાજેસર ગામ ને રેવાતીરનો વાસી' જે છેલ્લો વિદાયસંદેશ કહેવડાવે છે, તે શૌર્ય અને પ્રેમના ભાવોથી સભર છે. પાછી સોંપવા જેવી ચીજ તો એની તલવાર જ છે. બાપુ પાસેથી વારસામાં માગેલી આ તેગ એણે વાપરી જાણી છે. એજ વારસો મૂકી જવાનો છે. ક્ષાત્રજીવનના આ સંસ્કાર કવિએ સૂચક રીતે કાવ્યમાં વ્યક્ત કર્યા છે.

વિદાયસંદેશ કહેવા માટે સાથી રાજેસર ગામમાં જશે ત્યારે 'લીલૂડા લીંબડા હેઠે' ભેગા મળીને બધા એને વિશે ('રણઘેલૂડા' વિશે) પૂછશે ત્યારે યુદ્ધની વાત કેવી રીતે કરવી, 'મીતરુ ભેળો' આ યોદ્ધો પણ સમરાંગણમાં પોઢયો છે, તે કેવી રીતે ગામને, સ્વજનોને કહેવું, એની રીત પણ એ કહેતો જાય છે; પોતાને માટે 'રણઘેલૂડો' શબ્દ વાપરીને ગામલોકો અને સ્વજનો એને માટે કેવી ભાવના ધરાવે છે, તે પણ સૂચિત કર્યું છે. સમરાંગણની વીરતાભરી વાતો પર ભાર દેવાથી પોતાના મૃત્યુનો ઘા સ્વજનોને કારમો ન લાગે તે પણ એની દૃષ્ટિ છે.

કાવ્ય 'સૂના સમદરની પાળે'થી શરુ થયું, રાજેસર ગામ ને રેવાતીર સુધી આવ્યાને, લીલુડા લીંબડા હેઠે ભેળા થયેલા ભાંડુ સુધી આવ્યું. એક પછી એક શબ્દચિત્ર આવતાં જાય છે. યોદ્ધાના ઘર ધી આપણે આવી ગયા. અહીં પ્રેમનો ભાવ તીવ્ર થતો જાય છે. વિદાયસંદેશમાં શૌર્ય સાથે પ્રેમ, દેશભાવના સાથે કુટુમ્બપ્રેમ તથા પ્રણયના ભાવો પણ વણાઇ ગયા છે. વીર અને કરુણ અહીં એવી રીતે ગૂંથાઇ ગયા છે કે બંને એક સાથે ભાવક–ચિત્તને સ્પર્શે છે. વિદાયસંદેશનું આવું વીર–કરુણ કાવ્ય ગુજરાતી સાહિત્યમાં અન્યત્ર દુર્લભ છે.

વિદાયસંદેશમાં પહેલો સંદેશો કોને આપવાનો છે? પહેલો સંદેશો માતાને જ હોય. માતાનું ઘડપણ હોઇ, એને સાચવવાની જવાબદારી પોતાની છે, પણ મોટેરો ભાઇ એ જાળવશે. પોતે તો 'રાન–પંખીડું' છે. એણે તો બાપુની તલવારનો વારસો જાળવ્યો છે. વારસામાં એણે તલવાર સિવાય કયાં બીજું કશું માગ્યું હતું? માની એ ક્ષમા માગે છે, પણ બાપુનો ધીંગાણાનો વારસો એણે જાળવ્યો છે, એ દૃષ્ટિએ ક્ષમા મળશે, એવી શ્રદ્ધાનો એમાં

રણકો છે. છતાં કયાંય ગડાશ નથી. માતાના મનને સ્વસ્થ કરવા જ જાણે આ વાત કહી છે. માતા પછી બ્હેનને સંદેશો આપે છે, તેમાં 'રણગંકડા કેરી બેન' છે, એમ કહીને એના હૃદયને ભાંગી પડતું અટકાવવા માગે છે. પોતાનો જે સાથી સંદેશ લઇને આવ્યો છે, તેની સાથે મન કોળે તો હૈયાં જોડવાનું પણ એ કહેતો જાય છે. બ્હેની પરનો આ પ્રકારનો સંદેશો કેટલાકને આ કાવ્યમાં ખૂંચે છે. સારાયે કાવ્યમાં જાણે આ એક ખામી રહી ગઇ છે, એમ કેટલાકને લાગે છે. પરંતુ લોકગીતની ભાવસૃષ્ટિમાં આ ભાવનો સુમેળ છે. બ્હેનનાં લગ્ન કરવાની ભાઇની ઉત્સુકતા ચિંતા હોય જ; મિત્ર યોગ્ય સાથીદાર લાગે તો એની સાથે જીવન જોડવાની ભલામણ કરવામાં આવે તો કશું અનુચિત નથી. સોરઠી સંસ્કૃતિમાં આ ભાવના પડેલી છે. કવિએ સ્વાભાવિક રીતે એ ભાવ વ્યક્ત કર્યો છે એમાં કોઇ કૃત્રિમ તત્ત્વ નથી. બ્હેનના ભાવિ માટે 'સૂતા સમંદરને પાળે'–દૂરને સ્થળે પોઢનાર ભાઇને ચિંતા રહેતી હોય અને આ ભાવ એને સહજ રીતે સ્ફુરતો હોય તો એમાં જે સંસ્કૃતિનું આ કથાગીત છે, તેની સાથે એનો પૂરો સુમેળ છે.

હજી એક ખાસ સંદેશો કહેવાનો રહી જાય છે. યોદ્ધો પોતાની પ્રેમિકાને વિદાયસંદેશ કહેવા માગે છે, પણ સરનામું શું ? વ્યક્તિની પિછાન શું ? મેઘાણીનું Romanticism અહીં પૂરબહારમાં ખીલે છે. "તોફાની આંખ બે કાળી: ઓળખી લેજે એ જ એંધાણે રે!' રાજેસર ગામમાં જે બે કાળી, તોફાની આંખો દેખાય એ એની પ્રિયતમા ! કેવી મસ્તીભરી પિછાન છે ! ઘેર ઘેર આંખો તપાસવા ન જવાય, પણ આ તો પ્રેમીના હૃદયની ભાવના છે. ગામમાં એની પ્રિયતમા જેવી 'તોફાની આંખ બે કાળી' કોની હોઇ શકે ? આ સરનામું, એંધાણ જે ગણો તે. થોડી બીજી નિશાની જોઇએ છે 'બંધુ! એનું દિલ મસ્તાનું'–ખરી ઓળખાણ તે આ જ. એ

મસ્તાનું દિલ બીજાનું થયું નથી. વીર, કરુણ અને સાથે સાથે વચમાં પ્રણયની લકીર-શૃંગારની આછી છાંટ કેવી સરસ રીતે આવી જાય છે! રેવાતીરે ચાલેલા સંવનનના મધુર દિવસો (ખરું જોતાં પ્રણય-સંધ્યાઓ) સંભારે છે. 'કૂણી તારી આંગળી કેરા' આંકડા ભીડીને, શીળી મીઠી સાંજે પ્રણયનાં ગીતો ગાતાં હતાં તે સંભારે છે. ત્યાંથી વળી પાછા આપણે સૂના સમંદરની પાળે આવી જઈએ છીએ. રુંધાઈ જતા કંઠના છેલ્લા બોલ સાથે, સમરાંગણમાં કાળ-લીલા જોતી ચંદાના ચિત્ર સાથે કાવ્ય પૂરું થાય છે. સૂના સમદરની પાળેથી શરૂ કરી, રાજેસર ગામમાં જઈ આવી, ભાઈબંધો, માતા, બહેન અને પ્રિયતમાને મળી આવી, વળી પાછા સૂના સમદરને પાળે આવી ગયા. ભાવ-વર્તુલ જયાંથી શરૂ થયું ત્યાંજ પૂરું થયું. કાવ્યના ઉપાડ અને અંત બંને અત્યંત ભાવવાહી છે. શૌર્ય, દેશપ્રેમ, મૈત્રી, કુટુમ્બભાવના, પ્રણય-આ બધા ભાવોને વીર મૃત્યુની ભૂમિકામાં કુશળતાથી વણી લીધા છે.

કથાગીતનો લય અહીં ભાવવાહી છે. શબ્દચિત્રો તાદશ છે. લોકબોલી, લોકમાનસ અને લોકજીવનના ભાવ ચોટદાર છે. 'લીલૂડા લીંબડા હેઠે', 'કારમા રૂડા ખેલ ખાંડાના રે' 'ઉગીને આથમ્યો આભે ભાણ, આખો દિ ઘોડલા ઘૂમી રે', 'હું તો રાન પંખીડું' 'ઉજળાં મોંના મીઠડાં લેજો રે', 'તોફાની આંખ બે કાળી', 'ડોલરિયા ડુંગરા દેતા ઘોર હોકારા',—શબ્દશક્તિ જુઓ, કલ્પનાશક્તિ જુઓ, સોરઠી સંસ્કૃતિનું અંતરતત્ત્વ જુઓ, હૃદયની સમૃદ્ધિ જુઓ, બધી રીતે આ કાવ્ય કોઈ પણ કાવ્ય-કસોટીમાંથી પાર ઊતરે એવું છે. અંગ્રેજી બેલેડ 'Bingen on the Rhine' પરથી ભલે આ કાવ્ય કવિને સ્ફુર્યું હોય, એ છે તો મેઘાણીનું પોતાનું જ વિશિષ્ટ સર્જન. વીર મૃત્યુના મોહિની સાથે ઉત્કટ સ્નેહબંધોનું આવું ચોટદાર આલેખન કરવાનું ગજું મેઘાણી સિવાય કોનું હોઈ શકે?

(૩) **કોઈનો લાડકવાયો :** આ કાવ્ય Mrs. Lacosteના મૂળ અંગ્રેજી કાવ્ય 'Somebody's Darling' પરથી રચાયું છે. શ્રી મેઘાણી સ્વાતંત્ર્ય સંગ્રામ દરમિયાન કારાવાસમાં હતા ત્યારે શ્રી દેવદાસ ગાંધીએ જૂની રોયલ રીડરમાંના આ કાવ્ય પરત્વે તેમનું ધ્યાન દોર્યું હતું. મૂળ અંગ્રેજી કાવ્ય સાધારણ કોટિનું છે, જ્યારે એના પરથી રચાયેલું મેઘાણીનું કાવ્ય ઉચ્ચ કક્ષાનું સર્જન છે. મૂળ કાવ્યકૃતિએ મેઘાણીના કાવ્યસર્જન માટે ઉદ્દીપન વિભાવનું જ કામ કર્યું છે. મેઘાણીની કૃતિ જાણે મૌલિક સર્જન જ હોય તેવી નિજી રચના થઈ છે. આપણા દેશકાળ અને આપણી સંસ્કૃતિ સાથે કૃતિનો સુંદર મેળ સર્જાયો છે : 'કંકાવટીએ આંસુ ઘોળી છેલ્લું તિલક કરંતા, એને કંઠે વીંટાયા હોશે કર બે કંકણવંતા.' વિધાયક કલ્પનાથી આપણા જ દેશના સંસ્કારનું ચિત્ર કવિએ ઉપસાવ્યું છે.

મેઘાણીને 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ ભલે ગાંધીજીએ 'છેલ્લો કટોરો' વાંચીને આપ્યું પરંતુ લોકહૃદયમાં મેઘાણીએ રાષ્ટ્રીય શાયર તરીકે સ્થાન મેળવ્યું 'કોઈનો લાડકવાયો' અને 'સૂના સમદરની પાળે'નાં શૌર્યાંકિત કાવ્યોથી. 'કોઈનો લાડકવાયો' એ 'સૌનો લાડકવાયો' બની ગયો અને એનો કવિ પણ 'સૌનો લાડકવાયો' બનીને જનહૃદયમાં પ્રતિષ્ઠિત થયો. આપણા સ્વાતંત્ર્યસંગ્રામમાં આ કાવ્ય ('સિંધુડો'નાં અન્ય કાવ્યો સાથે) રાષ્ટ્રભાવનાનું એક પ્રેરક જીવંત બળ બની રહ્યું સ્વાતંત્ર્યસંગ્રામની આઝાદીની તમન્ના પ્રજ્વલિત રાખવામાં આ કાવ્યનો હિસ્સો નાનોસૂનો નથી. મેઘાણીના બુલંદ કંઠે ગવાઈને આ કાવ્ય આઝાદીની લડતમાં લોકોના હૃદયમાં શૌર્યસ્પંદનો જગાવી ગયું. સંસ્થાઓના ઠરાવો તો ઠીક પણ આ આ કાવ્યની વીરતાભરી, હૃદયસ્પર્શી વાણીએ લોકઆંદોલનને ઝૂઝવાનું બળ આપ્યું હતું. આ કાવ્યમાં જે રાષ્ટ્રભાવના રહી છે, શૌર્યના ભાવોનો ઉછાળો છે, તેને ઝર્હંન કોઈ પણ યુગમાં પ્રજા-

સંસ્કારનું એ વિધાયક બળ બની રહે તેવી શક્તિ આ કાવ્યની છે. મડાં પણ બેઠા થઈ જાય એવો પડકાર પાડતી આ બળશાળી વાણી છે.

આ કાવ્યની ભાવઅભિવ્યક્તિ વધારે 'બોલકણી' છે, એમ કહી શકાય. પરંતુ લોકહૃદયને સ્પંદિત કરવા માટે બુલંદ તત્ત્વની જરૂર છે. ભાવની કોમળતા તો છે જ. 'કેસરવરણી સમરસેવિકા કોમલ સેજ બિછાવે', એમ કવિએ પણ કોઈના લાડકવાયા માટે હૃદયના કોમળ ભાવો વ્યક્ત કર્યા છે. 'કે ઇનઃ એ લાડકડા પાસે, હળવે પગ સંચરજો' એમ કાવ્યમાં સર્વત્ર કોમળતા જ છવાઈ છે. વીર અને કરુણ એ બંને રસનું એકી સાથે આલેખન થયું છે. રણસંગ્રામમાં ખપી ગયેલો આ રણઘેલૂડો કોઈનો લાડકવાયો પુત્ર હશે, કોઈનો વહાલો ભાઈ હશે, કોઈનો પ્રિયતમ હશે, એ ભાવને કવિએ બહુ સામર્થ્યથી વ્યક્ત કર્યો છે :

"વાંકડિયા એ જુલ્ફાંની મગરૂબ હશે કો' માતા,
એ ગાલોની સુધા પીનારા હોઠ હશે એ રાતા."

"અધબીડચાં બારણિયાંથી, રડી કો' હશે આંખ રાતી."

મેઘાણીમાં દેશપ્રેમ, માતાનું વાત્સલ્ય, બહેનનો પ્રેમ, પ્રિયતમાનો પ્રણય–શૌર્ય, કરુણ, સ્નેહ, પ્રણય–આ બધાં તત્ત્વો સંમિલિત થઈ જાય છે. મેઘાણીમાં પ્રણય સ્વજનોના અન્ય સ્નેહસંબંધોના એક અંશ રૂપે આવે છે. પ્રણયનું આલેખન અંશ રૂપ હોવા છતાં એની મસ્તી ઘણી છે, પણ એજ મુખ્ય નથી.

અભિવ્યક્તિનું સૌંદર્ય સાધતી શબ્દકળા ('કેસરવરણી સમરસેવિકા કોમલ સેજ બિછાવે' જેવા ચુનંદા શબ્દ ચોસલાંઓ),

ભાવવાહી લય ('રક્ત ટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે'થી શરૂ થતો આ લય ક્યાંય તૂટતો નથી. ભાવ વધુ ને વધુ ઉત્કટ બનતો જાય તેમાં લય પોષક છે), ચિત્રાંકન શક્તિ ('એની ભસ્માંકિત ભૂમિ પર ચણજો આરસ-ખાંભી'), સમર્થ કલ્પના, સાંસ્કૃતિક પરિવેશ, બુલંદ વાણી, ગતિશીલતા, અલંકારોની સ્વાભાવિકતા ('આતમદીપક ઓલાયા, ઓષ્ઠનાં ગુલાબ કરમાયાં,')–આ બધાં તત્ત્વોથી કાવ્ય સમૃદ્ધ બન્યું છે. આવાં પ્રાણવાન કાવ્યો ગુજરાતી સાહિત્યમાં ઓછાં છે.

(૪) **વિરાટ-દર્શન:** અહીં 'વિરાટ' વિશાળ, ચેતનશીલ લોકસમુદાયના અર્થમાં છે. વિશાળ દેશનો પ્રચંડ જનસમુદાય જ્યારે જાગી ઊઠે છે, પ્રજા ક્રાન્તિકારી બનીને જૂનાં બળો તોડી-ફોડીને નવાં વિધાન સર્જવા ઉત્થાન કરે છે ત્યારે એ વિરાટનું સ્વરૂપ કેવું ઉગ્ર હોય છે, તેનું ઓજસ્વી વાણીમાં અહીં તાદૃશ આલેખન છે. શરુઆતમાં મેઘાણી પર અપ્ટન સિંકલેરની નવલકથા 'Samuel the Seeker'નો સારો પ્રભાવ હતો. (એનું 'સત્યની શોધ'માં નામે રૂપાંતર પણ તેમણે કર્યું છે.) એ કૃતિના અંતભાગમાં જે સંઘગાન છે તેના પર આ કાવ્ય આધારિત છે; પરંતુ મેઘાણીની વાણીનાં દ્વાર ખોલવાનું નિમિત્ત જ એ તો છે. કૃતિ મૌલિક લાગે તેવી રચનાશૈલી છે. ગુજરાતી ભાષામાં પોઅટ ભાવ વ્યક્ત કરવાથી વિશેષ સામર્થ્ય નથી, એ આક્ષેપનું નિરસન મેઘાણીનું આ કાવ્ય કરી આપે છે. ક્રાન્તિના ઉદ્‌ઘોષ જગાવતું આ કાવ્ય વીરતા ભરી બાનીમાં રચાયું છે. ઉમટતા લોકસાગરની ભરતીનો ભાવ કાવ્યમાં વેગ પકડતો જાય છે. ચારણી ચરચરી છંદની પસંદગી કરીને કવિએ લોકક્રાન્તિના પ્રચંડ વેગને અનુરૂપ લય સાધ્યો છે. વિરાટના પડછંદા પાડતી આ સમર્થ રચના છે. દિગન્તમાં બજતા ડમરુ, અનેક કદમોના ગાજતા પડછંદા, શોષક સત્તાની સામે બાથ ભીડતી લોકસેનાની આંધી,

નિર્ભય બનેલી પ્રજાના જાગેલા પ્રાણ, ચારેય દિશાઓમાંથી ઉમટતી વિરાટ મેદની—એક ભવ્ય દૃશ્ય કવિએ અહીં ચિત્રાંકિત કર્યું છે: સામ્યવાદી વિચારભૂમિકા હોવા છતાં માત્ર એ જ અર્થમાં આ કાવ્યને લેવાની જરૂર નથી. જમાનાઓથી કચડાયેલી પ્રજામાં રહેલો વિરાટ જ્યારે જાગી ઊઠે છે, ત્યારે એનો મિજાજ કેવો હોય છે, એનું વીર-રૌદ્ર સ્વરૂપ કેવું હોય છે, તેનું આ સાક્ષાત્દર્શન છે. પ્રભુની રચેલી આ સુંદર સૃષ્ટિને સત્તાધીશોએ વિરૂપ કરી છે. યંત્ર—કારખાનાઓ-વાળી ઔદ્યોગિક સંસ્કૃતિએ મનુષ્યનું જીવનશોષણ કર્યું છે. આ સંસ્કૃતિમાં સર્જાયાં છે મજૂર, ભિખારી અને વેશ્યા; પણ હવે મુક્તિની પિપાસા જાગી છે, તેમાં જાલિમો સાફ થઈ જશે. નિર્ભય બનેલી પ્રજાની આત્મશ્રદ્ધાની વાણીની પ્રભાવશાલિતા અહીં અનુભવાય છે. કવિ તરીકે મેઘાણીની એ મોટી સિદ્ધિ છે. વીર-રૌદ્રના પ્રચંડ ઉદ્ઘોષ સંભળાય છે અને ઉદાત્ત તત્ત્વોનો સ્પર્શ અનુભવાય છે. સ્વાતંત્ર્ય—સંગ્રામમાં રાષ્ટ્રીય ચેતના જગાવવામાં આ કાવ્ય પણ એક પ્રેરક બળ બન્યું હતું. જગતમાં ક્રાન્તિ કરવા પ્રતિજ્ઞાબદ્ધ થયેલી માનવસમુદાયની આશાનો અવાજ કાવ્યમાં ગૂંજી ઉઠે છે.

દિગન્ત—દિશાઓના અંત, છેડા, ક્ષિતિજ. નિશાન—નગારાં. સિંદૂરભીંજ્યો ધ્વજ—ક્રાન્તિનું પ્રતીક. નમેરી—દયાહીન. મહાકાલના કરાલ સૈન્ય—જુલ્મગારોને ધરતી પરથી નાબૂદ કરવા માટે સાબદી થઈ ગયેલી જનમેદની એ જાણે ભગવાન રુદ્રની (ઇશ્વરના વિનાશક રૂપની) સેના છે. ક્રાન્તિ એ ઇશ્વરનિર્મિત કાળબળ છે, ભીષણ હોવા છતાં એમાં સંહાર પછી સર્જનની પ્રક્રિયા છે. રૌરવો ખાસ યંત્ર કારખાના—આ ઔદ્યોગિક સંસ્કૃતિએ રૌરવ નરક સમાં દુઃખદાયક યંત્ર—કારખાનાંઓ સર્જ્યાં છે, કુદરતની વિશુદ્ધ હવા પણ એણે દૂષિત કરી છે. યાંત્રિક સંસ્કૃતિએ નૈસર્ગિક જીવનનું રૂંધન કર્યું છે. આવી રહેલી ક્રાન્તિ માનવબંધુત્વ અને સ્વાતંત્ર્યની ઝંખના પર આધારિત

છે. સારી યે કૃતિમાં ઉદાત્ત સૂર, ઓજસભરી વાણીનો પ્રવાહ જળ-વાઈ રહે છે. એકાદ બે સ્થળે વીર–રૌદ્ર સાથે શોભે નહીં તેમ જણાય એવી નરમાશ છે. દા. ત. 'તમ પર છતબાર ધરી વેઠયાં દુઃખ મરી મરી', 'એવા તમ રાજના પ્રતાપ શેં વીસરીએ!' એ પંક્તિઓમાં સહેજ શિથિલ સૂર આવી ગયો લાગે. પરંતુ એ સિવાય સમગ્ર કાવ્યમાં 'ચડે ઘોર આંધી'ના પ્રચંડ વેગ સતત અનુભવાય છે.

(૫) **કાલ જાગે!** : શ્રી મેઘાણીએ પીડિતવાત્સલ્યનાં જે કાવ્યો રચ્યાં છે તેમાં શરૂઆત આ કાવ્યથી થઈ છે. જગતના ક્ષુધાર્તો–પીડિતો શ્રમજીવીઓને જાગૃત થવા–સજ્જ થવા પ્રબોધતું આ ઉદ્‌બોધનકાવ્ય જનશક્તિનું આવાહનસ્તોત્ર બની ગયું છે. કરાલ કાલ જાગી રહ્યો છે, વિશ્વના ન્યાયના આસન પરથી હવે દુષ્ટોને દંડ દેવાશે. હવે પૃથ્વી પર શ્રમજીવીઓનું રાજ્ય થશે. કાવ્યનો ઉપાડ જેટલો આકર્ષક છે, તેટલો તે પછીનો સઘળો વિસ્તાર નથી. 'જાગો, જગના ક્ષુધાર્ત! જાગો, દુર્બલ–અશક્ત' એ પ્રથમ પંક્તિમાં જોમ અને મર્દાનગી છે, શબ્દશક્તિ આવાહનને અનુરૂપ છે. કરાલ કાળે જગાવેલી ક્રાન્તિમાં ઈશ્વરની વિભાવના પણ બદલવાની છે. સ્વર્ગમાં બેસી રહેનારો, કૃપા કરનારો, પશુના ગોવાળ જેવો ઈશ્વર અમારે જોઈતો નથી. મુક્ત બનેલા પ્રાણ હવે સમાજ બદલવા માગે છે. ભોળા કંગાલ સમાજને ફસાવવા માટે રચવામાં આવેલી સત્તાના નિયમોની (કાયદા–કાનૂનની) જટિલ જાળ પણ તોડી નાખવાની છે. 'પૃથ્વીના પટ પર કરાલ કાલ જાગે'–એ દૃશ્ય કવિને કલ્પનાથી દેખાઈ રહ્યું છે. ઇન્સાફી તખ્ત (વિશ્વના) ન્યાયનું સિંહાસન. નિયંતા-ઈશ્વર. મોડી ગર્વીના ગર્વ–ગર્વિષ્ઠોના ગર્વનું ખંડન કરીને. ત્યાગે તન્દ્રા ને શોક–જગતના શ્રમજીવીઓમાં આળસ અને નિરાશા એ બે મોટી ક્ષતિઓ છે. ક્રિયાશીલતા અને શ્રદ્ધાથી ભરેલું જીવન જગતને પલટી નાખશે. ગર્વોન્નત ગરુડબાજ–સામાન્ય રીતે ગરુડ પ્રતાપ અને

તેજસ્વી જીવનભાવનાનું પ્રતીક ગણાય છે. પણ અહીં ગરુડ-બાજ સાથે લઈને તેને ભક્ષક વર્ગના પ્રતીક તરીકે ગણ્યા છે. આ કાવ્ય ળ એક અંગ્રેજી કાવ્ય પરથી પ્રેરિત છે. તેમાં કદાચ ગરુડ-બાજનું આ પ્રકારનું પ્રતીક હોય. ગરીબો માટેની ખરી હમદર્દી મેઘાણીની કવિતામાં છે. આજે પણ મેઘાણીની પંક્તિઓ એટલી જ (કદાચ, વધુ) અર્થસૂચક છે:

" ધનિકો મ્હાલંત મુકત, ગરીબોનાં લાલ રકત
સત્તાના ભકત આજ શોષે કરભારે."

જયાં શોષણ છે, તેની સામે મેઘાણીનો આ મર્દાનગીભર્યો પડકાર છે, જેમાં જગતના ક્ષુધાર્તોના કંઠનો પ્રબળ અવાજ મળેલો છે. જાગેલી જનતાનાં સંવેદનોને કવિએ અહીં વાચા આપી છે.

(૬) **છેલ્લી પ્રાર્થના:** નમ્રતા, તારું નામ મેઘાણી છે. આ કાવ્યને સ્ફુરાયમાન કરનારો સહજ વિચાર કવિને આયરિશ વીર સ્વ. મેકસ્વીનના એક ઉદ્ગાર પરથી આવ્યો હતો. આટલી નાની એવી બાબતોનો ઋણ-સ્વીકાર કર્યા વગર મેઘાણી રહી શકયા નથી. કવિ તરીકે એમનો આ નમ્રતા-સ્પષ્ટ ઋણ-સ્વીકાર કરવાની સહજ વૃત્તિ-નમૂનેદાર છે. આ પરથી કેટલાક એમ માનતા જણાય છે કે આ કાવ્ય રૂપાંતર કે અનુવાદ છે પરંતુ એવું નથી. રાષ્ટ્રીય ભાવના જગાવવા માટે અન્ય દેશોના રાષ્ટ્રીય સંગ્રામોની સામગ્રી લોકો સમક્ષ રજૂ કરવી એ પ્રયત્ન ગાંધીયુગના સાહિત્યકારો કરતા. તેવી રીતે આયર્લેન્ડના સ્વાતંત્ર્યસંગ્રામ માટે મેઘાણી તેમજ ઇન્દુલાલ યાજ્ઞિકને અહોભાવ થયો હતો. આથી મેકસ્વીનનો ઉદ્ગાર કાવ્યોનું એક નિમિત્ત માત્ર બન્યો છે.

આ કાવ્યનો મેઘાણીના જીવનના એક પ્રસંગ સાથે સંબંધ બંધાયો છે. સ્વાતંત્ર્ય સંગ્રામમાં (૧૯૩૦માં) મેઘાણી રાષ્ટ્રીય

ભાવનાનાં ગીતોથી પ્રજામાં નવો પ્રાણ રેડતા હતા. તે વખતે પરદેશી સરકાર એમને પકડવા માગતી હતી. મેઘાણી ભાષણ ઓછાં કરતા, ગીતો વધારે ગાતા. સરકાર એમને પકડવાનું કોઇ બહાનું જ શોધતી હતી. ધંધુકા પાસે બરવાળામાં ભાષણ જોધાણીએ કર્યું પણ પોલીસે પકડયા જોધાણીને બદલે મેઘાણીને; મેઘાણી પર ધંધુકામાં મુકદ્દમો ચાલ્યો. તે વખતે મેઘાણીએ બચાવ ન કર્યો. પરદેશી અદાલતો પાસે બચાવ ન કરવો, કારણ આ જુલ્મી સરકારે જ અમને માન્ય નથી. એવો આ સ્વાતંત્ર્ય-સંગ્રામનો સિધ્ધાંત હતો. (બચાવ કર્યો હોત તો મેઘાણીને સજા ન થઇ હોત. કારણ કે પાછળથી ગાંધીજીએ વાઇસરોયને લખ્યું હતું કે જ્યારે-જે તારીખે અને સમયે-આ ભાષણ થયું કહેવાય છે ત્યારે અમારો કવિ તો રાણપુરમાં એના ઘેર ઘસઘસાટ ઊંઘતો હતો.) મેજિસ્ટ્રેટે સજા કરતાં પહેલાં પોતાને કાંઇ કહેવું છે?—એમ કોર્ટના શિરસ્તા મુજબ મેઘાણીને પૂછ્યું. મેઘાણીએ કહ્યું: "કાંઇ કહેવું નથી. પણ એક ગીત ગાવું છે." મેજિસ્ટ્રેટે ગીત ગાવાની રજા આપી. એ ગીત તે આ 'છેલ્લી પ્રાર્થના' (આ કાવ્ય એ દિવસોમાં જ નવું રચાયું હતું.) મેઘાણીએ પોતાના બુલંદ કંઠથી અને દર્દભર્યા સૂરોમાં આ કાવ્ય ગાયું અને મેજિસ્ટ્રેટ ઇસાણી સહિત જે લોકો કોર્ટમાં હાજર હતા તે બધા ભાવાર્દ્ર બનીને રડી પડયાં. અદાલતમાં એક વિરલ, ભાવ-વિભોર દૃશ્ય સર્જાયું.

પરાધીન પ્રજા અનેક યાતનાઓ ભોગવ્યા પછી સ્વાધીનતા માટેના આખરી સંગ્રામમાં ઝુકાવીને, સ્વાધીનતા માટે કોઇ પણ સમર્પણ કરવા તત્પર બને છે, ત્યારે એનામાં જે દર્દ અને ભાવના હોય છે, તેનું અહીં ચોટદાર આલેખન છે. કવિ એ પ્રજાનું મુખ છે, તે સૂત્ર અહીં ચરિતાર્થ થયું છે. આ સંવેદન માત્ર એક વ્યક્તિનું નથી, પરંતુ સમગ્ર પ્રજાનું દર્દ ઘૂંટાઇને કવિમુખેથી વાચા

પામ્યું છે. ઘૂંટાયેલ દર્દની અભિવ્યક્તિ માટે કવિએ ગઝલના પ્રકારનો ઉપયોગ કર્યો છે, તે કવિની સૂઝ દર્શાવે છે. મેઘાણી સમર્થ શૈલીકાર છે, શબ્દના શિલ્પી છે. એમણે ઘડેલા શબ્દ–ચોસલાંઓ કેટલાક વાર બહુ જ ચુનંદાં હોય છે, દા. ત. આ કાવ્યમાંથી લઈએ તો, 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ', 'કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ' 'નથી જાણ્યું અમારે પંથ શી આફત પડી છે', 'ખબર છે આટલી કે માતની હાકલ પડી છે,' 'સમર્પણની છતાં વહેશે સદા અણખૂટ ધારા'–શબ્દના શિલ્પીની આ રમણીય રચનાઓ છે. ભાવકના હૃદયમાં બરાબર ચોંટી જાય, એવી વેધક પંક્તિઓ આ છે. મેઘાણીની આવી પંક્તિઓ લોકહૃદયમાં પ્રતિષ્ઠિત છે. એથી મેઘાણીની કવિતામાં અવતરણ–ક્ષમતા ઘણી છે.

આમીન કે'જે–સ્વીકારજે, 'તથાસ્તુ' કહેજે, આશીર્વચન આપજે. આ સ્વાતંત્ર્ય–સંગ્રામ એક યજ્ઞકર્મ રૂપે છે. બતાવો હોય જો કારણ અમારૂં લેશ મેલું–અમારૂં યુદ્ધ ધર્મયુદ્ધ છે; એમાં કોઈ મલિનતા હોય તો કહેજો. અમારું ધ્યેય શુધ્ધ છે. (આ પંક્તિ કાવ્યત્વની દૃષ્ટિએ નબળી જણાય છે.) શરૂઆતમાં જે જુસ્સાભર્યો ઉપાડ હતો તે વચમાં સહેજ મંદ બને છે. પણ વળી 'ખબર પડી છે એટલી કે માતની હાકલ પડી છે', અને છેલ્લે 'સમર્પણની છતાં વહેશે સદા અણખૂટ ધારા' વગેરે પંક્તિઓમાં જુસ્સો વધુ જોરદાર બની ગયો છે. 'કાળી રાત', 'રણમાં પથારી', 'રણખંજરી', 'મધુરી બંસરી' વગેરે પ્રતીકો પણ ભાવવાહી છે.

(૭) **વિદાય :** વતનના પ્રેમને ખાતર, સ્વાધીનતાના સંગ્રામમાં જનાર સૈનિક સુખદ કુટુમ્બજીવન અને પ્રસન્ન સ્નેહસંબંધોનો ત્યાગ કરીને, સ્નેહીઓની વિદાય લે છે, ત્યારે એના મનોભાવો કેવા

વ્યથાપૂર્ણ હોય છે તેનું આ કાવ્યમાં આલેખન થયું છે. જ્યારે સ્વાધીનતા મળે ત્યારે દેશના લોકો અમારું એકાદ પળ માટે સ્મરણ કરે, એવી સૈનિકની છેલ્લી ઇચ્છા છે. 'કલેજાં ફૂલનાં, અંગાર સમ કરવા પડેલાં'–એમાં કેટલી આકરી વેદના છે તે કવિ ભાવાર્દ્રતાથી આલેખે છે. આ કાવ્ય 'છેલ્લી પ્રાર્થના'ને મળતું છે. બંને કાવ્યોમાં દર્દ છે. પણ 'છેલ્લી પ્રાર્થના'માં જે જોમ અને જુસ્સો છે, તે આમાં ઓછો છે. 'છેલ્લી પ્રાર્થના'માં સમષ્ટિનું ઉદ્બોધન છે; 'વિદાય'માં વ્યકિતનું સંવેદન છે. પહેલી કડીમાં સરલતા સાથે વેધકતા છે. કવિ કારાવાસમાં હતા ત્યારે 'હમ ભી ઘર રહ સકતે થે' જેવી કોઇ ઉર્દૂ ગીતની કડી સાંભળેલી, તેના પરથી આ કાવ્ય કવિને સ્ફુર્યું હતું.

(૮) **આગે કદમ :** ગુજરાતી પ્રજાને સ્વાતંત્ર્ય-સેનાનું કૂચગીત મેઘાણીએ આપ્યું છે. કૂચનાં પગલાંની સાથે કાવ્યનો લય બરાબર મળ સાધે છે. સરલતા, લય, વેગ, નીડરતા અને શૌર્યનો ભાવ, 'ગુલાબી તોર', એશઆરામભરી જિંદગી છોડીને વિકટ માર્ગો પર થકવી નાખે તેવી યાતનાઓ, મુકિતના સ્વપ્નમાં શ્રધ્ધા–એ બધાં લાક્ષણિક તત્ત્વો આ કૂચગીતમાં ગૂંથાયા છે. પહેલી બે પંકિતમાં વેગથી ખેંચી જતા કાવ્યના ઉપાડની શૌર્યછટા, જુસ્સાનો વેગ છેક સુધી બરાબર જળવાય છે. ગુલાબી તોર–સૈનિકમાં રહેલાં શૌર્ય અને રસિકતા દર્શાવવા કવિએ આ સરસ શબ્દપ્રયોગ કર્યો છે. થાકી જવાથી–અડધે રસ્તે થાકી જઇને બેસી જવું, પ્રયત્ન છોડી દેવો. બાહેર શીતળ, ભીતરે લાવા ભર્યો–બહારથી શાંતિ જણાય, પરંતુ અંદર જ્વાલામુખીમાંથી અગ્નિરસ ઝરતો હોય, તેવી પ્રજાજીવનની પરિસ્થિતિ. જ્વાલામુખીના શૃંગ ઉપર જીવવા—મુકિત-સૈનિકે અનેક ભયંકર જોખમો વચ્ચે જીવવાનું છે, જ્વાલામુખીનાં શિખર પર રહેનાર માટે જ્વાલામુખી ગમે ત્યારે ફાટે અને એની જ્વાલામાં ભસ્મીભૂત થઇ જવાય તેવું જોખમ છે. મુકિતસૈનિકને હરપળે

મૃત્યુનો સામનો કરવાની તત્પરતા રાખવાની હોય છે. (કવિએ પ્રતીકથી આ ભાવ સુંદર રીતે વ્યકત કર્યો છે.)

(૯) **તરુણોનું મનોરાજ્ય :** યૌવન કોને કહેવાય ? એની ખરી પિછાન મેઘાણીની મર્દાનગીરીભરી કલમ જ આપી શકે. કોને યુવાન કહેવા અને કોને ન કહેવા ? મેઘાણી અહીં વ્યાખ્યા નથી આપતા, પણ ઊર્મિશીલ કવિપ્રકૃતિ અહીં યૌવનનું ભાવચિત્ર ઉપસાવે છે. તરુણના દેહમાં અશ્વનો થનગનાટ હોય, એને અંકુશમાં કોણ રાખી શકે ? એનો આત્મા અનેક આકાંક્ષાઓ સેવતો હોય, અનેક સ્વપ્નો નિહાળતો હોય, ચેતન, ગતિશીલતા, જોમ, ઉત્સાહ અને કોઈએ ન કર્યાં હોય કે ન ધાર્યાં હોય તેવાં સાહસમાં ઝુકાવવાની એની દૃષ્ટિ હોય. 'ઘટમાં ઘોડા થનગને', 'આતમ વીંઝે પાંખ' અને 'અણદીઠેલી ભોમ'– આમ ભાવવાહી પ્રતીકોથી કવિએ યૌવનની છબી તાદૃશ કરી છે, તે એમનું આગવું કવિકર્મ છે. ચારણી કુંડળિયાનો ગતિશીલ લય, લોકબોલીની બળકટતા અને ઊર્મિનું જોમ–આ તત્ત્વોને લીધે કાવ્યમાં યૌવનનો થનગનાટ, ઉત્સાહ અને અજંપો બરાબર ઊતરી આવ્યાં છે. કેસરિયા વાઘા–મધ્યકાલીન સંસ્કૃતિમાંથી કવિ સાહજિક રીતે પ્રતીકો લઈ આવે છે. મધ્યકાલમાં યોદ્ધાઓ મરણિયા થાય ત્યારે કેસરિયા પોશાક પહેરીને યુદ્ધે ચડતા. મસ્ત યૌવનના અણનમ શૌર્યના ભાવ વ્યકત કરવા કવિએ આ પ્રતીક સરસ રીતે યોજયું છે. મેઘાણીની ભાવસૃષ્ટિમાં તે સમરસ બની જાય છે. દર્પ–ગર્વ; અહંકાર. (અહીં સારા અર્થમાં, યૌવનના અડગ, અણનમ શૌર્ય અને પ્રબળ આત્મશ્રદ્ધાના અર્થમાં સમજવાનું છે.) વિશ્વસમરાંગણે તરુણદિન આવિયા–કવિની ભવિષ્યવાણી છે; હવેનું જગત યુવાનોના હાથમાં છે; જગત પર હવે યૌવન શાસન કરશે. યૌવનમાં સાહસિક વૃત્તિ હોય છે; કોઈએ ન જોયું હોય તે જોવું, જેનો તાગ ન લેવાયો હોય તેનો તાગ લેવો, જે કોઈએ ન કર્યું હોય તે કરી બતાવવું

એ યૌવનની પરાક્રમશીલતા છે. સતની સીમો લોપવા—યૌવન સતની સીમાઓ લોપવા માંગે છે એમ કવિએ કેમ કહ્યું હશે, તે વિચારવા જેવું છે. સતને 'અસ્તિત્વ'ના અર્થમાં લઈએ તો કહી શકાય કે અસ્તિત્વની મર્યાદાઓ, માનવજીવનની મર્યાદાઓ યૌવનને સાલે છે. યૌવન તેને ઓળંગવા માગે છે. યૌવનની આ આકાંક્ષા સ્પૃહણીય છે. પરંતુ સત એટલે સત્ય અને ઋતનો અર્થ લઈએ તો આવી સીમાઓ તોડવી તે સ્પૃહણીય ગણાય ખરું ? કદાચ સ્પૃહણીય ગણાય કે ન ગણાય, યૌવનના સ્વભાવમાં બધાં જ બંધનો તોડવાની સાહજિક વૃત્તિ હોય છે. સારું કે ખરાબ, યૌવનને કોઈ જાતનું બંધન જોઈતું નથી. આ વિચાર પણ કવિને અભિપ્રેત હોઈ શકે. જીવનસાગરમાં કાંઠે બેસીને છબછબિયાં કરવાં, તેમ નહીં, પણ એના અતલ ઊંડાણમાં પેસીને તેનું રહસ્ય પામવું. દિગદિગંતમાં—દસે દિશામાં—મુક્ત ગતિ કરવી, આમાં વેદના, દુઃખ, આપત્તિઓ ગમે ત્યારે ગમે તેટલાં આવી પડે તેને માટે સદા તત્પર રહેવું ('શૂળી પર સૂવું')—આ યૌવનનો મિજાજ છે, 'આગે કદમ'માં કહ્યું છે તેવો 'ગુલાબી તોર' છે. જોબન માંડે જાગ-યૌવને આ યજ્ઞ-જીવનયજ્ઞ માંડયો છે. ('જાગ' શબ્દ 'યજ્ઞ' પરથી આવ્યો છે. અથવા 'જાગ'નો અર્થ જાગૃતિ લઈએ તો યૌવન અખંડ જાગૃતિથી જીવનધ્યેયને સર કરવા પ્રતિજ્ઞાબદ્ધ છે.) કવિને પ્રતીકો, કલ્પનો યોજવાની ફાવટ સારી છે. ભાવકહૃદયને તરત જ સ્પર્શે તેવાં આ પ્રતીકો ને કલ્પનો છે. આજ યૌવન ચહે એહવિધ જીવવું-યૌવન (યુવાન વર્ગ)હવે આ રીતે જીવવા નિર્ધારે છે. આ પંક્તિ થોડી ગદ્યાળુ બની ગઈ ગણાય, આટલા બધા થનગનાટ અને મસ્ત ઉદ્ગમો પછી, અંતમાં થોડી મંદતા આવી ગઈ; કે પછી ઉપસંહારમાં યૌવનને પણ ડહાપણ આવી ગયું, તેની છાયા પ્રસરી ગઈ ? છેલ્લી પંક્તિ ઉપસંહાર તરીકે બરાબર છે, પણ ભાવનો થનગનાટ થોડો મંદ થઈ ગયો. યૌવનના આ ઠરેલ નિર્ણય હોવાનો ભાવ પણ સંભવી શકે.

(૧૦) **છેલ્લો કટોરો :** કવિ પરકાયાપ્રવેશ કરી જાણે છે, બીજાના અંતરમાં શું પડયું છે તે પારદર્શક રીતે જોઇ શકે છે, અને એને પારદર્શક રૂપે ઉતારી શકે છે. આ કાવ્ય એનું સુખ્યાત દૃષ્ટાંત છે. ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગાંધીજી વિલાયત જઇ રહ્યા હતા ત્યારે એમના મનમાં કેવા ભાવો સ્પંદિત થતા હતા તે કવિએ અહીં દર્શાવ્યું છે. લોકોત્તર વિભૂતિઓનાં ચિત્ત જાણવાં તે ઘણું વિકટ કાર્ય છે. કવિની ક્ષ-કિરણ દૃષ્ટિમાં તે ઝડપાઇ જાય છે. ગાંધીજી સ્ટીમરમાં બેઠા ત્યારે આ કાવ્ય શ્રી અમૃતલાલ શેઠે તેમને આપ્યું. રસ્તામાં એ કાવ્ય વાંચીને ગાંધીજીએ કહ્યું કે કવિએ બરાબર અંતરની વાત મૂકી છે, મેઘાણી તો આપણા 'રાષ્ટ્રીય શાયર' છે. ગાંધીજીના આ અનૌપચારિક પદવીદાન પછી મેઘાણી 'રાષ્ટ્રીય શાયર' તરીકે દેશભરમાં પ્રતિષ્ઠિત થયા.

ગાંધીજીના વિલાયતગમનના પ્રસંગને અનુલક્ષીને કાવ્ય રચાયું છે, તેથી માત્ર પ્રાસંગિક કાવ્ય આ નથી બન્યું. મનોમંથનની ક્ષણોને, કટોકટીની પળોને કાવ્યમાં મૂકી એ નિમિત્તે ગાંધીજીનાં વ્યકિતત્વ અને માનસને પ્રગટ કરી, પ્રજાજીવન અને રાષ્ટ્રજીવનની વ્યથા વ્યકત કરી, ભાવને સાધારણીકૃત રૂપ આપ્યું છે. અભિવ્યકિત ઘણી ચોટદાર છે. કોઇ પણ જમાનામાં કોઇ પણ લોકોત્તર મનુષ્યને માટે આવી મનોમંથનની ક્ષણો આવે છે અને લોકોત્તર મનુષ્ય રાષ્ટ્રહિત અને લોકહિત લક્ષમાં લઇને આ જ દૃષ્ટિએ વિચારે છે. પ્રસંગની ક્ષણ એવી પકડવી કે જેમાં શાશ્વત સૂચિત હોય. કવિની કલાનું એ રહસ્ય છે. પત્રકાર મેઘાણીએ ભલે અખબારી માગને અનુસરીને એક કલાકમાં કૃતિ સર્જી, પણ એથી કાવ્યત્વ ઊણું ઊતર્યું છે, એમ માનવાને કારણ નથી.

કવિએ આ કાવ્ય ગાંધીજીને ઉદ્દેશીને એક ઉદ્દબોધન રૂપે રચ્યું છે. રાષ્ટ્રના પ્રાણને જ જાણે કવિ સંબોધી રહ્યા છે. સમગ્ર પ્રજાના-

સમષ્ટિના ભાવની આ અભિવ્યક્તિ છે. કવિ એ પ્રજાનું મુખ બન્યા છે. આ કટોરો ઝેરથી છલોછલ ભર્યો છે. લોકોત્તર વિભૂતિઓને આવા ઘણા ઝેરના પ્યાલા પીવાના હોય છે. ગાંધીજી પણ અગાઉ 'ઝેર તો પીધાં છે જાણી જાણી' કહી શકાય એવી પરિસ્થિતિઓ-માંથી પસાર થયા છે. હવે અપમાન, યાતના વગેરેની સીમાઓ આવી ગઇ છે. તો પણ છેલ્લી વાર ઝેરનો પ્યાલો પી જવા કવિ વિનવે છે. જેમણે સાગર પી જાણ્યા છે તેમને આ એક અંજલિભર (ખોબા જેવડો) કટોરો શા હિસાબમાં છે? 'છેલ્લો કટોરો ઝેરનો', 'સાગર', 'અંજલિ'–આમ કવિ ભાવવાહી પ્રતીકો યોજે છે. શત્રુ પર વિશ્વાસ મૂકવો એ તો ગાંધીજીનો જીવનસિધ્ધાંત છે. (આ રીતે ગાંધીજીના જીવન-સિધ્ધાન્ત પણ કાવ્યમાં પરોક્ષ રીતે સૂચિત છે.)

કેટલીક વાર આપણી પોતાની પરંપરા સાથે કવિ ભાવ અને વિચારને સાંકળી શકે છે ત્યારે એ કાવ્ય વધુ હૃદયસ્પર્શી બને છે. પ્રજાકીય વારસા સાથે એને સાંકળવાથી એમાં રાષ્ટ્રીયતા, વ્યાપકતા આવે છે. સુર–અસુરના સંગ્રામમાં જેવું સમુદ્રમંથન થયું હતું, તેવું નવા યુગમાં આ સ્વાતંત્ર્ય–સંગ્રામમાં આરંભાયેલું જીવનમંથન છે. તેમાં રત્નના કામીજનો ઘણા છે, પણ ઝેર પી જનાર શંભુ થવાનું તો ગાંધીજી માટે જ નિર્મિત છે. પ્રજાકીય ચેતનામાં જે ભાવ વર્ષોથી પડ્યો છે, તેની સાથે આ ઘટનાને તેમ વ્યક્તિને સાંકળવાથી એનું સાર્થક્ય ઘણું વ્યાપક બની જાય છે. 'છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ'માં જે ઋજુતા છે, તેમાં ધીમે ધીમે જેમ ઉમેરાતું જાય છે અને એની ઉત્કટતા 'શી છે ગતાગમ રત્નના કામી જનોને?'માં અનુભવાય છે. પણ તે પછીની પંક્તિમાં–'તું વિના શંભુ કોણ પીશે ઝેર દોણે?' –એમાં, 'દોણે' શબ્દ (પ્રાસ ભલે મળવા આપે)નો પ્રયોગ સુભગ જણાતો નથી. 'દોણું' ભલે સૌરાષ્ટ્રનો વિશિષ્ટ શબ્દ રહ્યો, અને ઝેર વધુ પ્રમાણમાં

છે, તેથી 'દોણુ' કહી શકાય, પણ અહીં એનો શબ્દસૌંદર્યની દૃષ્ટિએ મેળ બેસતો નથી. 'છેલ્લો કટોરો' બસ છે, 'દોણા'ની શી જરૂર હતી? ગળા સુધી જ નહીં, પણ છેક હૈયા સુધી ગરલ (ઝેર) ગળી જવાની તત્પરતા લોકોત્તર વિભૂતિની હોય. ગાંધીજીને 'સૌમ્ય-રૌદ્ર' કહ્યા છે તે પણ યથાર્થ છે. પણ તે પછી જગત શું કહેશે, એમાં થોડો અતિરેક થઇ ગયો છે. 'જોગી તણા શું જોગ ખૂટયા?' એ બરાબર ગણીએ, પણ એ ભાવને પુષ્ટ કરવા કવિ 'દરિયા ગયા શોષાઇ? શું ઘનનીર ખૂટયાં?' કે 'શું આભ સૂરજ-ચંદ્રમાંનાં તેલ ખૂટયાં?' એ કલ્પનોમાં અતિરેક સુધી પહોંચી જાય છે.

અમને-પ્રજાને બધાં દુઃખો કોઠે પડી ગયાં છે, આવી યાતનાઓથી અમે ટેવાઇ ગયાં છીએ, બાપુએ જ અમને ફૂલ-સમાં હતાં તેમાંથી લોઢા સમાં બનાવ્યા છે. આ બધા ભાવો સારી રીતે વ્યકત થયા છે. ચાબુક, જપ્તી વગેરે જુલ્મો વર્ણવ્યા પછી, 'થોડા ઘણા છંટકાવ ગોળીબારના' એમ કહીને થોડી વિનોદવૃત્તિ પણ દાખવી જાય છે. તેમાં અનૌચિત્ય નથી. યાતનાના દર્દનો આ Poetic relief ગણીએ. વિરોધથી યાતનાનું દર્દ વધુ ઊપસી આવે. વિલાયતથી 'ઢીંગલું' (માત્ર દેખાવના કેટલાક સુધારા, બ્રિટિશ સત્તાધીશોએ રાષ્ટ્રને છેતરવા માટે યુકિતથી સામાન્ય નવાજેશો કરીને તેને માટે રચેલો છલનામય ઘટાટોપ) લાવો કે ન લાવો, એ સરખું જ છે. રાષ્ટ્રનો પ્રાણ ભલે ખાલી હાથે પાછો આવે; એને અમે બોસા દઇશું (બચ્ચીઓ ભરી સત્કારીશું), એના કંઠે રસ-પરિપૂર્ણ બાહુ વીંટાળીશું, એને પ્રાણ પાથરી આવકારીશું. (પ્રેમની પરિભાષા અહીં કવિ Romantic મિજાજમાં આવીને છૂટથી વાપરે છે; પછી ખરેખર પ્રણયનું આલેખન કરવાનું હોય છે ત્યારે કવિ આટલો આવેગ બતાવી શકતા નથી, એમ કહી

શકાય ખરું ? જો કે 'કસુંબીનો રંગ' વગેરેમાં એવો સ્પર્શ તો છે જ, પણ કવિને મન પ્રણય એ જ કસુંબીનો એક માત્ર રંગ નથી ને ?) નહીં જાવ તો દુનિયા કેવાં મહેણાં મારશે ત્યાં પણ કવિનો જખાન અતિરેક તરફ જતી જણાશે. તાર સ્વરે કહ્યા વિના સંવેદનશીલ કવિથી રહી શકાતું નથી. માતા આખલાને–મત્ત બનેલો આખલો એટલે બ્રિટિશ સત્તા; એવું જુલ્મ શાસન. આજની દુનિયા એ ઘોર અંધકારભર્યું અરણ્ય છે, ગાંધીજી એને અજવાળતા જાય છે. આ ભાવ સરસ રીતે ઊપસી આવ્યો છે વિકરાળ કેસરીને પણ પ્રેમથી વશ કરવાની એમની તાકાત છે એમના માર્ગદર્શક ખુદ પ્રભુ છે. 'છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ'થી કાવ્ય શરૂ કર્યું અને 'છેલ્લો કટોરો ઝેરનો પી આવજો બાપુ!' એ પંક્તિથી કાવ્ય પૂરું કર્યું. પહેલી પંક્તિ જ અંતિમ પંક્તિ તરીકે થોડા ફેરફાર સાથે પુનરુક્ત થઈ, પણ જે ફેરફાર છે તેમાં સૂચકતા છે. પહેલાં રાષ્ટ્રનાં પ્રાણને વિજ્ઞપ્તિ હતી, હવે એ વિજ્ઞપ્તિ જાણે સ્વીકારાઈ હોય, તેવો આત્મીયતાનો અને પરિતૃપ્તિનો ભાવ છે

(૧૧) **છેલ્લી સલામ** : આ કાવ્યની રચનાનું નિમિત્ત પ્રાસંગિક છે. હરિજનો માટે ગાંધીજીએ જે અનશનવ્રત આદર્યું અને પોતાની કુરબાની આપવાનો નિર્ણય કર્યો તે સમયે ગાંધીજીના અંતરના ભાવો કેવા હતા, તેનું અહીં આલેખન છે. 'છેલ્લો કટોરો' અને 'છેલ્લી સલામ' એ બંને ગાંધીજીની જીવનભાવનાને નિરૂપતાં કાવ્યો છે. 'છેલ્લો કટોરો'માં રાષ્ટ્રની પ્રજાનું ગાંધીજી પ્રત્યેનું ઉદ્દબોધન છે, 'છેલ્લી સલામ'માં રાષ્ટ્રની પ્રજા પ્રત્યેનું ગાંધીજીનું ઉદ્દબોધન છે. ગાંધીજીના જીવનના એક કટોકટીભર્યા પ્રસંગનું, કરુણભવ્ય ઘટનાનું અહીં નિરૂપણ છે. અનિષ્ટની સામે પડકાર કરીને પોતાનું સમર્પણ કરવા તત્પર થનાર વિભૂતિના ઉદાત્ત જીવનભાવને કવિએ ગોપીચંદના ભજનના કરુણ સંગીતના ઢાળમાં રજૂ કરેલ છે, તે કવિની સૂઝ

દર્શાવે છે. આ દેશમાં હરિજનો, અનાર્યો, દાસો, અસુરો, પીડિતો, શૂદ્રો વગેરેને અન્યાય થતો આવ્યો છે, અને દેશના સૈકાઓ જૂના ઇતિહાસમાં થયેલું આ પાપાચરણ હવે પ્રાયશ્ચિત્ત માગે છે. દેશના આ મહાપાપનું ગાંધીજી પ્રાયશ્ચિત્ત કરી રહ્યા છે, કવિએ દેશના ઇતિહાસમાંથી નિમ્ન વર્ગને થયેલાં અન્યાયનાં દૃષ્ટાંતો શોધીને બતાવ્યાં છે. અર્જુને ખાંડવવનને બાળીને નાગને (એટલે નાગજાતિના અનાર્ય લોકોને) ભસ્મીભૂત કર્યા હતા, રામે શમ્બૂક નામના શૂદ્રનો વધ કર્યો હતો. કારણ કે શૂદ્રને તપ કરવાનો અધિકાર ન હોવા છતાં તે તપ કરી રહ્યો હતો, એવી એક ઋષિની ફરિયાદ હતી. અસુર જાતિના લોકોને આર્યોએ વનવાસમાં હાંકી કાઢયા હતા. શૂદ્રોને દાસ તરીકે અપમાનિત હાલતમાં રાખ્યા હતા. આ બધાનું પ્રાયશ્ચિત્ત હવે ગાંધીજીને કરવાનું છે. ગાંધીજીએ 'સતને ત્રાજવડે' પોતાની જાતને ધરી છે. સૈકાઓથી હરિજનો, દલિતો વગેરેને થયેલો અન્યાય મિટાવીને ગાંધીજી પ્રજાના પાપનું પોતે પ્રાયશ્ચિત્ત કરવા માગે છે. ભજનની વાણીના સંકેતો, ભજનના રૂઢ પ્રયોગો (જુહાર, પ્રાછત, આહુતાં નિવાસી, ઓરાણા, રુદાનો વિસામો), ભજનનાં પ્રતીકો ('રથની ધરીઓ' 'જુગનો ભેરુ', 'સતના ત્રાજવડે') વગેરે કવિએ સામર્થ્યપૂર્વક પ્રયોજેલ છે. 'છેલ્લો કટોરો' અને 'છેલ્લી સલામ' એ બન્ને કાવ્ય ગાંધીજીની જીવનભાવનાને સ્પર્શે છે. ગાંધીજીનો પોતાનો પ્રતિભાવ આ સંબંધમાં નોંધપાત્ર છે. ગાંધીજીએ મેઘાણીને લખ્યું હતું : "તમારી પ્રસાદી ('છેલ્લી સલામ' એ કાવ્યકૃતિ) મળી. કવિતા સમજવાની મારી શકિત નહિ જેવી છે. પણ તમે મને ગોળમેજીમાં જતા વખતે જે પ્રસાદી મોકલેલી તે બહુ ગમેલી. તેની જોડે હું આને મૂકી શકતો નથી". ગાંધીજી એ આ રીતે પોતાનો મત સ્પષ્ટ રીતે દર્શાવ્યો છે. ખરું જોતાં ભજનના ઢાળમાં રચાયેલું કરુણ-ભવ્ય પ્રસંગનું કાવ્ય ગાંધીજીને વધુ ગમવું જોઇતું હતું. 'છેલ્લો કટોરો'માં જે ભાવનો આવેગ

પ્રતીકો છે, જ્યારે આપણો ત્રિરંગી ધ્વજ શ્રમિતો, દરિદ્રો, જન-સામાન્યના કલ્યાણનું પ્રતીક છે. એનો નીલ રંગ નીલ ગગનથી હાથ ઝુલાવીને બાંધવતાનો સંદેશ કહીને વિશ્વનિમંત્રણ આપે છે, કેસરી રંગ આત્મશ્રદ્ધાનો દ્યોતક છે, શશીએ સિંચેલો શ્વેત રંગ શાંતિ સૂચવે છે. શહીદોએ આ ધ્વજની શાન બઢાવવા પોતાનાં લીલૂડાં માથાં આપ્યાં છે. રાષ્ટ્રદેવના મંદિરના ઘુમ્મટ પર ફરકતા ધ્વજને બધાં નમે છે, કવિની ભવિષ્યવાણી છે કે આજે નહીં નમે તે કાલે ધૂળ માથે ચડાવતા થઈ જશે. સ્વરાજ્ય મળી ગયા પછી ઊંઘી ન જઈએ, એની કવિને થોડી દહેશત છે તેથી ઝંડાની ઝાલર રણઝણતી રહે, તો સાવધ રહી શકાય. રાષ્ટ્રધ્વજ એ સ્વરાજ્યનો સંત્રી છે. આ રીતે કાવ્યમાં કવિએ આપણા રાષ્ટ્રધ્વજનું ગૌરવ અને એ રીતે રાષ્ટ્રનું ગૌરવ ગાયું છે. ભાવવાહી લય અને સમર્થ અભિવ્યક્તિ છે. શૌર્ય અને શહીદી, રાષ્ટ્રીય ગૌરવ અને માનવતાના ભાવો વીરોચિત બાનીમાં વ્યક્ત કરવાનું કવિનું સામર્થ્ય અનન્ય છે. આ સંબંધમાં ગુજરાતનો બીજો કોઈ સર્જક એમની સ્પર્ધામાં ઊતરી શકે તેમ નથી. અલબત્ત, આ કાવ્ય થોડો વધારે વિસ્તાર પામ્યું છે. ધ્વજવંદનનું ગીત વધારે લાઘવવાળું જોઈએ. બહુ વિસ્તારથી ભાવ લહેરાય છે, પણ ઘૂંટાતો નથી. પણ મેઘાણીને વધારે મોકળું મેદાન જોઈએ. એમના હણહણતા કાવ્ય-તોખારને ઘૂમવા માટે નાનું કુંડાળું ન ફાવે.

**(૧૩) ઓતરાદા વાયરા ઊઠો :** આ કાવ્યમાં વિશ્વની સંહારક શક્તિને આવાહન છે. ઓતરાદા (ઉત્તરના) વાયરાને કવિએ સંહારક શક્તિના પ્રતીક તરીકે યોજેલ છે. ભાવપ્રતીકની પસંદગી ઘણી ઉચિત થઈ છે. રૌદ્ર રસને અનુરૂપ પ્રતીક, લય અને બાની યોજવામાં કવિની સિદ્ધિ રહેલી છે. તાંડવ નૃત્યના પડછંદા પાડતી વીર-રૌદ્ર ભરી વાણીની શક્તિ અહીં પંક્તિએ પંક્તિએ જોઈ શકાય છે. "ભીડયા દરવાજાની ભોગળ ભાંગીને તમે પુરપાટ ઘોડલે છૂટો"-

છે, તે આમાં નથી. આમાં ભાવની ગંભીરતા વધુ છે. પણ ગાંધીજીને આ કાવ્ય ઓછું ગમ્યું. સંભવ છે કે આ કાવ્યમાં કવિએ રામચન્દ્રનું જે દૃષ્ટાંત આપ્યું છે તથા પાંડવોનું દૃષ્ટાંત આપ્યું છે તે ગાંધીજીને ન રુચ્યું હોય. ઇતિહાસનું આ પ્રકારનું અર્થઘટન આર્ય-અનાર્ય વચ્ચે ભેદ પડાવનારું પણ ગાંધીજીને લાગ્યું હોય. રામચન્દ્ર વિશે નિર્ણય આપતાં પહેલાં ગાંધીજી સો વાર વિચાર કરે. એટલે કદાચ ગાંધીજીએ સૂચક રીતે આ કાવ્ય કરતાં 'ઝેરનો કટોરો' પોતાને વધુ ગમે છે, તેમ કરીને આ કાવ્ય વિશે વધુ કહ્યું નથી. 'મને કાવ્યમાં શું સમજ પડે?' એ પણ ગાંધીજીની કહેવાની એક રીત હોય. આર્યોએ આ દેશમાં અનેક પાપ આચર્યાં છે, એ મેઘાણીને જેટલું અભિપ્રેત છે તેટલું ગાંધીજીને ન પણ હોય. આથી પ્રજામાં મનભેદ થાય એવી પણ ગાંધીજીને દહેશત હોય.

જુહાર-નમસ્કાર, સલામ. પ્રાછત-પ્રાયશ્ચિત્ત ભુંજાણા-અગ્નિમાં શેકાયા, ભસ્મીભૂત થયા. આદુનાં-આદિ સમયનાં. ઓગણાં- (આગમાં) નંખાયા. ગારદ કીધાં-જેર કર્યા, નાશ કર્યો. હરિ કેરા રથડા હેઠળ પિલાણા-હરિરથ નીચે પીલ્યાં, ધર્મને નામે દલિતોને પીડયાં. કડાકા કરે છે રથની ધરીઓ-આ ધર્મના નામના રથની ધરીઓ તૂટી ગઇ છે, આવા પ્રકારના ધર્મનો હવે અંત આવ્યો છે. મહાકાળ આ અન્યાય નહીં સાંખે; યુગનો ભૈરવ સામે આવીને ઊભો છે.

(૧૨) **ઝંડાવંદન :** પ્રજાને ધ્વજવંદનનું ગીત રાષ્ટ્રીય શાયર તરફથી મળે તે અનુરૂપ જ છે. મેઘાણીની એ માટેની પૂરી યોગ્યતા છે. ધ્વજવંદનનું આ ગીત પ્રજાએ ઉમળકાભેર ઝીલ્યું છે. 'ઝંડા! અજર અમર રે'જે, વધ વધ આકાશે જાજે' વગેરે પંકિતઓ ગર્વીય ભાવનાના રંગોથી છલોછલ ભરી છે. બીજા દેશોના રાષ્ટ્રધ્વજો દર્પ, વિનાશક શકિત, સત્તા, વૈભવ વગેરેનાં

પ્રતીકો છે, જ્યારે આપણો ત્રિરંગી ધ્વજ શ્રમિતો, દરિદ્રો, જન-સામાન્યના કલ્યાણનું પ્રતીક છે. એનો નીલ રંગ નીલ ગગનથી હાથ ઝુલાવીને બાંધવતાનો સંદેશ કહીને વિશ્વનિમંત્રણ આપે છે, કેસરી રંગ આત્મશ્રદ્ધાનો દ્યોતક છે, શશીએ સિંચેલો શ્વેત રંગ શાંતિ સૂચવે છે. શહીદોએ આ ધ્વજનો શાન બઢાવવા પોતાનાં લીલૂડાં માથાં આપ્યાં છે. રાષ્ટ્રદેવના મંદિરના ઘુમ્મટ પર ફરકતા ધ્વજને બધાં નમે છે, કવિની ભવિષ્યવાણી છે કે આજે નહીં નમે તે કાલે ધૂળ માથે ચડાવતા થઈ જશે. સ્વરાજ્ય મળી ગયા પછી ઊંઘી ન જઈએ, એની કવિને થોડી દહેશત છે તેથી ઝંડાની ઝાલર રણઝણતી રહે, તો સાવધ રહી શકાય. રાષ્ટ્રધ્વજ એ સ્વરાજ્યનો સંત્રી છે. આ રીતે કાવ્યમાં કવિએ આપણા રાષ્ટ્રધ્વજનું ગૌરવ અને એ રીતે રાષ્ટ્રનું ગૌરવ ગાયું છે. ભાવવાહી લય અને સમર્થ અભિવ્યક્તિ છે. શૌર્ય અને શહીદી, રાષ્ટ્રીય ગૌરવ અને માનવતાના ભાવો વીરોચિત બાનીમાં વ્યક્ત કરવાનું કવિનું સામર્થ્ય અનન્ય છે. આ સંબંધમાં ગુજરાતનો બીજો કોઈ સર્જક એમની સ્પર્ધામાં ઊતરી શકે તેમ નથી. અલબત્ત, આ કાવ્ય થોડો વધારે વિસ્તાર પામ્યું છે. ધ્વજવંદનનું ગીત વધારે લાઘવવાળું જોઈએ. બહુ વિસ્તારથી ભાવ લહેરાય છે, પણ ઘૂંટાતો નથી. પણ મેઘાણીને વધારે મોકળું મેદાન જોઈએ. એમના હણહણતા કાવ્ય-તોખારને ઘૂમવા માટે નાનું કુંડાળું ન ફાવે.

**(૧૩) ઓતરાદા વાયરા ઊઠો :** આ કાવ્યમાં વિશ્વની સંહારક શક્તિને આવાહન છે. ઓતરાદા (ઉત્તરના) વાયરાને કવિએ સંહારક શક્તિના પ્રતીક તરીકે યોજેલ છે. ભાવપ્રતીકની પસંદગી ઘણી ઉચિત થઈ છે. રૌદ્ર રસને અનુરૂપ પ્રતીક, લય અને બાની યોજવામાં કવિની સિદ્ધિ રહેલી છે. તાંડવ નૃત્યના પડછંદા પાડતી વીર-રૌદ્ર ભરી વાણીની શક્તિ અહીં પંક્તિએ પંક્તિએ જોઈ શકાય છે. "ભીડયા દરવાજાની ભોગળ ભાંગીને તમે પૂરપાટ ઘોડલે છૂટો"–

એમ કહેનાર કવિનો પોતાનો કાવ્ય-અશ્વ અહીં પૂરપાટ દોડી રહ્યો છે. લોકહૃદયને સ્પર્શનારું રૌદ્ર રસનું આવું કાવ્ય સર્જવાનું ગજું આપણે ત્યાં મેઘાણી સિવાય ભાગ્યે જ બીજા કોઇનું હોઇ શકે. ઓતરાદા વાયરાને કૈલાસી કંદરાના રૂપેરી સોડમાંથી ઊઠવાનું કવિ કહે છે. પ્રજાની પરંપરામાં ઊંડા મૂળ હોય તેની સાથે જ ભાવનું સંયોજન થાય તો એ કવિતા પ્રજાકીય વારસો બની જાય છે. આપણી ભાવના-પરંપરામાં સંહારક શકિત કૈલાસવાસી શિવની-રુદ્રની છે; તેથી કવિ આ વાયરાનો ઉદ્‌ગમ કૈલાસમાંથી થતો જુએ છે અને શિવ-જોગમાયાના ડાકલાની સાથે ધૂમતા વીર જેવા આ વાયરાને આવતા જુએ છે. કવિએ 'શિવ-પાર્વતી' નથી કહ્યું, પણ 'શિવ-જોગમાયા' કહ્યું છે, કારણ કે અહીં સૌમ્ય રૂપ નહીં પણ ઉગ્ર રૂપ અભિપ્રેત છે. શંકરના ગણ વીરભદ્રનું જાણે અહીં આવાહન છે. ધરતીના દેહ પર જે કચરો (મલિન તત્ત્વનો) ખડકાયો છે તેને દૂર કરવો હોય તો આવા ઝંઝાનિલની જરૂર છે. કવિને વિનાશક ક્રાન્તિ પણ ઇષ્ટ છે. વિનાશક ક્રાન્તિ દરમિયાન શાંતિ અને સંસ્કાર પણ થોડો વખત લોપાય, તો ભલે. કવિને એક વાર તો બધું જીર્ણશીર્ણ છે તે તદ્દન સાફ કરી નાખવું છે. ભલે લૂંટફાટ પણ થાય. પણ એકવાર જે સડી ગયેલું છે તે નાશ પામવું જ જોઇએ. સદંતર નાશ કર્યા વિના નવું ઇષ્ટ સર્જન શકય નથી. ઓતરાદા વાયરા પ્રેતસૃષ્ટિના રાજવી છે, કદરૂપ છે, હુહુકાર સ્વરથી જયાં ફેલાય ત્યાં ત્રાસ છૂટે છે, પણ એક વાર જૂનીપુરાણી વસ્તુઓનો સમૂળગો નાશ થઇ જાય તે પછી નવું સર્જન શકય બનશે. વિશ્વની યોજનામાં સંહારને પણ મહત્ત્વનું સ્થાન છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ-એમાં મહેશ સંહાર કરી નાખે તે પછી બ્રહ્માને સર્જનની કળા બતાવવાનો પૂરો અવકાશ મળશે. 'ભૂરિયાં લટૂરિયાંની આંધીઓ ઉરાડતા હુહુકાર સ્વરે, કાળ, ઊઠો'-આ ગતિશીલ, ચિત્રાત્મક કલ્પન મેઘાણીની પ્રતિભાને જેબ આપે તેવું છે. સંહારના દેવના આવાહનનો આ સમય

છે, કવિઓના લાડકડા પુષ્પધન્વા (કામદેવ)ના આગમનનો આ સમય નથી. આજે પુષ્પધન્વાનું પર્વ નથી, "ઘોર વિપ્લવના ઢોલડા ધડૂકો"–વિપ્લવ, ક્રાન્તિ, વિનાશક ક્રાન્તિના ઢોલ ધડૂકવાની જરૂર છે. આજે બંસરીનાદનો સમય નથી.' મલયાનિલ મંદમંદ' અને 'વિપ્લવના ઢોલડા ધડૂકો'–એનો લય અને શબ્દ–પસંદગીનો વિરોધ પણ સૂચક છે. ભાવાનુસારી લય અને શબ્દ કવિને સહજસિદ્ધ છે. આ કાવ્ય મેઘાણીની મૌલિક રચના છે, તે તેમની પ્રતિભા માટે સવિશેષ માન ઉપજાવે તેમ છે. શેલીએ 'Ode to the West Wind' કાવ્ય રચ્યું છે, તેના સંસ્કારો આપણા અન્ય કવિઓ-(સુન્દરમ્ – ઉમાશંકર)નાં આ પ્રકારનાં કાવ્યો પર રહ્યા છે. મેઘાણી પર શેલીના આ કાવ્યની અસર જણાતી નથી. જો સહેજ પણ અસર હોય તો મેઘાણી નિર્દેશ કર્યા વિના રહેતા નથી. છતાં કદાચ અજાણ્યે સંસ્કાર આવી ગયા હોય તેમ માનનાર માની શકે છે.

મેઘાણીની આ રચના 'Ode to the West Wind'ની સાથે સહેલાઈથી મૂકી શકાય તેવી છે. વીર–રૌદ્રના ભાવનિરૂપણમાં આપણા આ ગુજરાતી કવિને ઘણી સફળતા મળી છે. સુન્દરમ્‌ના 'ઘણ ઉઠાવ' કાવ્યને પણ આની સાથે સરખાવી શકાય તેવું છે. મેઘાણીનું કાવ્ય લોકહૃદયને સ્પર્શે છે ત્યારે સુન્દરમ્‌નું કાવ્ય અમુક વર્ગને જ સ્પર્શે તેવું છે. વધારે વ્યાપક તત્ત્વ મેઘાણીના કાવ્યનું છે. બૌદ્ધિક સૂક્ષ્મતા સુન્દરમ્‌ના કાવ્યમાં વિશેષ છે, પણ ભાવ અને રસની સિદ્ધિ તો મેઘાણીની જ સવિશેષ છે. પંક્તિએ પંક્તિએ વીર અને રૌદ્રના રોમાંચક ઉદ્ઘોષ મેઘાણીના કાવ્યમાં સંભળાય છે. સુંદરમ્ ઘણ ઉઠાવી જાણે છે, પણ વિપ્લવના ઢોલ ધડૂકવાનું કાર્ય તો મેઘાણીને અનાયાસ–સિદ્ધ છે. પોચટ ગણાતી ગુજરાતી ભાષાની વીર અને રૌદ્રના નિરૂપણ માટેની ક્ષમતા મેઘાણીએ જ પ્રગટ કરી છે.

**(૧૪) ઝંખના :** કાવ્યની પ્રથમ પંક્તિ–'મારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય' ના તરલ સૌંદર્યથી પ્રારંભ ઘણો આકર્ષક બન્યો છે. આ ઝંખના માટે કવિએ 'માઝમ રાતનાં સોણલાં' અને 'આતમ–જ્યોતના દીવડા'નાં પ્રતીકો યોજ્યાં છે તે રમણીય છે. આ ઝંખના શેની છે? દેશના સ્વાતંત્ર્યની, વિરાટ યુગપુરુષના અવતરણની અને આમૂલ પલટો કરનાર ક્રાન્તિની. વિરાટ યુગપુરુષની ઝાંખી કવિએ લાઘવથી કરી બતાવી છે. અભિવ્યક્તિનું સામર્થ્ય કાવ્યના પૂર્વાર્ધમાં છે તેટલું ઉત્તરાર્ધમાં નથી. તરલ સૌંદર્યની લહરીઓ અને ભવ્યદર્શનના સૂર–બંને વારાફરતી નિર્માતાં જાય અને તેમાંથી કાવ્યનો આકાર રચાતો જાય, તેવી રીતિનો પ્રયોગ અહીં છે. 'દરશાય'–દેખાય; પદ્યમાં આ શબ્દપ્રયોગ યોજી શકાય. 'અણુભીંજલ'–ભીંજાએલ ન હોય તે; આ પ્રયોગ પણ પદ્યમાં સુભગ લાગે છે. (ગદ્યની ઇબારતમાં જે વ્યાકરણ–માન્ય ન ગણાય તેવા પ્રયોગ કવિ કવચિત્ પદ્યરચનામાં કરી શકે છે.) ભેદો જીર્ણતા–દારુણ થંભ–જીર્ણતાના દારુણ થંભો, જીવનની જડતા, બંધિયારપણું, ગૂંગળાવનારી જૂની પુરાણી રીતરસમો–એ બધાંનો વેગીલો અંજામ લાવવાની ક્રાન્તિકારી, કવિની ઝંખના છે. શ્રી મેઘાણીની આ મૌલિક રચના છે. 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના પ્રથમ પાના પર આ કાવ્ય મુકાયું હતું. લોકચેતનાને જાગૃત કરવામાં 'સૌરાષ્ટ્ર'ને મેઘાણીની તાકાતવાળી કલમનો મોટો સહારો હતો.

**(૧૫) ભારતતીર્થ :** કવિવર ટાગોરના કાવ્યનો આ અનુવાદ છે. 'જાગો જાગો રે પ્રાણ જાગો ધીરે'ના ભાવવાહી લયનું સૌંદર્ય આકર્ષક છે. ભારત એ માત્ર દેશ નથી, પણ તીર્થ છે. અનેક ધર્મો, પ્રજાઓ અને સંસ્કૃતિઓનું સંગમતીર્થ છે. વૈવિધ્યમાં એકતા સર્જવાની ભારતની વિશિષ્ટતા છે. આર્યો, દ્રવિડો, ચીના, શક, હૂણ વગેરે અનેક જાતિઓ આવીને અહીં સ્થિર થયેલી છે. વિજયી

આક્રમણકારો શરૂઆતમાં થોડા ધમપછાડા કરે છે, પરંતુ પછી એ પણ ભારતની પ્રજામાં-પાણીમાં મીઠાંની જેમ-ભળી-ગળી જાય છે. ભારતના લોકસાગરતીરે અનેક ઝરણાંઓનાં મહાસ્રોત વહ્યાં છે. પ્રજાઓના સંગમમાંથી ઘડાયેલા વિરાટની હાકના બુલંદ લલકાર-ભર્યા ઉછાળા મેઘાણીની વાણીને સહજસિદ્ધ છે. ભારતમાં ૐકારનું ગાન કે 'એકોઽહ'નો મંત્ર સંસ્કૃતિની એકતાના વિધાયક બન્યાં. આજે હવે યુગનો યજ્ઞ અનેક બલિદાનો-લાખો મસ્તકો-માગે છે. આ યજ્ઞમાં પ્રજાની લઘુતા નષ્ટ થશે અને પ્રજાના આત્માનું ગૌરવ આવિર્ભાવ પામશે. આર્ય-અનાર્ય, બ્રાહ્મણ-શૂદ્ર-સૌને માતાની મુક્તિના યજ્ઞમાં સ્વાર્પણ કરવાનું આવાહન છે. મહકાય-મહાકાય, મહત્કાય, વિશાળ કાયાવાળો, વિરાટ-('મહકાય'એ બંગાળી સમાસ ગુજરાતીમાં યથાવત્ રાખ્યો જણાય છે.) મેઘાણીએ અહીં મૂળની બે પંક્તિઓ જવા દીધી છે. 'પશ્ચિમે આજે ખુલિયા છે દ્વાર' તેમજ 'એસો બ્રાહ્મણ શુચિકરિ મન ધરો હાત સબાકાર' (આવો બ્રાહ્મણ, મનને પવિત્ર કરીને સૌનો હાથ પકડો) એ બંને પંક્તિઓનો મેઘાણીએ કરેલો ત્યાગ સહેતુક હોવાનો સંભવ છે.

**(૧૬) મોતનાં કંકુ-ઘોળણ :** ૧૯૩૦ના સ્વાતંત્ર્ય-સંગ્રામના સમયમાં આ કાવ્ય રચાયું છે. શૌર્ય, સ્વાર્પણ, શહીદી, વીર મૃત્યુ-મેઘાણીની કવિતાનું નિજી રમણક્ષેત્ર છે. ગુજરાતની પ્રજાએ બહુ રણસંગ્રામ ખેલ્યા નથી. દર વર્ષે છેલછબીલા બનીને હોળીના રંગે રમ્યા છે, પણ આ બીપણ ફાગણમાં મોતનું કંકુ-ઘોળણ છે. રાષ્ટ્રીય શાયરે અહીં લોકચેતનાને જાગ્રત કરવા કવિતાને સજ્જ કરી છે. મધ્યકાલીન સંસ્કૃતિમાં જે શૌર્ય-ભાવના હતી, તેનું અનુ-સંધાન નવા યુગમાં નવી રીતે તેમણે સાધ્યું છે. મધ્યકાલીન ભાવસૃષ્ટિનો નવા સંદર્ભમાં કવિ ઉચિત વિનિયોગ કરી શકે છે. 'કંકુ-ઘોળણ' દ્વારા કવિ શૌર્યસ્વાર્પણભર્યા મૃત્યુના સુ-અવસર

સૂચિત કરવા માગે છે. કંકુ, કેસર, પીઠી, મીંઢળ, આદિના નિર્દેશ સાથે લોહીભીનો અવસર રંગભીનો બની જાય છે. અહિંસક સંગ્રામમાં મોતની મહેફિલે નીકળેલા ગુજરાતના શૌર્યના રંગો કાવ્યમાં ઘોળાયા છે.

(૧૭) **ધીમાં ધીમાં લોચન ખોલો :** 'એકતારો'નાં કાવ્યોમાં કવિએ ભજનના કાવ્યરૂપને નવા સંદર્ભમાં નાણી જોયું છે. આ કાવ્યમાં પણ ઢાળ, પરિભાષા, પરિવેશ–એ બધું ભજનની પરંપરાનું રાખીને, તેમાં કવિ ક્રાન્તિના ભાવ વ્યક્ત કરવા મથે છે. રુદ્ર આપણી પરંપરામાં વિનાશના દેવ ગણાય છે, તેથી એ સંહારના સ્વામીનું આવાહન કરીને, કવિ બધું જૂનું પુરાણું જગત ભસ્મીભૂત કરવા કહે છે. રુદ્ર પોતાનું ત્રીજું નેત્ર હળવે હળવે ખોલે–સહેજ ડોલે, તો પણ પૃથ્વીનો વિનાશ થઇ જાય. કવિ ધીમાં ધીમાં લોચન ખોલવાનું કહે છે, કારણ કે ત્રિલોચનની સંહાર–શક્તિ પ્રબળ છે. એનાં ભ્રમરમાંથી ભૂકંપો ખરવા લાગે, પાંપણને પલકારે ધરતીનાં દૂષિત તત્ત્વો હઠી જાય; એના ત્રાજવામાં ચૌદેય બ્રહ્માંડ તોળાય. એની દૃષ્ટિ શીતળ હોય, તો પણ એ દૃષ્ટિ પડે ત્યાં સાગરો સળગી ઊઠે. શિવના ભોરંગો ભાળીને જગતના ગારુડીઓ ભાગવા માંડે. આ અવધૂતનું આસન અચલ છે. સ્વામી દરેકને એનાં કર્મનાં ફળ પ્રમાણે હિસાબ ચૂકવશે. જેને કારણે રુદ્રને જગાડવા પડ્યા તે જગતનાં તામસી તત્ત્વોને પહેલાં ભસ્મીભૂત કરજો. કવિ સંહારના સ્વામીને સુંદર, મંગલ અને કલ્યાણરૂપ ગણે છે; જે રુદ્ર છે તે જ શિવ છે, કવિની ખરી આરાધના તો શિવસુંદર તત્ત્વની જ છે. પણ યુગ અત્યારે રુદ્રને ઝંખી રહ્યો છે, તામસ તત્ત્વોનો સંહાર થઇ જાય તે પછી મંગલરૂપની આરાધના જ કવિને ઇષ્ટ છે. ભજનના કાવ્યરૂપનો નવા સંદર્ભમાં કવિએ સામર્થ્યપૂર્વક ઉપયોગ કર્યો છે. ભજનનું કાવ્યરૂપ હોવા છતાં આ કાવ્યમાં 'ઓડ' (Ode)–

સ્તોત્રનાં પણ કેટલાંક લક્ષણો છે. એમાં ભવ્ય-રૌદ્ર-ઊર્જિત તત્ત્વનું આલેખન છે. પ્રેરક તત્ત્વને સીધું સંબોધન છે. ભજનના લયમાં પણ ભવ્ય ઉદ્‌ગાર સિદ્ધ થયા છે. સંહારના દેવનું સુંદર-ભવ્ય ચિત્ર ઊપસી આવ્યું છે. સંહારના દેવનું શિલ્પ જોઈને સ્ફુરેલા ભાવ કવિએ આ કાવ્યમાં વ્યક્ત કર્યા છે. (શ્રી દેવીપ્રસાદ રાયચૌધરીના, 'મોડર્ન રિવ્યુ'ના જુલાઈ ૧૯૪૦ના અંકમાં આવેલ શિલ્પકૃતિની છબી 'શિવ, ધી ડિસ્ટ્રોયર' પરથી આ કાવ્ય સ્ફુર્યું છે.) 'એકતારો'નાં કેટલાંક કાવ્યો આ રીતે શિલ્પ કે ચિત્ર જોઈને તેના પ્રતિભાવ રૂપે રચાયાં છે. પંડિત યુગમાં શ્રી હરિ હર્ષદ ધ્રુવે 'વિકરાળ વીર કેસરી' જેવાં કાવ્યો આ રીતે ચિત્રો-શિલ્પો જોઈને રચ્યાં હતાં. રિલ્કેએ પણ કેટલાંક કાવ્યો એ રીતે રચ્યાં છે. આ પ્રકારનાં કાવ્યમાં ચિત્રાત્મકતા, પ્રેરકતા, ભાવનો આવેગ વગેરે સ્વાભાવિક રીતે આવે તેવો સંભવ છે.

**(૧૮) કવિ, તને કેમ ગમે ? :** મેઘાણી ઘણા સંવેદનશીલ કવિ છે. દીનદલિતો અને પીડિતોની દુર્દશા જોઈને એમનો આત્મા કકળી ઊઠે છે. એમનાં કાવ્યોમાં પીડિતો પ્રત્યેની અનુકંપા ઊભરાય છે. 'મૂઠી ધાન વિના નાનાં બાળ મરે'-એવી વિષમ પરિસ્થિતિ હોય ત્યારે તેનાથી નિર્લેપ રહીને કવિ પ્રકૃતિ-સૌંદર્યનાં-પ્રેમનાં ગીતો કેવી રીતે રચી શકે ? 'ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે'-એવો સમય આવે ત્યારે ભલે કવિ પ્રકૃતિના સૌંદર્યનાં ગીત ગાય પણ અત્યારના યુગમા કવિનો ધર્મ સંધ્યા અને તારકનાં ગીત ગાવાનો કે શબ્દની ચાતુરી ગૂંથવાનો નથી. પીડિતોનાં દુઃખ પ્રત્યે ઉત્કટ અનુકંપા ધરાવનાર ગાંધીયુગની કવિની આ માનવતાવાદી લાગણી છે. પલટાયેલી જીવન-પરિસ્થિતિમાં પલટાયેલા કવિધર્મનો આ દૃષ્ટિકોણ છે. 'વરતીને પટે પગલે પગલે'ના ઉદ્‌ઘોષથી શરુ થતું આ કાવ્ય સાદ્યંત સળંગ ઊર્મિકાવ્ય છે અને એની પંક્તિઓમાં પીડિતાનુકંપાનો ભાવ

સૂચિત કરવા માગે છે. કંકુ, કેસર, પીઠી, મીંઢળ, આદિના નિર્દેશ સાથે લોહીભીનો અવસર રંગભીનો બની જાય છે. અહિંસક સંગ્રામમાં મોતની મહેફિલે નીકળેલા ગુજરાતના શૌર્યના રંગો કાવ્યમાં ઘોળાયા છે.

(૧૭) **ધીમા ધીમા લોચન ખોલો :** 'એકતારો'નાં કાવ્યોમાં કવિએ ભજનના કાવ્યરૂપને નવા સંદર્ભમાં નાણી જોયું છે: આ કાવ્યમાં પણ ઢાળ, પરિભાષા, પરિવેશ–એ બધું ભજનની પરંપરાનું રાખીને, તેમાં કવિ ક્રાન્તિના ભાવ વ્યક્ત કરવા મથે છે. રુદ્ર આપણી પરંપરામાં વિનાશના દેવ ગણાય છે, તેથી એ સંહારના સ્વામીનું આવાહન કરીને, કવિ બધું જૂનું પુરાણું જગત ભસ્મીભૂત કરવા કહે છે. રુદ્ર પોતાનું ત્રીજું નેત્ર હળવે હળવે ખોલે–સહેજ ડોલે, તો પણ પૃથ્વીનો વિનાશ થઇ જાય. કવિ ધીમાં ધીમાં લોચન ખોલવાનું કહે છે, કારણ કે ત્રિલોચનની સંહાર–શક્તિ પ્રબળ છે. એનાં ભ્રમરમાંથી ભૂકંપો ખરવા લાગે, પાંપણને પલકારે ધરતીનાં દૂષિત તત્ત્વો હઠી જાય; એના ત્રાજવામાં ચૌદેય બ્રહ્માંડ તોળાય. એની દૃષ્ટિ શીતળ હોય, તો પણ એ દૃષ્ટિ પડે ત્યાં સાગરો સળગી ઊઠે. શિવના ભોરંગો ભાળીને જગતના ગારુડીઓ ભાગવા માંડે. આ અવધૂતનું આસન અચલ છે. સ્વામી દરેકને એનાં કર્મનાં ફળ પ્રમાણે હિસાબ ચૂકવશે. જેને કારણે રુદ્રને જગાડવા પડ્યા, તે જગતનાં તામસી તત્ત્વોને પહેલાં ભસ્મીભૂત કરજો. કવિ સંહારના સ્વામીને સુંદર, મંગલ અને કલ્યાણરૂપ ગણે છે; જે રુદ્ર છે તે જ શિવ છે, કવિની ખરી આરાધના તો શિવસુંદર તત્ત્વની જ છે. પણ યુગ અત્યારે રુદ્રને ઝંખી રહ્યો છે, તામસ તત્ત્વોનો સંહાર થઇ જાય તે પછી મંગલરૂપની આરાધના જ કવિને ઇષ્ટ છે. ભજનના કાવ્યરૂપનો નવા સંદર્ભમાં કવિએ સામર્થ્યપૂર્વક ઉપયોગ કર્યો છે. ભજનનું કાવ્યરૂપ હોવા છતાં આ કાવ્યમાં 'ઓડ' (Ode)–

સ્તોત્રનાં પણ કેટલાંક લક્ષણો છે. એમાં ભવ્ય-રૌદ્ર-ઊર્જિત તત્ત્વનું આલેખન છે. પ્રેરક તત્ત્વને સીધું સંબોધન છે. ભજનના લયમાં પણ ભવ્ય ઉદ્‌ગાર સિદ્ધ થયા છે. સંહારના દેવનું સુંદર-ભવ્ય ચિત્ર ઊપસી આવ્યું છે. સંહારના દેવનું શિલ્પ જોઈને સ્ફુરેલા ભાવ કવિએ આ કાવ્યમાં વ્યક્ત કર્યા છે. (શ્રી દેવીપ્રસાદ રાયચૌધરીના, 'મોડર્ન રિવ્યુ'ના જુલાઈ ૧૯૪૦ના અંકમાં આવેલ શિલ્પકૃતિની છબી 'શિવ, ધી ડિસ્ટ્રૉયર' પરથી આ કાવ્ય સ્ફુર્યું છે.) 'એકતારો'નાં કેટલાંક કાવ્યો આ રીતે શિલ્પ કે ચિત્ર જોઈને તેના પ્રતિભાવ રૂપે રચાયાં છે. પંડિત યુગમાં શ્રી હરિ હર્ષદ ધ્રુવે 'વિકરાળ વીર કેસરી' જેવાં કાવ્યો આ રીતે ચિત્રો-શિલ્પો જોઈને રચ્યાં હતાં. રિલ્કેએ પણ કેટલાંક કાવ્યો એ રીતે રચ્યાં છે. આ પ્રકારનાં કાવ્યમાં ચિત્રાત્મકતા, પ્રેરકતા, ભાવનો આવેગ વગેરે સ્વાભાવિક રીતે આવે તેવો સંભવ છે.

**(૧૮) કવિ, તને કેમ ગમે? :** મેઘાણી ઘણા સંવેદનશીલ કવિ છે. દીનદલિતો અને પીડિતોની દુર્દશા જોઈને એમનો આત્મા કકળી ઊઠે છે. એમનાં કાવ્યોમાં પીડિતો પ્રત્યેની અનુકંપા ઊભરાય છે. 'મૂઠી ધાન વિના નાનાં બાળ મરે'-એવી વિષમ પરિસ્થિતિ હોય ત્યારે તેનાથી નિર્લેપ રહીને કવિ પ્રકૃતિ-સૌંદર્યનાં-પ્રેમનાં ગીતો કેવી રીતે રચી શકે? 'ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે'-એવો સમય આવે ત્યારે ભલે કવિ પ્રકૃતિના સૌંદર્યનાં ગીત ગાય પણ અત્યારના યુગમાં કવિનો ધર્મ સંધ્યા અને તારકનાં ગીત ગાવાનો કે શબ્દની ચાતુરી ગૂંથવાનો નથી. પીડિતોનાં દુઃખ પ્રત્યે ઉત્કટ અનુકંપા ધરાવનાર ગાંધીયુગની કવિની આ માનવતાવાદી લાગણી છે. પલટાયેલી જીવન-પરિસ્થિતિમાં પલટાયેલા કવિધર્મનો આ દૃષ્ટિકોણ છે. 'ધરતીને પટે પગલે પગલે'ના ઉદ્‌ઘોષથી શરૂ થતું આ કાવ્ય સાદ્યંત સબળ ઊર્મિકાવ્ય છે અને એની પંક્તિઓમાં પીડિતાનુકંપાનો ભાવ

વધુને વધુ ઘૂંટાતો જાય છે. ભાવ, શબ્દ અને લયનું સામંજસ્ય આ કાવ્યમાં સિદ્ધ થયું છે. ચારે તરફ જગતમાં ત્રાસ અને નિઃશ્વાસનું વાતારણ હોય ત્યારે સૌંદર્ય અને પ્રણયની ઉપાસના ઉચિત નથી, આવો કવિભાવ અહીં વ્યકત થયો છે. આનો અર્થ એવો નથી કે કવિને કવિના આદર્શનો, કવિના ધર્મનો, કવિના દૃષ્ટિવ્યાપનો ખ્યાલ નથી, અથવા કવિની દૃષ્ટિ સીમિત છે. સૌંદર્ય અને પ્રેમ તો એને પણ અભિમત છે. પરંતુ પીડન, ક્રન્દન, શોષણ, અત્યાચારના ઝેરી વાતાવરણમાં સૌંદર્ય અને પ્રેમને માટે કોઇ અવકાશ રહેતો નથી. આ ઝેરી હવા સૌંદર્યની સાધનાને નિરવકાશ બનાવી દે છે. વાસ્તવ-અભિમુખ બનીને કવિ ફૂલ અને બસરીના સુકોમળ જીવન-અંશોનો પુરસ્કાર કરી શકે એવી એની મનઃસ્થાત નથી. યુગબળો ઝીલનાર કવિ હાલ તો સુકુમાર પથ છોડી દે, એવો કવિનો મનોભાવ છે. આ કાવ્ય શ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના અંગ્રેજી કાવ્ય 'ધી માસ્ક' પરથી રચાયું છે. 'કાલ જાગે!' એ મેઘાણીનું કાવ્ય વાંચ્યા બાદ, શ્રી બચુભાઇ રાવતે એ દિવસો દરમ્યાન શ્રી ચટ્ટોપાધ્યાયનું આ અંગ્રેજી કાવ્ય ('માસ્ક') વાંચ્યું. એમાં સમાન ભાવ જણાતાં શ્રી બચુભાઇ રાવતે શ્રી ચટ્ટોપાધ્યાયનું કાવ્ય સમાન-ધર્મા મેઘાણીને મોકલ્યું. શ્રી મેઘાણીને 'માસ્ક'નુ કાવ્ય ઘણું ગમ્યું. એના પરથી 'કવિ, તને કેમ ગમે ?' એ કાવ્ય રચ્યું છે. મેઘાણીનું રૂપાતર મૌલિક સર્જન કહી શકાય તેવા પ્રકારનું છે. મૂળના ભાવને આત્મસાત્ કરીને કવિએ નિજી અભિવ્યકિત સાધી છે. એમાં કાવ્યનો જે પ્રાણ છે, તે મેઘાણીનો છે. મેઘાણીની પ્રતિભા આવાં અનુસર્જનમાં સવિશેષ ખીલી ઊઠે છે. ગાંધીયુગના વાસ્તવલક્ષી, પીડિત-પ્રેમી, માનવતાવાદી, સંવેદનશીલ કવિની ભાવના આ કાવ્યમાં આવિષ્કાર પામી છે, તેવી આપણા બીજા કોઇ કવિના કાવ્યમાં આવિષ્કાર પામી નથી. ભાવની ઉત્કટતા, લયનો વેગ, પ્રતીકો, શબ્દ-પસંદગી આદિમાં કવિત્વશકિતનો સારો વિનિયોગ થયો છે. અનુસર્જનમાં મેઘાણીની કવિત્વશકિત એના ઉત્તમ રૂપમાં પ્રભવે છે.

(૧૯) **ધરતી માગે છે ભોગ !** : ધરતી પર પાપનાં પોટલાંનો ભાર વધી જાય, ત્યારે એ ભાર ઉતારવા માટે કોઇ યુગપુરુષ અવતરે. એ સમયે ધરતી બલિદાન માગે છે. ભજનના આ ભાવને કવિએ નવા સંદર્ભમાં પ્રયોજ્યો છે. મુક્તિના વા'ણાં વાયાં છે અને ભેદનો ભીત્યુંને ભાંગવી છે. સ્વાતંત્ર્ય અને સમાનતાની નવભાવનાઓને વ્યક્ત કરવા કવિએ ભજનની પરંપરાનો જ વિસ્તાર સાધ્યો છે. 'ઊંડી રે નીંદરુમાં અમે સાંભળ્યું', 'દીધા રે ટકોરા એણે દ્વારમાં', 'ગરજ્યો સાહેબનો સવાલ', 'સાયબાને દીઠો ઝળહળ ઝૂઝતો'– આ વાણીમાં ભજનની લઢણ સફૂર્તતાથી પ્રયોજાઇ છે. 'સાહેબ' અથવા 'સાયબો' એ ભજનમાં 'ઇશ્વર'નો સંકેત છે; અહીં 'યુગાવતાર', 'યુગપુરુષ' એવો સંકેત સમજી શકાય. ભજનના કાવ્યરૂપ પર કવિનું પ્રભુત્વ પ્રશસ્ય છે. 'લખોમખ વેરી છે ધણીએ રિદ્ધિયું'–ઇશ્વરે જગતને ઘણી રિદ્ધિસિદ્ધિ આપી છે. પણ એ રિદ્ધિસિદ્ધિ કૂડા લોકોના હાથમાં પડી છે તંબૂરાની ઠોરે એણે તૂરી ને ભેરીઓ—ધર્મગાનને બદલે યુદ્ધગાનનો યુગધર્મ બજાવ્યો. મુક્તિ-સંગ્રામના સૈનિક બનવું, એમાં પણ ધર્મપાલન છે, એમ કવિ ઉદ્બોધવા માગે છે. ભજનની વાણી દ્વારા આવું ઉદ્બોધન વધુ Authentic–ઉચ્ચતર સ્તર પરથી આવતા બોલ જેવું લાગે છે. એનો વિશિષ્ટ પ્રભાવ છે. એનો પ્રસ્તાર વધુ થાય છે ત્યારે પોત પાતળું બનવાનો સંભવ છે. આ રચના કવિનું મૌલિક સર્જન છે.

(૨૦) **દીઠી સાંતાલની નારી** : મેઘાણીની કવિતામાં આ સાંતાલની નારી કયાંથી આવી પહોંચી ? મૂળ તો ટાગોરની કવિતામાંથી એ મેઘાણીની કવિતામાં આવી છે. ટાગોરે 'સાંતાલેર મેયે' કાવ્ય બંગાળીમાં લખ્યું છે. તેના અંગ્રેજી ભાષાંતર પરથી મેઘાણીએ આ કાવ્ય રચ્યું છે. એ રૂપાન્તર કરતાં અનુસર્જન વધુ છે. જાણે મૌલિક રચના હોય એવી સર્જનાત્મક શક્તિ અનુસર્જનમાં કવિએ

દાખવી છે. ટાગોરનાં કાવ્યોના મેઘાણીના અનુવાદ માટે કહેવાયું છે કે ઢાકાની મલમલનું સોરઠીની લોબડીના નવા આકર્ષક સ્વરૂપમાં રૂપાન્તર હોય છે, પણ આ કાવ્યમાં તો ઢાકાની મલમલની મુલાયમતા પણ જાળવવામાં આવી છે. સાંતાલની નારી એ શ્રમજીવી વર્ગની સ્ત્રી છે. બંગાળમાં સાંતાલનું પરગણું છે, ત્યાંથી સાંતાલ સ્ત્રી-પુરુષો મજૂરી માટે બંગાળના અન્ય વિસ્તારોમાં આવે છે. (આપણે ત્યાં જેમ ગોડ કે ભીલ સ્ત્રી-પુરુષો મજૂરી માટે આવતા હોય તેવી રીતે.) મેઘાણીને પહેલેથી શ્રમજીવી વર્ગની કાર્યરત નારી માટે (બેઠાડુ વર્ગના સ્ત્રી માટે નહીં) સદ્ભાવ છે. આથી સાંતાલની નારીને 'આવતી ને જાતી' જોઈને કવિને એનું ગતિશીલ સૌંદર્ય આકર્ષે છે. લોકસાહિત્યમાં પણ જે ગતિશીલ સૌંદર્યનું ચિત્ર હોય તે મેઘાણીને સવિશેષ આકર્ષક જણાયું છે. ('મલકાતી આવે નાર, છલકાતું આવે બેડલું'-વગેરેમાં પણ ગતિશીલ સૌંદર્યનું આકર્ષક ચિત્ર છે.) અહીં જે લય છે, તે પણ ગતિશીલ સૌંદર્યના ભાવચિત્રની સાથે સંવાદી છે. સાંતાલની નારીનો વર્ણ ગોરો નથી; કાળો છે. પણ એ કાળો રંગ 'આષાઢી મેઘ'નો છે. કવિએ 'આષાઢી મેઘ અને થોડી શી વીજળી, લઈને બેઠેલ હશે બ્રહ્મા'-એ પંક્તિમાં સાંતાલની નારીનું સૌંદર્ય પ્રતીકાત્મકતાથી, દર્શાવ્યું છે. 'આષાઢી મેઘ'નો સભર જીવનચેતના અને 'વીજળી'નું તેજ-એ બંને સબળ તત્ત્વોમાંથી સાંતાલની નારી સર્જાઈ છે. આ પંક્તિઓ એક સજીવ, રંગીન સૌંદર્યચિત્ર રજૂ કરે છે. તેમાંયે હજી કવિની ભાવધારાનો ફુવારો વધુ છંટકાવ કરે છે:

> 'ભૂલકણા દેવ, તેમ પંખીડું વીસરી
> ઘડી કેમ માનવની કન્યા!'

બ્રહ્મા પંખી સર્જવા જતા હતા અને ઘડી બેઠા માનવની કન્યા! બ્રહ્મા આવી ભૂલો કેટલીક વાર કરતા આવ્યા છે. પંખીની

જેમ ઊડતી હોય તેમ એ ચાલે છે. 'ઊડુ-ઊડુ હીંડતી હલકે વિદ્યાધરી'–એમ કહીને કવિ એને બિરદાવે છે. આ પંખીની પાંખો બ્રહ્માએ ક્યાં મૂકી છે? પાંખોની જોડ એના હૈયામાં સંઘરી છે. એની સ્વપ્નશીલતા, કલ્પનાપ્રિયતા, ઝંખના, ગતિશીલતા–એનું સૂચન એમાં થયું છે. 'ચાટીલા હાથ', 'પાતળિયા દેહ પર'–જેવા થોડા શબ્દોમાં કવિએ સૌંદર્યચિત્ર આલેખ્યું છે. પણ કવિનો આશય માત્ર રંગીન સૌંદર્યચિત્ર–આલેખવાનો નથી. આવા સૌંદર્યની જગતે શું દુર્દશા કરી છે તે કવિને દર્શાવવું છે. કવિનું મકાન બંધાય છે, તેમાં મજૂરી માટે આવેલી આ સાંતાલની નારી કડિયાની હાક પડે ત્યાં હડીઓ કાઢે છે, ધગધગતી માટીની સૂંડલીઓ સારે છે, બપોરના બળબળતી દેહના છુંદા કરે છે. આ દુર્દશા જોઈને કવિ આત્મનિર્ભર્ત્સના, આત્મતિરસ્કાર અનુભવે છે. નારીની આ પુણ્યવતી કાયા પ્રિયજનની સેવા માટે સર્જાઈ છે, તેને બદલે આપણા સમાજે દુનિયાના ચોકમાં એનાં સસ્તાં હાટ બનાવીને એને દાંડીએ બાંધી લીધી છે. આવી સાંતાલના નારીને માત્ર ચાર–આઠ ત્રાંબિયાની રોજી આપીને સમાજે લૂંટી છે. એટલે કે પોતે લૂંટી છે, એનું દર્દ કવિને વ્યથિત કરે છે. સાંતાલની નારીનું સૌંદર્યચિત્ર જેમ વધુ આકર્ષક હતું તેમ આ વ્યથા તેનેજ કારણે વધુ ઊંડી છે. નાજુક સૌંદર્યચિત્રથી શરુ થયેલું કાવ્ય પીડિત, શોષિત પ્રત્યેના સમભાવના તીવ્ર સંવેદનથી પૂરું થાય છે. સાંતાલની નારીના સૌંદર્ય અને તેની દુર્દશાથી થતી ખિન્નતાના ભાવદર્શનમાં કવિની સર્જક શક્તિનો ઉત્તમ રસાભિષેક થયો છે. (સાંતાલની નારીનું આ કાવ્ય મેઘાણીએ ટાગોર પરથી આપ્યું; પણ સૌરાષ્ટ્રમાં ઘર આંગણે મેર સ્ત્રીના સૌંદર્યને કાવ્યશિલ્પમાં કંડારવાનું બાકી રહી ગયું છે.)

**(૨૧) બીડીઓ વાળનારીનું ગીત :** એક જ કાવ્યની રચનાએ અંગ્રેજ કવિ ટોમસ હૂડને બહોળી પ્રસિદ્ધિ અપાવી. એ

કાવ્યનું નામ 'Song of the Shirt' (પહેરણનું ગીત). ટોમસ હૂડ પોતે 'Poet of the Song of the Shirt' તરીકે ઓળખાયો. પીડિતોની વેદના વ્યક્ત કરતા આ કાવ્યનો પ્રભાવ આપણા સાહિત્ય પર પણ પડ્યો. સ્નેહરશ્મિ, ઉમાશંકર જોષી આદિની કેટલીક રચનાઓમાં 'Song of the Shirt'ની અસર જોઈ શકાય છે. તેવી જ રીતે મેઘાણીને બીડીઓ વાળનારીના ગીતની પ્રેરણા 'સોંગ ઓફ ધ શર્ટ' પરથી મળી છે. આમાં મૂળની કોઈ પંક્તિ નથી કે બીજી કોઈ અસર નથી, પરંતુ જે રીતે પહેરણ સીવનારની વેદના ટોમસ હૂડે બતાવી તે રીતે બીડીઓ વાળનારીની દુર્દશાનું ચિત્ર આપવાનું મેઘાણીને સૂઝ્યું. ગામડામાં દરબાર ડેલીએ બેસીને કસુંબા કાઢતા હોય, ઘરમાં ગંધવા અનાજનો દાણો ન હોય, પણ રાજનું કોરુ-રાજની જેરુ-ઓજલ રાખીને બેઠી હોય, આબરૂને કારણે એ બહાર શ્રમજીવી જીવન જીવીને કમાઈ શકે નહીં પણ ઘરના ખૂણે બેસીને બીડીઓ વાળી શકે. મૂછે લીંબુ ઠેરવવાનો ડોળ કરનારાઓની સ્ત્રીઓને આ દુર્દશા મૂંગે મોઢે સહન કરવાની હોય છે. એ બિચારી બહાર પણ ક્યાં નીકળી શકે તેમ છે? 'ઓરડો ઓઢી અંગ સંતાડું'—પહેરવા વસ્ત્ર નથી, તેથી ઓરડો બંધ કરીને બેસે છે. 'વાડીઓ વેચી બાંધતા રેટા'—બાપદાદાના મિલ્કતમાં મળેલી વાડીઓ વેચી નાખીને બાપુ કસબી ફેંટાઓ બાંધતા હોય છે. મેઘાણીએ જે વર્ગની ગૌરવભરી ગાથાઓ ગાઈ, તે જ વર્ગમાં જ્યારે આવી દુર્દશા જોઈ, ત્યારે વાસ્તવલક્ષી કવિ, તે દર્શાવ્યા વિના રહી શક્યા નથી. ચિત્ર વધુ ઘેરું બનાવ્યું છે તેમ જણાશે. 'સાંતાલની નારી' જેવી રસસૂક્ષ્મતા નથી તેમ લાગશે. અહીં વધારે તારસ્વરે વેદના વર્ણવી છે. શેઠિયો સુતરફેણી લાવે છે અને વેશ્યા (પાતર) પાનનાં બીડાં ચાવે છે, ત્યારે બીડીઓ વાળનારીને નસીએ લોહીના બળખા છે. આ પ્રકારના વર્ણનમાં કોઈને બેઠાડુ વર્ગની ઇર્ષ્યા લાગશે. આથી કવિની દૃષ્ટિ સમતુલિત નથી એમ કહેવાનું મન

થાય. પરંતુ અહીં કવિ પાત્રમાનસ રજૂ કરી રહ્યો છે તેથી પાત્ર જે બોલે છે તે બધું કવિના માનસ પર આરોપવાની જરૂર નથી. આવી દુર્દશામાં મૂકાયેલી સ્ત્રીને શેઠિયા વિષે તેમ વેશ્યા વિષે આવા વિચારો આવે તે વાસ્તવિક છે. બીડીઓ વાળનારીના માનસનું આવું દર્શન આપવામાં વાસ્તવનિષ્ઠાનો ભંગ થતો નથી. કાવ્યમાં વિસ્તાર વધુ છે. તેમ સૂક્ષ્મ કળા ઓછી છે. ભાવદર્શનમાં વધુ બોલકાપણું, અવાજનું 'વોલ્યુમ' વધારે મોટું છે; પણ પીડિતો પ્રત્યેની અનુકંપા વહાવવામાં સહૃદયતા પૂરેપૂરી પ્રતીત થાય છે; ક્યાંય બનાવટ નથી. દરબારની ડેલી પછવાડેના ઓરડામાં નારી-હૃદયના જે નિઃશ્વાસ સંભળાયા તે ગુપ્ત રૂપના હતા, પણ મેઘાણીએ એને બહાર લાવીને, 'સોંઘો સ્ત્રીના દેહનો ભૂકો,' 'જીવતા જનનાં શોણિત સોંઘાં' એ ભાવ પર ભાર મૂકીને, પીડિતોની વેદનાને પોતાની વેદના કરીને રજૂ કરી છે. અન્ય શ્રમજીવીઓ સાથે, આબરૂદાર ખોરડાના ઓરડામાં છૂપાયેલી બીડીઓ વાળનારીની વેદના મેઘાણી સિવાય કોણ દર્શાવી શક્યું હોત ?

**(૨૨) ઘણ બોલે ને :** મેઘાણીની આ સ્વતંત્ર રચના ભજનના ઢાળમાં રચાઈ છે. ભજનના કાવ્યરૂપમા કવિ નવા ભાવ વ્યક્ત કરવા માગે છે. ભજનના કાવ્યરૂપની ભાવવૈવિધ્યની ક્ષમતા કવિએ દર્શાવી છે. જુસ્સો, વેગ અને વેદના વ્યક્ત કરવા માટે 'ઘણ રે બોલેને એરણ સાંભળે હો...જી'નો જોસભર્યો ઢાળ પસંદ કર્યો છે. કવિની શબ્દ-પસંદગી અને લય-પસંદગી એવી છે કે એમાંથી ઘણના ઘા અને એરણના પ્રતિઘોષ સંભળાય. કવિએ વક્તવ્ય સીધેસીધું પોતાના તરફથી નથી આપ્યું. કવિકર્મ એ છે કે ઘણ અને એરણના સંવાદ દ્વારા-ભાઈબહેનના સંવાદ દ્વારા-ભાવની અભિવ્યક્તિ સધાઈ છે. જેસલ-તોરલ કે કાયઓ-કાયણીના સંવાદ ભજનોમાં અવારનવાર આવે છે. સંવાદ-કાવ્યની રચનામાં

કવિ પાત્રો દ્વારા ભાવ-વિચારની રજૂઆત કરી શકે છે. ઘણ-એરણની ભાઇ-બહેનની જોડી કલ્પવામાં સુમેળ છે. આમાં ભાઇ વેદનાની વાત બહેનને સમજાવી રહ્યો છે 'વેણે રે વેણે હો સત ફૂલડાં ઝરે હોજી'- એની વાણીમાં વેણે વેણે સતફૂલડાં ઝરે છે. (મેઘાણીની આ કૃતિ માટે પણ એ સાચું જ છે ને ?) આ શબ્દપ્રયોગ પણ ભજનની ઇમારતમાં બંધ બેસતો છે. ઘણ-એરણના સંવાદ દ્વારા કવિ જગતના શ્રમજીવીઓની વેદના વ્યકત કરવા માગે છે. આજ સુધી શ્રમજીવીઓએ તલવારો ઘડી, તોપું ને મનવાર (લશ્કરી નૌકાઓ) ઘડી. પણ એ બધી સંહારની સામગ્રી બે-પાંચ શૂરવીરોના જય-જયકાર માટે વપરાઇ. તોયે હજી સહારના શોખ પૂરા થયા નહીં. જગતમાં નવી કબરો માટે જગ્યા રહી નથી, એટલો બધો માનવ-સંહાર થયો છે. તો પણ સંહારક બળો હજી થાકયાં નથી. 'તોય તોપું રહી નવ ચરી'- હજી તોપો ધરાઇ નથી. (મેઘાણી કલ્પનોમાં તાજગી પણ દર્શાવતા જાય છે.) આટલા બધા કારીગરો ભરખાણા, 'ક્રોડ નર જીવંતા બફાણા' (મેઘાણીની વાણીના પડછંદા જબરા છે) -તોયે સંહારક સત્તાધીશો વધુને વધુ સંહાર કરવામાંથી પાછા પડતા નથી. આ સંહાર કરવામાં ખરી શકિત તો બધા પક્ષે શ્રમજીવીઓની જ વપરાય છે. પણ એ શ્રમજીવીઓનાં બાળકોને પેટ પૂરતી રોટી મળતી નથી. શ્રમજીવીઓ વિચારે કે પેટપૂરતી રોટી કોણ આપશે ? તલવાર કે દાતરડું ? હવે શ્રમજીવી વર્ગ જ નિશ્ચય કરે કે અમે સંહારની સામગ્રી નહીં ઘડીએ, અમે રચનાત્મક સામગ્રી ઘડીશું. એ ખરી ક્રાન્તિ જગત પર લઇ આવશે. તલવારો ભાંગી નાંખો, એમાંથી દાતરડી બનાવો, જે ખેતીના ઓજાર તરીકે કામ લાગે. જે સંહારનાં શસ્ત્રો છે, તેનો જ સંહાર કરીને તેમાંથી જીવનવિધાયક સામગ્રી બનાવો. હળ બનાવો, બાળકનાં ઘોડિયાં, વિયાતલ (પ્રસૂતા) સ્ત્રીના ઢોલિયા, દરજી -મોચીના સંચાઓ, રેંટીઆ, તંબૂર, બાળકને દૂધ પીવા માટેના

નાનકડા પ્યાલા–જીવનને રચનાત્મક દૃષ્ટિએ જે સામગ્રી ઉપયોગી હોય તેવી સામગ્રી સર્જી વિનાશની સામગ્રીનો જ વિનાશ કરો. તો નવું જગત સર્જાશે નિઃશસ્ત્રીકરણ અને વિશ્વશાંતિનો વિચાર વ્યક્ત કરવા માટે કવિએ ભજનની અભિવ્યક્તિ–છટાનો ઉપયોગ કર્યો છે. લોકબોલીની બળકટતા પણ કવિએ સિદ્ધ કરી છે. ક્રાંતિનો નાદ બુલંદ હોય છે, અને મેઘાણીની આ વાણીના પડછંદા પણ બુલંદ છે. સોઇ નર–એ પુરુષ. ઘટડામાં–શરીરમાં, મનમાં. દેગ–ધાતુનું વાસણ, પાત્ર. દેવે–આપે. આજુથી–આજથી (ભજનમાં, પદ્યમાં આ પ્રયોગ થાય છે.).

(૨૩) **સોના–નાવડી :** મેઘાણીની કવિતાનું એક રમણીય પ્રેરણા–સ્રોત ટાગોરની કવિતા છે. વળી વળીને મેઘાણી ટાગોર તરફ વળે છે. આ કાવ્ય 'સોના–નાવડી' પણ ટાગોરના કાવ્ય 'સોનાર તરી' પરથી રચાયું છે. મેઘાણીએ અહીં સીધો અનુવાદ કર્યો નથી. પંક્તિઓનો ક્રમ થોડો બદલાવ્યો છે, એટલું જ નહીં, ટાગોરનું મેઘાણીકરણ પણ કર્યું છે. લોકગીતની ભાવસૃષ્ટિથી તરબતર થયેલા મેઘાણીએ ટાગોરના કાવ્યને સોરઠી ધરતીના ગ્રામીણ પરિવેશમાં મૂક્યું છે. 'મેં તો ધાન વાઢી ઢગલા કરિયા, હુંડાં ગાંસડી ગાંસડાંએ ભરિયાં'–વગેરે વેગભરી પંક્તિઓમાં ભાવની દોટ મૂકી છે. 'ધૂઘવિયાં', 'ખેતરને શેઢે' 'અંકલાશે ચડી,' 'ગામતરાં,' 'ભાતની દોણી ને તાંસળડી,' 'શગોશગ' વગેરે લોકબોલીના શબ્દો વાપરીને કવિએ ગ્રામીણ નારીના જીવનચિત્રને ઉપસાવવામાં સફળતા મેળવી છે. મૂળ કાવ્યમાં ટાગોરે આ કાવ્યનો સમય પ્રાતઃકાળનો રાખ્યો છે. એને બદલે મેઘાણીએ કોઇ આંતરિક સૂઝથી ગોરજ ટાણાનો સંધ્યાસમય રાખ્યો છે. કાવ્યનું મૂળ રહસ્ય છે તેની સાથે સંધ્યા–જીવનસંધ્યાનો સંકેત વધુ બંધ બેસે છે. તેથી મેઘાણીએ કરેલો આ ફેરફાર કવિની સૂઝ દર્શાવે છે. મૂળ બંગાળી કાવ્યમાં ઉદ્‌ગારો

સ્ત્રીના છે, તેવું સ્પષ્ટ નથી. બંગાળીમાં લિંગભેદ ન હોવાથી પુરુષ કે સ્ત્રીના ઉદ્‌ગાર રૂપે તે ગણી શકાય તેમ છે. પરંતુ મેઘાણીએ અહીં સ્ત્રીપાત્રની કલ્પના કરી છે તે સર્વથા ઉચિત છે. કૃતિનું જે રહસ્ય છે તેની સાથે તેનો સુમેળ છે. મુશળધાર વરસાદ તૂટી પડયો છે, ત્યારે નાના ખેતરને શેઢે એક સ્ત્રી એકલડી બેઠી છે. ધાન વાઢીને એણે ઢગલા કરી ગખ્યા છે. સામે જ ગોકળિયા જેવું એનું ગામ છે. પણ ત્યાં જવું કઇ રીતે? નદીનાં પૂર ઉછળી રહ્યા છે. સંધ્યા સમયે હવે કોઇ સાથીદાર રહ્યું નથી. તે વખતે નદીમાં એક નૌકા આવતી દેખાય છે. જાણે દિલડાનો માલિક હોય, ચિરપરિચિત બંધુ હોય તેવો એનો નાવિક લાગે છે. ગ્રામ સ્ત્રી એને પોતાની બધી કમાણી, ધાનના ઢગલા, પછેડા, દાતરડા-બધી સંપત્તિ આપી દે છે. નાવ એનાથી છલોછલ ભરાઇ ગઇ છે. જ્યાં પેલી સ્ત્રી નાવ પર ચડવા જાય છે, ત્યાં નાવિક કહે છે કે હવે તસુ જેટલી જગ્યા ખાલી નથી. નાવિક ગાતો ગાતો આવ્યો હતો અને ગાતો ગાતો ચાલ્યો જાય છે. સરિતા-તીરે આ સ્ત્રી 'નાના ખેતરને શેઢે રે હું તો એકલડી' રહી જાય છે. આમાં જીવનનું કારુણ્ય છે. બધી સંપત્તિ સમર્પી દીધી, છતાં તેને માટે જગ્યા થઇ નહીં. આ કાવ્યમાં રહસ્યવાદી તત્ત્વ છે. ગ્રામીણ સ્ત્રી અને નાવિક દ્વારા સંકેતો જુદા જ છે. નાવિક કર્મદેવતા, કાલપુરુષ છે. એ હસતો-ગાતો આવે છે. માનવીની જીવનસંધ્યાએ એ આવીને ઊભો રહે છે. એનાં બધાં કર્મો કર્મદેવતા સંઘરી લે છે. એ કર્મોને લઇને કાલપુરુષની નાવ ઉપડી જાય છે. 'હવે કાંઇ બાકી છે?' એમ ચોકસાઇ કરતો જાય છે. કર્મમાંથી રજમાત્ર પડયું રહેવા દેતો નથી. માનવીની કમાણી કાલદેવતા સંઘરી લે છે. બાકીમાં માનવી-વ્યકિત પોતેજ રહી જાય છે. પણ કાલદેવતાને માનવી-વ્યકિત સાથે સંબંધ નથી. વ્યકિતને સંઘરવાની જરુરી નથી, કાલના પ્રવાહમાં એણે તો લુપ્ત થવાનું છે. એનાં કર્મોજ જીવનદેવતા, કર્મદેવતા, કાલદેવતા

સાચવી લેશે. માનવીએ ઉદારતાથી એ બધું આપી દેવાનું છે. માનવી જગતમાં આખરે તો એકાકીજ છે. 'એકલો જાને રે' જેવી સ્થિતિ છે. 'નાના બેતરને શેઢે રે હું તો એકલડી'–મનુષ્યના નાનકડા જીવનક્ષેત્રને આરે તે વ્યકિત તરીકે એકલો જ છે. એને કોઇનો ચિરકાલીન સાથ નથી. કાલદેવતા પણ એની સંપત્તિ લઇ લે છે, એને છોડી દે છે. કાલ-દેવતાની આ નિષ્ઠુરતા ગણો, પણ આ વિશ્વનો નિયમ છે. માનવીની એકલતા, કરુણતા, ઉદારતા, ઉદ્યમશીલતા–એ બધું સૂચવવા માટે મેઘાણીએ સ્ત્રી-પાત્રની કલ્પના કરી તે વધારે સમુચિત છે. (કોઇ વાર ચેલા ગુરુથી પણ સવાયા નીકળવાનો સંભવ છે. આટલા અંશ પૂરતું—સ્ત્રીપાત્રની કલ્પના અને સંધ્યા સમયનું સૂચન, તેટલા પૂરતું–મેઘાણીએ કરેલો ફેરફાર વધુ સામંજસ્ય-યુકત છે.) નદી કિનારે બેતર, નદીમાં નૌકા લઇને નાવિકનું ઓચિંતું આગમન અને વિદાય–એ બંગાળના વાતાવરણ સાથે વધુ બંધબેસતું છે. (બંગાળમાં નદીઓમાં નૌકાવ્યવહાર સામાન્ય છે.) સોરઠના વાતાવરણમાં એનો મેળ બેસતો નથી. પણ કાવ્યની સૃષ્ટિમાં એવા ભૌગોલિક ખ્યાલો નડતા નથી. સૌરાષ્ટ્રની લોકબોલી છે. એટલે કાવ્યની ધરા સૌરાષ્ટ્રની જ છે, એમ માની લેવાની જરૂર નથી. કવિતામાં એક Universal element હોય છે, અને Particularનું ચિત્ર ઉપસે છે, તે Universalને સૂચિત કરવા માટે. કર્મદેવતા માટે કવિએ જે શબ્દો વાપર્યા છે, તે પણ માર્મિક છે. 'જૂનો જાણે બંધુ દિસે'–કર્મદેવના સાથે જન્મજન્માંતરનો માનવીનો પરિચય છે, તેમ છતાં રહસ્યવાદની ખૂબી એ છે કે તેમાં સ્પષ્ટ કહેવામાં આવતું નથી. 'જૂનો જાણે બંધુ દિસે'– આમાં 'જાણે' અને 'દિસે' શબ્દો સૂચક છે. માનવને જન્મ-જન્માંતરના સંબંધનો અણસાર આવે, ન આવે ત્યાં ચાલ્યો જાય છે. 'આવે ગાતો કોણ હશે' ? એનો પુરો પરિચય તો થતો જ નથી. એ ગાતો ગાતો આવે છે અને ગાતો ગાતો જાય છે– કાલ-

દેવતા વિકરાળ નથી, બધાંનાં જીવનની કમાણી ઉઘરાવતો જાય છે, પણ હસતે મોઢે. માનવી પણ હોંશથી બધી જીવન કમાણી આપી દે છે, પછી ભલે એને પોતાને માટે પણ જગ્યા ન રહે તેવું પરિણામ આવે. કાવ્યના અંતમાં કારુણ્ય છે. માનવ એકલો રહી જાય છે. કર્મદેવતા પણ એને છોડી જાય છે. માનવીનાં કર્મ સચવાય છે, માનવી-વ્યક્તિને સાચવવાની શી જરૂર છે ? ખેતરને શેઢે-ખેતરના છેડાના ભાગે. ગોરજ-સાયંસંધ્યા, સાંજ. નદી અંકલાશે ચડી-નદીનાં પૂર બહુ ઊંચે ચડયાં, જાણે આકાશને આંબી જશે. ગામતરાં-બીજે ગામ જવું, ગ્રામાંતર. શગોશગ-છલોછલ, પૂરેપુરું (વાસણ પુરું ભરાય ત્યારે શગ ચડી છે તેમ કહેવાય છે.) આ ગ્રામીણ શબ્દો કવિએ પોતે પોતાના વક્તવ્યમાં વાપર્યા નથી. પણ ગ્રામીણ સ્ત્રીના પાત્રના ઉદ્દગારોમાં મૂક્યા છે. તેથી ગ્રામીણ વાતાવરણ તાદૃશ થાય છે તેમ ગ્રામીણ સ્ત્રીના મનોભાવનું ચિત્રણ પણ તાદૃશ બને છે. લોકબોલી પરનું મેઘાણીનું પ્રભુત્વ અનન્ય છે.

**(૨૪) અભિસાર :** ટાગોરના કથાગીતનો અનુવાદ મેઘાણીએ અહીં આપ્યો છે. મેઘાણીએ ગીતને બદલે છંદોબદ્ધ રચના કરી છે અને ભાવ અનુસાર છંદ પલટાવીને કાવ્યમાં વિવિધ છંદ (અનુષ્ટુપ, દ્રુતવિલંબિત, ઉપજાતિ, માલિની, સ્રગ્ધરા આદિ) પ્રયોજ્યા છે. ગેયતા તરફ મેઘાણીનું વિશેષ વલણ હોવા છતાં, છંદ રચનામાં એમનું કૌશલ છે તે અહીં પ્રતીત થાય છે. અલબત્ત, મૂળ કાવ્યમાં અભિસારે નીકળેલી ઉન્મત્ત યૌવના વાસવદત્તાની મસ્ત ગતિ સાથે તાલ લેતો કાવ્યનો લય છે તે અનુવાદમાં નથી. આ કાવ્યનું રૂપ કથાગીતને બદલે કાન્તના ખંડકાવ્ય જેવું છે. (આને કથાગીત તરીકે નિર્બળ રચના ગણવાને બદલે ખંડકાવ્ય તરીકે સબળ રચના ગણવામાં ઔચિત્ય છે.) માતેલી મદયૌવના વારાંગના વાસવદત્તા અભિસારે (પ્રિય-મિલન માટે) નીકળી છે. એના અંગે આસમાની ઓઢણી

સૂતી રહી છે. ('પ્યારા પાસે પળતી રમણી અંધકારે અજાણ' એ પંક્તિ ઘણી સાધારણ છે.) એની પગ ઝાંઝરી ગુંજી રહી છે ત્યાં અંધારે ઓચિંતો એનો પગ અથડાય છે. એ દીવો ધરીને જુએ છે, તો ગૌરકાન્તિ ધરાવતો કોઈ સંન્યાસી છે. વાસવદત્તા શરમાય છે, ક્ષમા માગે છે. યુવાન સંન્યાસી (ઉપગુપ્ત) તરફ આકર્ષાય છે અને તેને ઘેર આવવા નિમંત્રે છે: "તમે મૃદુ. આ ધરતી કઠોર, ઘરે ન આંહી. પ્રિય તોરી શય્યા" (અહીં 'તોરી' શબ્દ વાપરીને કવિએ લલિત-મધુર ભાવની ઉત્કટતા સાધી છે) યોગી પ્રેમનો અનાદર નથી કરતો, વારાંગના વાસવદત્તાનો તિરસ્કાર નથી કરતો. પરંતુ હજી એ મિલનનું ટાણું આવ્યું નથી. જ્યારે એ ટાણું આવશે ત્યારે હું જાતેજ તારી કુંજે આવી પહોંચીશ એવો કોલ તે આપે છે. કવિએ આ પ્રસંગ સાથે વર્ષા અને વાવાઝોડાનું વર્ણન ચાર જ પંક્તિમાં અનુરૂપ બાનીમાં કર્યું છે. ('ઓચિંતો આભ ફાડે લસલસ વીજળી જીભ ઝૂલન્ત ડચ્યુ'-અહીં 'ડાચ્યુ' વગેરે શબ્દો કોઈને અનુચિત લાગે, પરંતુ જે વિકરાળ ભાવ ઉપસાવવાનો છે, તેને માટે આવી શબ્દ-પસંદગી યથાર્થ છે.) કાવ્યનો પૂર્વાર્ધ અહીં પૂરો થાય છે, તે પછી એના Contrast (વિરોધ)માં ઉત્તરાર્ધ શરુ થાય છે. અહીં કવિએ નાટ્યમય વક્રોક્તિ (Dramatic Irony)નો સારો ઉપયોગ કર્યો છે. આષાઢી રાતની એ ઘટના પછી ચૈત્રની સંધ્યા આવી. એ જ મથુરા નગરીનો રાજમાર્ગ. પૌરજનો મધુવનના ફૂલ-ઉત્સવમાં ગયા છે, નિર્મળી ચાંદનીમાં એ જ યોગી 'કોલ આગુના' (આગળના કોલ, વચન) પાળવા માટે જ જાણે જઈ રહ્યો છે. ત્યાં એના પગ પાસે જ એક રોગિષ્ઠ નારી-દેહ અથડાય છે. શીતળાના પરુથી લદબદ સ્ત્રીને પુરજનો પુર બહાર ફેંકી ગયા છે. અગાઉ આષાઢી રાત્રે જે મત્ત વારાંગના અભિસારે નીકળી હતી તે જ વાસવદત્તાની આ દયાજનક સ્થિતિ છે. યૌવનાનું સૌંદર્ય લુપ્ત થતાં એ રોગવતીની કાયા રઝળે છે. કરુણાથી સભર હૃદયનો સંન્યાસી

કાવ્ય સાથે સરખાવી શકાય તેવી સુભગ રચના છે. અલબત્ત, કાન્તનું કાવ્યશિલ્પ વધુ ચડિયાતું છે.

(૨૫) **ઝાકળનું બિન્દુ** : કેવું હળવું ફૂલ કાવ્ય છે! કવિ મેઘાણી જુદા જુદા સ્તર પર રહી શકે છે. એક બાજુ નાનકડુ ઝાકળનું બિન્દુ, ઝીણુ અને એકલવાયું; બીજી બાજુ ત્રિલોકમાં ફરનાર અને કોટિકિરણો પાથરનારો સૂર્ય. પરમાણુ અને વિરાટ–પ્રકૃતિનાં આ બંને તત્ત્વો વિરોધી લાગે છતાં તે બંને વચ્ચે આત્મીયતા સંભવે. પરમાણુની વિરાટને પામવાની ઝંખના અને પરમાણુના હૈયામાં આસન લેવાની વિરાટની આતુરતા કવિએ દર્શાવી છે. પ્રકૃતિનાં તત્ત્વો પર સજીવારોપણ કર્યું છે, તેમ કહેવા કરતાં પ્રકૃતિનાં તત્ત્વો સજીવ છે, એ ગૃહીત કરીને જ કવિ ચાલે છે, એમ કહેવું જોઇએ. ઝાકળના બિન્દુના નાજુક કાવ્યના લયની ગતિ પણ નાજુક છે. ટાગોરના બંગાળી કાવ્ય ('પ્રસાદ')ના અંગ્રેજી અનુવાદના સંસ્કારો મન પર રહી ગયેલા, તેના પરથી પ્રેરાઇને આ કૃતિ રચાઇ છે. ટાગોરના કાવ્યનો અનુવાદ આ નથી. ટાગોરના કાવ્યે કવિપ્રેરણાને ધકકો મારવાનું કામ કર્યું છે.

(૨૬) **રાતા ફૂલડાં** : લોકગીતની સૃષ્ટિ એ મેઘાણીની સૃષ્ટિ છે. લોકગીતના ઢાળમાં રજૂઆત કરવાની હોય કે એવું જ વાતાવરણ આલેખવાનું હોય તો મેઘાણીની કળા પૂરબહારમાં ખીલી ઊઠે છે. 'રાતાં ફૂલડાં'માં એની સવિશેષ પ્રતીતિ થાય છે. અંગ્રેજી લોકગીત 'Fair flowers in the valley' પરથી કવિએ આ રચના કરી છે. પરંતુ મેઘાણીએ કહ્યું ન હોત તો ભાગ્યે જ કોઇને ખ્યાલ આવત કે આ રચનામાં પરદેશી પ્રભાવ છે. આપણી તળપદી રચના હોય એવું નખશિખ એનું શિલ્પ છે. "In the valley" (ખીણમાં)નું રૂપાંતર કર્યું છે. 'વનરા તે વન કેરી કાંટયમાં'.

કાવ્ય સાથે સરખાવી શકાય તેવી સુભગ રચના છે. અલબત્ત, કાન્તનું કાવ્યશિલ્પ વધુ ચડિયાતું છે.

**(૨૫) ઝાકળનું બિન્દુ :** કેવું હળવું ફૂલ કાવ્ય છે! કવિ મેઘાણી જુદા જુદા સ્તર પર રહી શકે છે. એક બાજુ નાનકડુ ઝાકળનું બિન્દુ, ઝીણુ અને એકલવાયું; બીજી બાજુ ત્રિલોકમાં ફરનાર અને કોટિકિરણો પાથરનારો સૂર્ય. પરમાણુ અને વિરાટ–પ્રકૃતિનાં આ બંને તત્ત્વો વિરોધી લાગે છતાં તે બંને વચ્ચે આત્મીયતા સંભવે. પરમાણુની વિરાટને પામવાની ઝંખના અને પરમાણુના હૈયામાં આસન લેવાની વિરાટની આતુરતા કવિએ દર્શાવી છે. પ્રકૃતિનાં તત્ત્વો પર સજીવારોપણ કર્યું છે, તેમ કહેવા કરતાં પ્રકૃતિનાં તત્ત્વો સજીવ છે, એ ગૃહીત કરીને જ કવિ ચાલે છે, એમ કહેવું જોઈએ. ઝાકળના બિન્દુના નાજુક કાવ્યના લયની ગતિ પણ નાજુક છે. ટાગોરના બંગાળી કાવ્ય ('પ્રસાદ')ના અંગ્રેજી અનુવાદના સંસ્કારો મન પર રહી ગયેલા, તેના પરથી પ્રેરાઈને આ કૃતિ રચાઈ છે. ટાગોરના કાવ્યનો અનુવાદ આ નથી. ટાગોરના કાવ્યે કવિપ્રેરણાને ધક્કો મારવાનું કામ કર્યું છે.

**(૨૬) રાતા ફૂલડાં :** લોકગીતની સૃષ્ટિ એ મેઘાણીની સૃષ્ટિ છે. લોકગીતના ઢાળમાં રજૂઆત કરવાની હોય કે એવું જ વાતાવરણ આલેખવાનું હોય તો મેઘાણીની કળા પૂરબહારમાં ખીલી ઊઠે છે. 'રાતાં ફૂલડાં'માં એની સવિશેષ પ્રતીતિ થાય છે. અંગ્રેજી લોકગીત 'Fair flowers in the valley' પરથી કવિએ આ રચના કરી છે. પરંતુ મેઘાણીએ કહ્યું ન હોત તો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવત કે આ રચનામાં પરદેશી પ્રભાવ છે. આપણી તળપદી રચના હોય એવું નખશિખ એનું શિલ્પ છે. "In the valley" (ખીણમાં)નું રૂપાંતર કર્યું છે. 'વનરા તે વન કેરી કાંટયમાં'.

'Fair flowers' (રૂપાળાં ફૂલ)નું રૂપાંતર કર્યું છે : 'રાતાં ફૂલડાં'. નાનકડા નવજાત શિશુ માટેનું પ્રતીક છે, તેથી 'રાતાં ફૂલડાં'નું કલ્પન રમણીય છે. કૌમાર્યાવસ્થામાં યુવતીને બાળક અવતર્યું છે. તેથી વનરાવનની કાંટયમાં, પેટનાં બાળને સ્ત્રીએ પધરાવ્યું છે. માતાના હૃદયની સંવેદનાને કવિએ સબળ રીતે વ્યક્ત કરી છે. એ પ્રસંગનું ચિત્ર આપીને, કવિ કરુણ રસ નીપજાવવામાં પૂરા સફળ થયા છે. બાળક ત્યારે હસી રહ્યું છે, અને માનું કાળજું કપાય છે. હસતા નાના બાળકને મારતાં માનો જીવ કઇ રીતે ચાલ્યો હશે? જમણે હાથે પોતાની આંખ મીંચીને, ડાબે હાથે શિશુની ડોક મરડીને બાળકને માર્યું છે. (મૂળ અંગ્રેજી કાવ્યમાં છરીથી ઘાત કરવાનું કહ્યું છે, તેને બદલે મેઘાણીએ જે ફેરફાર કર્યો છે તે વધુ બંધ બેસતો છે.) આ બનાવ માતા કદી ભૂલી શકતી નથી. એનાં લગ્ન થાય છે અને એકાદશીએ હરિમંદિરે જાય છે, (મૂળમાં 'ચર્ચ' છે.) ત્યારે જ્યાં બાળકનો ઘાત કર્યો હતો તે જ માર્ગે વનરા તે વન કેરી કાંટયમાં થઇને—એ જાય છે, ત્યારે ભૂતકાળનું દૃશ્ય નજર સામે ઊપસી આવે છે. જ્યાં બાળકનો ઘાત કર્યો હતો ત્યાં રાતાં ફૂલડાં ઊગ્યાં છે. બાળક જ રાતાં ફૂલડાં થઇને આવ્યું છે, એવો ભાસ થાય છે. માતાની છાતીમાં બાળકને ધવરાવવા ધાવણ ઊભરે છે. મારા ખોળે આવાં રાતાં ફૂલ સરજ્યાં હોત તો હું હીર ને ચીર પહેરાવત, એમ માતાનું હૃદય પોકારે છે. સામેથી જાણે બાળક કહેતું સંભળાય છે: 'મા કેમ ભૂલી ગઇ? તે દિ' મારી ડોકને તેં જ મરડી હતી.' બાળક હવે જશોદા માને ખોળે ઝૂલે છે, માના ખોળામાં અગનઝાળ છે. મરેલા બાળક અને માતા વચ્ચેના આ કલ્પિત સંવાદમાં વાત્સલ્ય-મિશ્રિત કરુણરસ હૃદયભેદી છે. કુંવારી માતાની સામાજિક સમસ્યામાં કવિને રસ નથી કે સમાજસુધારાનો કોઇ આશય નથી. માતૃહૃદયના સંવેદનમાં કવિને રસ છે. વનરાવનની કાંટયના માર્ગે જતાં માતાના હૃદયમાં વાત્સલ્યની સરવાણીઓ વહે

છે, અને રાતાં ફૂલડાંમાં પોતાના મરેલા બાળકને જુએ છે, તે સમયની એની ભાવમય તન્મયતામાં કવિને રસ છે. ગ્રામીણ સૃષ્ટિ, પ્રકૃતિચિત્ર, લોકબોલી, પ્રતીકરચના, ભાવોપચય–એ બધાં તત્ત્વોમાં કાવ્ય સબળ બન્યું છે.

**(૨૭) એકલો :** આ કાવ્યમાં કવિ એકલતાના આત્મસંવેદનને વાચા આપે છે. 'રોમેન્ટિક' કવિ લોકપ્રિય હોય અને લોકોની વેદનાઓને વ્યક્ત કરતો હોય તો પણ એના અંતરમાં એકલતા ભરી હોય છે. આ એકલતા આવી પડેલી નથી, સ્વયંસ્વીકૃત છે. સુખ, આનંદ, અમૃત, ઉત્સવ, કીર્તિ–એ બધામાં તે સૌના સંગાથી હોય છે, પણ દુઃખ, શોક, વિષ, અપયશ–એ બધું તે એકલો જ ભોગવતો હોય છે. "કો' થાકેલા પગની કાંકર ચૂમી લેજે"– પણ કંટકો પર એકલો કદમ માંડજેઃ આ એનું જીવનસૂત્ર છે. આ એકલતામાં ખુમારી પણ છે. મસ્તી અને ખુમારી 'રોમેન્ટિક' માનસનાં વલણ છે. ટાગોરનું 'એકલો જાને રે,' અને પ્રહ્‌લાદ પારેખનું 'એકલુ' એ કાવ્યો સાથે આને સરખાવી શકાય. ત્રણેયમાં એકલતાનું સ્વરૂપ જુદું છે. આજના નવા વાર્તા–સાહિત્યમાં એકલતાનું આલેખન છે, તે પણ જુદા રૂપની એકલતા છે.

**(૨૮) માની યાદ :** માને યાદ કરતા એક બાળકના હૃદયનું સંવેદન આ કાવ્યમાં વ્યક્ત થયું છે. માતા નાના નાનપણમાં અવસાન પામી છે, તેથી સ્મૃતિમાં માતાની આકૃતિ બરાબર ઉપસતી નથી, છતાં માની યાદ અંતરમાં છવાયેલી છે. બાળકો રમતાં હોય ત્યારે હુ–તુ–તુ–તુના અવાજ વચ્ચે માતાના હાલરડાંનો સૂર ક્યાંકથી આવી ચડે છે. શ્રાવણની વહેલી સવારની પવનલહરીમાં, દેવમંદિરે જતી માતાની ફૂલછાબનાં પારિજાતકની સુવાસ મહેકી રહે છે. આકાશમાંના તારલા દ્વારા જાણે માની આંખો જ જોઇ રહી છે.

માની સ્મૃતિ આકૃતિની દૃષ્ટિએ ઝાંખી છે, પણ ભાવાત્મક દૃષ્ટિએ સબળ છે. માતા પ્રત્યેના બાળકના પ્રેમનું કરુણાસભર આલેખન કરવામાં કવિને ઘણી સફળતા મળી છે. ટાગોરના કાવ્યનું રૂપાંતર હૃદયસ્પર્શી થયું છે. શિશુ-હૃદયનું ભાવદર્શન ઘણું સચોટ છે. કોમળ ભાવને અનુરૂપ બાની પ્રયોજવામાં આવી છે.

(૨૯) **મરતા બાળકનું આશ્વાસન :** 'માની યાદ' અને 'મરતા બાળકનું આશ્વાસન' એ બંને કાવ્યો બાળકના માતા પ્રત્યેના પ્રેમનું કરુણસભર આલેખન કરે છે. 'માની યાદ'માં નાનપણમાં મૃત્યુ પામેલી માતાની સ્મૃતિનું ભાવદર્શન છે, 'મરતા બાળકનું આશ્વાસન'માં મૃત્યુ પામતું બાળક માતાને વિદાય આપવા સમજાવી રહ્યું છે. મૃત્યુ પછી પણ તે માતાના જીવન આસપાસ રમમાણ રહેવાનું છે. પાછલી રાતના પરોઢિયે મા ઝબકશે ત્યારે સાદ પાડશે, એનો પડઘો એ પાડશે. હવાનો હિલોળો બનીને માના અંબોડે ઓળકોળાંબડું રમવા એ આવશે. ચંદનતળાવડીમાં ન્હાતી હશે ત્યારે પાણીનું મોજું બનીને એ આવશે. આષાઢી રાત્રે વીજળીનો ઝબકારો બનીને આવશે. આકાશનો તારો થઈને એ માને સૂઈ જવા કહેશે. માશીબા આવીને પૂછે કે બચુડિયો ક્યાં ગયો, તો કહેજે કે જૂઓ અહીં મારી આંખની કીકીઓમાં કોણ છે? બાળક મૃત્યુ પામ્યા પછી પણ માના જીવનમાં ચોપાસ કેવી રીતે છવાયેલું રહેશે, તે ભાવદર્શન સુકોમળ બાનીમાં થયું છે. કાવ્યનો લય બાળકના રમતિયાળ, ચપળ મનોભાવને અનુરૂપ છે. બાળક અને માતાનો પ્રેમ– એની સભરતા–વાત્સલ્યની સાથે કરુણનું સંયોજન, એનું હૃદયસ્પર્શી આલેખન, શૈશવની નિર્દોષતા અને ચપળતા, ભાવની ઉત્કટતા– આ કાવ્યના હૃદ્ય અંશો છે. આ બંને કાવ્યોમાં મુખ્ય રસ કયો ગણાય ? કરુણ કે વાત્સલ્ય ? વાત્સલ્યમિશ્ર કરુણ ગણી શકાય. ઊર્મિકવિ તરીકે મેઘાણીનું વાત્સલ્યમિશ્ર કરુણનું આલેખન

ઘણું સબળ છે. ભલે, આવાર ટાગોરના કાવ્યનો રહ્યો. એમાં 'હાઉક' કરી જનાર મેઘાણીનું ભાવદર્શન છે. અટારો—અટકચાળો. કવિએ 'વેણીનાં ફૂલ'માં આ કાવ્યનું શીર્ષક 'આવજે વહાલી બા' રાખ્યું છે, તે વધારે પસંદ કરવા જેવું છે.

**(૩૦) ક્ષણિકનું ગાન :** ટાગોરના કાવ્ય 'ઉદ્‌બોધન'નો આ અનુવાદ છે. શાશ્વતનો ઉપાસક કવિ અહીં કેમ ક્ષણિકનો ઉપાસક થઇ જાય છે? સૌંદર્ય ક્ષણનું છે. આનંદ વર્તમાન ક્ષણનોજ ભોગવી શકાય છે. શા માટે સનાતનના વિચારથી હેરાન થવું? ભૂતકાળને શા માટે મન પરનો બોજો બનાવવો? ભવિષ્યની ચિંતા પણ શા માટે રાખવી? જે મળ્યું છે, તેનાથી જ પ્યાસ છિપાવવી. હાથતાળી દઇને સૌ ચાલ્યા જવાના છે, તો પણ ક્ષણનો સંગાથ છે, તેનું ગાન ગાવું, દુર્લભની ચિંતા ન કરવી. જે સન્મુખ—ક્ષણિક વર્તમાન ઉપસ્થિત છે, તેને બાથ ભરવી, આમ કવિ ક્ષણિકનું સન્માન કરવા માગે છે. કવિ પળેપળ સભર જીવવા માગે છે, તેથી જેવી છે તેવી ક્ષણને આશ્લેષવા માગે છે. સંધ્યાના કિરણનું સૌંદર્ય ક્ષણિક, ઝાકળના બિન્દુનું સૌંદર્ય પણ ક્ષણનું તેમ કવિનું ગાન પણ ક્ષણનું, ક્ષણિક. મેઘાણીનો અનુવાદ વિશદ છે પણ ક્ષણના આનંદ—આશ્લેષના ભાવની ઉત્કટતા ઓછી છે. ટાગોરે આ કાવ્યસંગ્રહનું નામ પણ 'ક્ષણિકા'જ રાખ્યું છે. એક રીતે ઊર્મિકાવ્ય સ્વરૂપતઃ 'ક્ષણિકનું ગાન' જ હોય છે.

**(૩૧) મૃત્યુનો ગરબો :** ૧૯૩૦ના કારાવાસ દરમિયાન મેઘાણીને એક સૈનિકના શબનું દર્શન કરતાં આ કાવ્ય સ્ફુર્યું હતું. મૃત્યુ કેટલું બધું બિહામણું લાગે છે! કવિ મૃત્યુનો ભય દૂર કરવા મૃત્યુનું સુંદર રૂપ આલેખવા પ્રયત્ન કરે છે. મૃત્યુ એટલે જગજનનીને ખોળે વિહરવા જવું. જેમ જનની બાળકને જમણે સ્તને ધવરાવ્યા

પછી, ડાબા સ્તને ધવરાવે છે, તેમ જગજનની પણ મનુષ્યને જીવન પછી મૃત્યુના સ્થિત્યંતરમાં લઇ જાય છે. વત્સલ જનનીથી બાળકે ડરવાનું કોઇ કારણ નથી. આ તો જીવનનો થાક બાળકને લાગી ગયો હોય તો મા જરા સોડયમાં સૂવરાવે છે. જૂના અવતારમાં મેલ ચડી ગયા હોય તો નવરાવીને નવાં વસ્ત્રો પહેરાવે છે. મૃત્યુનું બહારનું રૂપ ભયાનક લાગે, પણ અંદરનું સૌંદર્ય મોહક છે. ભગવી કંથા પાછળ ગોરાં રૂપ છે. કાળ અંધાર પાછળ તારલિયાળું આભ છે. પણ જોવાની દૃષ્ટિ જોઇએ. મૃત્યુ પહેલાં તો અજાણ્યું લાગે છે, પણ થોડી જ વારમાં જુગજુની ઓળખાણ પડે છે. મૃત્યુનો ભય કાઢી નાંખવા માટે વિવિધ ઉપમાઓ આપીને કવિએ મૃત્યુનું સૌંદર્ય દર્શાવ્યું છે. 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ નરસિંહરાવના કાવ્ય સાથે આ કાવ્યને સરખાવી શકાય. આ કાવ્યમાં જગજનનીનાં ડાબા–જમણાં સ્તનો સાથે જીવન અને મૃત્યુને કવિએ સરખાવ્યાં છે. તે કલ્પના કવિને ટાગોરના 'ગીતાંજલિ'માંના એક કાવ્ય પરથી સ્ફુરી હોવાનો સંભવ છે. મૃત્યુની ભીષણતા નથી દર્શાવવી, પણ ભીષણતા પાછળની સુંદરતા દર્શાવવી છે. તેથી ગરબાનું સ્વરૂપ પ્રયોજવામાં ઔચિત્ય છે.

(૩૨) **વર્ષા :** મેઘાણીની પ્રિય ઋતુ વર્ષા છે. વર્ષાનું ચિત્ર દોરતાં કવિની કલ્પના મસ્ત બનીને મુક્ત વિહાર કરે છે. કવિને વર્ષા કેવી લાગે છે? આભને ભેદીને આવતી, તાળીઓ પાડતી, 'લાખ લાખ હેમર હાથીલડા' હાંકતી કોઇ રાજબાળ છૂટી હોય એવી. મોકળું મન, મોકળી લટો, રંગભર્યા રાસ, રૂંધેલા જોબનનો જાગેલો તરખાટ; લોકરંગના મસ્ત કવિને 'કાજળ ઘૂંટે જ કાઠિયાણી'ની ઉપમા તરત જ સૂઝી આવે છે. વર્ષાનો વેગ, મુક્ત મન, તેજની પીંછી; મસ્તાનીનું રૂપ વર્ણવતાં મસ્ત ('રોમેન્ટીક') રંગના કવિને લોકજીવનમાંથી ભાતભાતની ઉપમાઓ સૂઝે છે. વર્ષાની

વીજળી શું છે? સૂતી વસુંધરાને વર્ષાએ કરેલો સનકારો–આંખ મીંચકારીને પાયેલી ચેતનાની પ્યાલી. એટલે તો વર્ષા થતાં જ વસુંધરાની ચેતના જાગી ઊઠે. કાવ્યનો લય પણ વર્ષાની મસ્તીને અનુરૂપ છે. જાણે કોઇ રાજબાળા છૂટી હોય એવો કાવ્યની પંક્તિઓનો મુક્ત સંચાર છે. લોકગીતની સૃષ્ટિનું સજીવ વાતાવરણ 'બાપુના લાખ લાખ હેમર હાથીલડા' ('હેમર' એ ઘોડા કે હાથીના અમુક પ્રકાર માટેનો લોકપ્રયોગ છે.), 'રંગ ભરી રાસડે ઘૂમે', 'લૂંબઝૂંબ તારલાના ટેટા ઝંઝેડતી', 'કાજળ ઘૂંટે છ કાઠિયાણી' – વગેરે પંક્તિઓમાં તાદૃશ રીતે ઉપસી આવે છે. ચિત્રાત્મકતા, રંગીન કલ્પના, મુક્ત લયની મોહિની જેવા હૃદ્ય અંશોથી મેઘાણીની વિશિષ્ટ પ્રતિભાનો સ્પર્શ આ કાવ્યમાં પરખાઇ આવે છે.

(૩૩) **નવી વર્ષા :** મેઘાણી વર્ષાનો કવિ છે. ભલે કાવ્ય ટાગોરનું રહ્યું પણ 'મોર બની થનગાટ કરે છે' કવિનું મન. આ તો નવી વર્ષા છે, આષાઢીલો મેઘ છે. મેઘાણીનો કંઠ પણ આષાઢીલો કંઠ છે. બંગાળી કવિતાને કવિએ બંગાળી લયમાં ઉતારી નથી. આપણા તળપદા સૂરમાં, ચારણી બાની અને લયમાં કવિએ નવી વર્ષાના આગમને થનગનાટ કરતા મોરના નૃત્યને ઝીલ્યું છે. 'બહુરંગ ઉમંગ', 'બાદલસું નિજ નેનન ધારીને', 'મધરા મધરા મલકાઇને મેડક મેહસું નેહસું બાત કરે' (દેડકાઓ પણ મેઘ સાથે સ્નેહથી વાત કરતા જણાય છે). વર્ષાના આગમને કવિનો પ્રાણ પુલકાટ કરી ઊઠે છે, તેનું રસભર્યું વર્ણન કવિએ કર્યું છે. અહીં પણ કવિએ કલ્પનાને મુક્ત વિહાર કરવા દીધો છે. કવિના ભાવ, ઉલ્લાસ, અને મસ્તીનો થનગનાટ પંક્તિએ પંક્તિએ ઊભરાય છે, અને કાવ્યનો લય પણ એ થનગનાટની સાથે જ નૃત્યહિંડોલમાં છે. નવવર્ષામાં આભ–મહોલ અટારી પર પયોધર સંઘરતી અને વિખરેલ લટે ઊભેલી કોઇ સુંદરી દેખાય છે. (સમાસોક્તિથી આ વર્ણન નવવર્ષા અને સુંદરી બંનેને

લાગુ પડે છે; 'પયોધર સંચરતી' પણ એને માટે અન્વર્થક છે.) નવવર્ષામાં નદીતીરે પેલી પનિહારી કોના ધ્યાનમાં ભાન ભૂલી બેઠી છે? (નવવર્ષામાં નવીન પ્રણયનાં જાગતાં મધુર સ્પંદનોનું સ્મરણ.ય સૂચન છે.) કોઇ વિખરેલ અંબોડાવાળી સુંદરી બકુલડાળ પર ઝૂલી રહી છે. નવવર્ષાથી ઉન્મત્ત બની એ દેહહિંડોળથી ડાળને ઝૂલાવી રહી છે. કવિહૃદયનો ભાવ એ હિંડોળાના લય સાથે તાલ મિલાવી રહ્યો છે. કવિના મનનો મત્તમયૂર આ બધું જોઇને થનગનાટ કરી રહ્યો છે. શબ્દની સભર નાદશકિત અને લયની ગતિની ભાવ-વાહિ-તાનો કવિ સામર્થ્યપૂર્વક વિનિયોગ કરી શકયા છે.

(૩૪) **યાચના :** પ્રકૃતિથી વિખૂટો પડેલો માનવ પ્રકૃતિ સાથે ફરી સંબંધ સ્થાપીને, જીવનમાં કેટલાંક તત્ત્વોમાં પ્રકૃતિ પાસેથી કૈંક ઉપલબ્ધિ ઝંખે છે. આમાં કવિની જે ઝંખના છે તે ક્યા પ્રકારની છે તે મહત્ત્વનું છે. આ ઊર્મિગીતની પહેલી કડી સવિશેષ મહત્ત્વની છે. મોરલા પાસેથી કવિને આષાઢીલો કંઠ જોઇએ છે, જેથી ખોવા-યેલી વાદળીને છેલ્લી વાર એ સાદ પાડી લે. આ નવીન અને મૌલિક કલ્પના કવિની પ્રતિભાની તેજસ્વિતા દર્શાવે છે. (આષાઢીલા કંઠની કવિની યાચના ફલીભૂત થયેલી જ છે. મેઘાણીને આષાઢીલા કંઠનું વરદાન જીવન-દેવતાએ આ જન્મમાં આપ્યું જ હતું. આ યાચના કવિએ ગત ભવમાં કરી હશે, જે આ ભવમાં પૂરી ફળીભૂત થઇ છે. આ આષાઢીલા કંઠનો ઉપયોગ કવિએ ખોવાયેલી વાદળીને સાદ પાડવા-પ્રેમના સૂરો વહાવવા નથી કર્યો, પણ વિશેષતઃ રાષ્ટ્રીય ભાવનાની ચેતના જગાવવા કર્યો છે.) મોરલો, ઇન્દ્રધનુ, મેઘમાળા, સિંધુ, રાતરાણી-એ દરેકની પાસેથી કવિને કૈંક અપેક્ષિત છે. સિંધુના વીંજણાનો વાયરો કોઇ નીંદ-વિહોણા હૈયાને ઉલ્લસિત કરવા જોઇએ છે. પણ ખરી ઝંખના આષાઢીલા કંઠની છે અને તેથી પ્રથમ કડીનો ઉપાડ ઘણો આકર્ષક બન્યો છે.

(૩૫) **કૃષ્ણકળી** : ગોરાં ગોરાં રૂપ તરફ સૌ આકર્ષાય છે. પણ કવિને અહીં કાળા રંગનું કામણ લાગ્યું છે. ગામ લોકો ભલે એને 'કાળવા' કહેતા. કવિ તો એને 'કૃષ્ણકળી'ના મધુર નામથી બોલાવે છે. માથે ઘૂમટો નથી, ચોટલો મોકળો છે, ઝૂકાઝૂક ઊડે છે. એના સૌંદર્યનું કેન્દ્ર કવિને હાથ લાગી ગયું છે. 'મેં તો જોઈ આંખ એ કાળી'–બસ, ત્યારથી કવિ મુગ્ધ થઈ ગયા છે. કાળી, હરણાંવાળી આંખ–કાજળ આંજ્યા વિનાની પણ કાળી આંખ–આ કાળી આંખોનું સૌંદર્ય જોયા પછી કવિ તૃપ્ત થયા છે. ('સૂના સમદરની પાળે'માં કવિએ પ્રેયસીની ઓળખ 'તોફાની આંખ એ કાળી'ની આપી છે; 'દીઠી સાંતાલની નારી'માં પણ 'આષાઢી મેઘ અને થોડી શી વીજળી'માંથી ઘડાયેલા રૂપની કલ્પના કરી છે.) શ્યામાના આવા કામણગારા કાળા રંગ તરફના નવલ આકર્ષણથી કાવ્ય શરૂ થાય છે, અને 'મારી કોર ઠેરવી આંખ્યો' એ પછીની વાત તો 'હું જાણું, કાળવી જાણે, કોઈ ત્રીજું જણ કંઈ ન જાણે રે'–એ પંક્તિમાં ભાવની પરાકાષ્ઠા છે. કૃષ્ણકલિકાના સૌંદર્ય માટે જાગેલા આકર્ષણનું આ કાવ્ય હળવા સ્પર્શનું છે. આછી વિનોદ-લહરી ફરકાવતું જાય છે; ગ્રામબોલીના પ્રયોગથી અનોખું વાતાવરણ સર્જાય છે, ભાવના વેગને આંબવા મથતો કાવ્યનો મધુર લય છે; 'કૃષ્ણકળી' કહેતાં કવિનું મોઢું ભરાયું હોય, જાણે ભાવ શબ્દોમાં સમાતો ન હોય, એવી રમણીય અનુભૂતિ છે. ટાગોરની કૃતિનું રૂપાંતર છે, તો પણ અમૌલિકતાનો અણસાર સુદ્ધાં આવતો નથી. સંગટો–'શણગટ' (ઘૂંઘટ, ઘૂમટો)ના અર્થમાં હોઈ શકે, પણ ઉપરની પંક્તિમાં ઘૂમટાનો નિર્દેશ છે, તેથી 'સંગટો' આ બીજી પંક્તિમાં ઉપવસ્ત્રના અર્થમાં હોઈ શકે. મર–ભલે.

(૩૬) **નવી વહુ** : મેઘાણીને જે ભાવ અને દૃષ્ટિ અભિપ્રેત હોય તેને અનુરૂપ કાવ્ય ટાગોરમાંથી મળી રહે છે. 'નવી વહુ'

ત્રાજવાં ત્રોફાવવા આગળ આવતી હોય એ રીતે ભાગ્યવિધાત્રી અને માનવ વચ્ચેનો સંબંધ કવિએ દર્શાવ્યો છે. એની કુરડી નાની છે, પણ એમાં દરિયા ત્રોળ્યા છે. આભને ઉરે એણે નવલખ તારલા ત્રોફ્યા છે એણે જે સુંદર-ભવ્ય સૃષ્ટિ સર્જી છે તે જોઈને ગ્રામનારી (મનુષ્ય) મુગ્ધ છે. રામના હૃદયની વિશાળતા, ભર્તૃહરિનો વૈરાગ્ય, માતાનાં આંસુથી ખરડાયેલી ગોપીચંદની સુંદર પીઠ-કીર્તિ, ઉદારતા, વૈરાગ્ય, સૌંદર્ય, પ્રેમ-આ બધું આ ભાગ્યવિધાત્રીએ ત્રોફ્યું છે. ભાગ્યવિધાત્રીની આવી અદ્‌ભુત કરામત જોઈને ગ્રામનારીનું દિલ લોભાય છે. પણ એને ત્રાજવાં ત્રોફનારીએ 'કમખામાં સોય તો સંતાડી રે' એની ખબર નથી. જ્યારે એ ભાગ્યવિધાત્રી સોયુંની ઝપટ બોલાવે છે ત્યારે એને વેદનાનો ખ્યાલ આવે છે. ગાલે ગલફૂલ ટાંકે છે. કાંડે કંકણ ટાંકે છે, ભમ્મર વચ્ચે ટીલ તાણે છે, પણ કલેજા વચ્ચે મોરલો કોરે છે ત્યારે ગ્રામનારીથી વેદના સહન થતી નથી. ભાગ્યવિધાત્રી જે વેદના સહન ન કરી શકે તેના ભાગ્યમાં કશું આલેખી શકે તેમ નથી. ભાગ્યવિધાત્રી વેદનાથી જે ડરે છે તેને છોડીને ચાલી જાય છે. ગ્રામનારીના હૃદયનો મોરલો અધૂરો રહી જાય છે. હવે એ સ્ત્રી ત્રાજવડાં ત્રોફનારીને સ્થળે સ્થળે શોધે છે, પણ એ ક્યાં ચાલી ગઈ તેની સમજ પડતી નથી. માનવના હૃદયમાં જે કળાયેલ મોરલો (પૂર્ણકળાએ વિકાસ પામી શકે તેવી આધ્યાત્મિક શક્તિ) આલેખવાનો ઉપક્રમ હતો તે અધૂરો રહી જાય છે. ભાગ્યવિધાત્રીની શોધ અગમ્ય છે. જેણે મર્મવેદના સહન કરવાની તત્પરતા બતાવી હોય, તકદીરનાં ત્રોફણાં ખમવાની જેમની તૈયારી હોય, તેમને માટે જ ભાગ્યવિધાત્રી એની કળાની કરામત બતાવી શકે છે. જેનામાં કલેજાના ઘા સહન કરવાની તાકાત નથી તેના કલેજા વચ્ચેનો મોરલો અધૂરો રહી જાય છે. ભજનનો વિશિષ્ટ લય કવિને સિદ્ધ છે. ભજનની ભાવસૃષ્ટિને અનુરૂપ પ્રતીકોની રચના કવિએ કરી છે. લોકબાનીમાં ભાવની સબળ અભિવ્યક્તિ થઈ છે, મેઘાણીની કવિપ્રતિ-

સ્નેહાંપપાસુ કન્યા શહેરી શ્વસુરગૃહે આવતાં શહેરનાં પથ્થરાદિલ લોકોની વચ્ચે જે વેદના અનુભવે છે, તેનું આ રસપૂર્ણ કાવ્ય છે. ગામડાનાં મોકળાં ખેતર, ટહુકતી કોયલ, સંધ્યાનાં તેજ, ગામડાની માયા, મમતા, પાણીનો આરો, 'એલી ચાલ પાણીડાં રે' એવો સૈયરનો સાદ, પારસ પીપળો—આ બધું જ ગુમાવીને શહેરમાં જાણે જુદા જગતમાં આવી ચડી છે. અહીં મનુષ્યો નથી, પણ કીટકો છે. ભરવસ્તી વચ્ચે નવી વહુ એકલી છે. શહેરમાં સૌ કિંમત નક્કી કરે છે, પણ કોઇ સ્નેહ કરતું નથી. અહીં કોઇની પાસે અંતર ખોલાય તેમ નથી. એટલે તો હજી પણ 'ચાલ પાણીડાં રે' એવો સૈયરનો મીઠો સાદ—એના ભણકારા દૂર દૂરથી સંભળાય છે. આ કોઇ જુદા જગતમાં જાણે એનાથી શ્વાસ લઇ શકાય તેમ નથી. વિશદ અને ભાવસભર વાણીમાં કવિએ નવી વહુના અંતરની વેદના વ્યકત કરી છે. અહીં એનું રૂપ જોનારા છે, પણ કયાંય આત્મીયતા નથી. શહેરની કૃત્રિમ આબોહવામાં ગામડાનું નિસર્ગ-પુષ્પ મુરઝાય છે, તે વ્યથા પાત્રની ઉકિત રૂપે વેધકતાથી રજુ થઇ છે. નવી વહુનું પાત્રચિત્રણ સજીવ રૂપ પામ્યું છે. પિયરની પાણી-વેળા હવે કયારે થશે, એની રાહ જોતી નવી વહુના ચિત્ર સાથે કાવ્ય પૂરું થાય છે અને તીવ્ર સંવેદન જગાવતું જાય છે. ધુનો—નદીમાંનો ઊંડાણવાળો ભાગ, ધરો. વીથી—માર્ગ. ધીડી—પુત્રી.

(૩૭) **તકદીરને ત્રોફનારી :** ભજનનો ઢાળ, ભજનની પરિભાષા અને અગમ્યની સરહદમાં પ્રવેશનો ભાવ—એ રીતે આપણી ભજનપરંપરાની કાવ્યકલા પર પ્રભુત્વ દર્શાવીને, કવિએ એમાં નવીન ભાવનું સફળ આલેખન કર્યું છે. ભાગ્યવિધાત્રીને કવિએ ત્રાજવડાં ત્રોફનારીના રૂપમાં આલેખી છે. ત્રાજવડાં ત્રોફનારી—છૂંદણાં છૂંદનારી સ્ત્રી કોઇ ગામડામાં નીકળી હોય અને કોઇ ગ્રામીણ સ્ત્રી હોંશે હોંશે

ત્રાજવાં ત્રોફાવવા આગળ આવતી હોય એ રીતે ભાગ્યવિધાત્રી અને માનવ વચ્ચેનો સંબંધ કવિએ દર્શાવ્યો છે. એની કુરડી નાની છે, પણ એમાં દરિયા ધોળ્યા છે. આભને ઉરે એણે નવલખ તારલા ત્રોફ્યા છે એણે જે સુંદર-ભવ્ય સૃષ્ટિ સર્જી છે તે જોઈને ગામનારી (મનુષ્ય) મુગ્ધ છે. રામના હૃદયની વિશાળતા, ભર્તૃહરિનો વૈરાગ્ય, માતાનાં આંસુથી ખરડાયેલી ગોપીચંદની સુંદર પીઠ-કીર્તિ, ઉદારતા, વૈરાગ્ય, સૌંદર્ય, પ્રેમ-આ બધું આ ભાગ્યવિધાત્રીએ ત્રોફ્યું છે. ભાગ્યવિધાત્રીની આવી અદ્ભુત કરામત જોઈને ગ્રામનારીનું દિલ લોભાય છે. પણ એને ત્રાજવાં ત્રોફનારીએ 'કમખામાં સોય તો સંતાડી રે' એની ખબર નથી. જ્યારે એ ભાગ્યવિધાત્રી સોયુંની ઝપટ બોલાવે છે ત્યારે એને વેદનાનો ખ્યાલ આવે છે. ગાલે ગલફૂલ ટાંકે છે. કાંડે કંકણ ટાંકે છે, ભમ્મર વચ્ચે ટીલ તાણે છે, પણ કલેજા વચ્ચે મોરલો કોરે છે ત્યારે ગ્રામનારીથી વેદના સહન થતી નથી. ભાગ્યવિધાત્રી જે વેદના સહન ન કરી શકે તેના ભાગ્યમાં કશું આલેખી શકે તેમ નથી. ભાગ્યવિધાત્રી વેદનાથી જે ડરે છે તેને છોડીને ચાલી જાય છે. ગ્રામનારીના હૃદયનો મોરલો અધૂરો રહી જાય છે. હવે એ સ્ત્રી ત્રાજવડાં ત્રોફનારીને સ્થળે સ્થળે શોધે છે, પણ એ ક્યાં ચાલી ગઈ તેની સમજ પડતી નથી. માનવના હૃદયમાં જે કળાયેલ મોરલો (પૂર્ણકળાએ વિકાસ પામી શકે તેવી આધ્યાત્મિક શક્તિ) આલેખવાનો ઉપક્રમ હતો તે અધૂરો રહી જાય છે. ભાગ્યવિધાત્રીની શોધ અગમ્ય છે. જેણે મર્મવેદના સહન કરવાની તત્પરતા બતાવી હોય, તકદીરનાં ત્રોફણાં ખમવાની જેમની તૈયારી હોય, તેમને માટે જ ભાગ્યવિધાત્રી એની કળાની કરામત બતાવી શકે છે. જેનામાં કલેજાના ઘા સહન કરવાની તાકાત નથી તેના કલેજા વચ્ચેનો મોરલો અધૂરો રહી જાય છે. ભજનનો વિશિષ્ટ લય કવિને સિદ્ધ છે. ભજનની ભાવસૃષ્ટિને અનુરૂપ પ્રતીકોની રચના કવિએ કરી છે. લોકબાનીમાં ભાવની સબળ અભિવ્યક્તિ થઈ છે, મેઘાણીની કવિપ્રતિ-

ભાનો રમણીય કલાસ્પર્શ આ રચનામાં થાય છે. ભજનની વાણીનો નિગૂઢ પ્રાણ પકડી શકાયાનો સંતોષ મેઘાણીને આ રચનામાં થયો છે, તે પ્રતીતિ યોગ્ય જ છે. મેઘાણી આ રચનાના અર્થઘટનમાં ભાગ્યવિધાત્રીની સંતાપકારી સોય પર ભાર મૂકે છે, પણ તેને બદલે ભાર એક અન્ય ભાવ પર પણ મૂકી શકાય, તેમ છે. માનવના હૃદય-પ્રદેશ પરનો કળાયેલ મોરલો અધૂરું અંકન પામ્યો છે. માનવનો વિકાસ (માનવ-હૃદયનો, માનવ-આત્માનો, માનવ-ચેતનાનો) અધૂરો રહી ગયો છે. જે અગમ્ય શક્તિએ માનવનું સર્જન કર્યું છે કે માનવની શક્તિનો વિકાસ કરવા ધાર્યો છે, એણે કોઈ અગમ્ય હેતુસર આ કાર્ય અધૂરું રાખ્યું છે. માનવ પૂર્ણ વિકાસ માટે એ ખોવાઈ ગયેલી ત્રાજવડાં ત્રોફનારી શોધમાં છે. માનવની કળાયેલ મોર કાળજામાં પૂરે પૂરો ત્રોફાવવાની ઝંખના છે. અગમ્યનો પાર પામવાની માનવીની ઝંખના છે. સોરઠી ભજનવાણીમા આ રચના એટલી ઓતપ્રોત છે કે માત્ર 'દાસ ઝવેર'ની છાપ મારવાનું બાકી રહી ગયું હોય તેમ લાગે. લાડુડા-છૂંદણાં છૂંદવા માટેના રંગનાં ટપકાં. સૂરતા-નજર. કાંકણી-કંકણ (કાંગરાવાળું).

(૩૮) **શબ્દના સોદાગરને :** ભજનના ઢાળમાં અને ભજનની પરિભાષામાં આ કાવ્ય રચ્યું છે. ભજનના કાવ્યરૂપમાં કવિને સારી સિદ્ધિ મળી છે. કાવ્ય ભજનના પ્રમાણમાં સહેજ લાંબું હોવા છતાં એકતાનતા આવતી નથી; ભાવનું સાતત્ય જળવાય છે. મેઘાણીએ પોતાની કાવ્યભાવના વ્યક્ત કરવાના ઉદ્દેશથી આ કાવ્ય રચ્યું છે. કવિને તો તેઓ 'શબ્દનો સોદાગર' ગણે છે. આ શબ્દનો સોદાગર ખુમારીવાળો છે. અનેક હૈયામાં રમતાં વાણી-રૂપો સર્જનારો છે. પણ મેઘાણી કવિને 'પરમ જ્યોતિના પારદર્શી' ગણતા નથી, આર્ષ દૃષ્ટાનો આદર્શ પણ એમને (ઓછામાં ઓછું આ યુગમાં) ઇષ્ટ જણાતો નથી. (સાહિત્ય-પરિષદના સાહિત્ય-વિભાગના અધ્યક્ષ તરીકેના તેમનાં

વ્યાખ્યાનમાં પણ આ વલણ જણાય છે.) શબ્દના આવા સોદાગરોની વણજારો ચાલી જાય છે—એવી મોટી વણજાર છે કે એના રજના જે ગોટા ઊડે છે તેનાથી આકાશના માર્ગો ધૂંધળા થઈ ગયા છે. કેટલાક શબ્દના સોદાગરો બહુ જ થોથાં લખ્યાં કરતા હોય છે, એને ઉપાડવા ગધેડાં રાખવા પડે કે ગાડાં જોડવાં પડે. આવું નિરર્થક વિપુલ સર્જન શું કામનું છે? સાચો સર્જક પોતે ઉપાડી શકે તેવી થોડી ગઠરી લઈને ધણીને દ્વાર ઊપડતો હોય છે. આખરે તો ઈશ્વરના આંગણામાં પ્રવેશવાનું ધ્યેય જ છે. 'ધણીને દુવારે' એ શબ્દ પ્રયોગ કવિએ ભજન–વાણીમાંથી લઈને, અહીં તેને કવિના ધ્યેયના સંદર્ભમાં પ્રયોજ્યો છે. દરેક સાચા સર્જક પાસેની જણશ (ચીજ) જુદી જુદી તાસીરની હોય છે. પરંપરામાં ગોઠવવા માટે એનાં ખોટાં નામ પાડવાની જરૂર નથી. સાચો સર્જક અતરિયો (સુરૈયો) હોય છે. એની પાસે કૂંપીઓમાં અર્ક હોય છે. એની સામગ્રીમાં પોઠ કે કાફલા હોતા નથી. એના પ્રત્યેક શબ્દ–પુંભડાની ફોરમ સમગ્ર પૃથ્વી પર પ્રસરી રહે છે. એના અત્તરમાં જે સુગંધ નિચોવી છે તે કરોડો લોક–હૈયાનાં સંવેદનમાંથી નીપજેલ હોય છે. બીજાનું સંવેદન કલ્પનાથી પોતાના ઊર્મિતંતુની ખરલમાં એ ઘૂંટે છે. જે મૌલિક ન હોવા છતાં મૌલિકતાનો દાવો કરે છે તેમ ઉછીઉધારા અર્ક લઈ એમાં તેલધૂપેલ ચોળીને ફૂડી ચાલાકી કરે છે, તે માત્ર મનોરંજન છે; એ અસલ નથી, પણ નકલી બનાવટ છે. લોકોના વિવિધ વર્ગો કવિ પાસે જુદી જુદી અપેક્ષાઓ રાખશે. કોઈ ચાંદરણાં (મનોરમ સ્વપ્નસૃષ્ટિ) માગશે, કોઈ રૂમઝૂમ રાત (આનંદવિલાસભરી મનોરંજક સામગ્રી) માગશે, કોઈ ભૂખ્યા જનોની વાત (વાસ્તવવાદી જીવનછબી) માગશે, પણ કવિએ તો પોતાના પ્રકૃતિધર્મને, એના હૈયામાં ઊઠતા સૂરને વફાદાર રહેવાનું છે. કવિએ પોતાના 'ઇમાન'ને જાળવવાનું છે. એ ઇમાન તે પોતાની ખુદવફાઈ, આત્મનિષ્ઠા; શેક્સપીઅરે એક પાત્રના ઉદ્ગારોમાં કહ્યું છે તેમ, "And above all, to thine own self be true".

પોતાની જાતની સચ્ચાઈને વફાદાર રહેવાનો સર્જકનો આત્મધર્મ છે. બીજા બધા ધર્મો તે પછીના છે. કવિતાનો શબ્દ ક્યાંથી સર્જાય છે? ચંદ્ર, ચાંદની, સાગર, મેઘ, સમીર-કોણ આ શબ્દ સર્જે છે? કવિનો ઉત્તર છે: આત્માની એરણ પર અનુભવ પછડાય અને એમાંથી શબ્દના તણખા ઝરે, અને એને લીધે રગ રગ કડાકા બોલે, એવું તીવ્ર સંવેદન હોય, ત્યારે ખરી કવિતા સર્જાય છે. કવિને ઐહિક લાભ કશો થવાનો નથી. કદાચ કફનના યે વાંધા પડશે પણ એના શબ્દના દીવડા માર્ગભૂલ્યા માનવીઓને પ્રકાશ આપ્યા કરશે. શબ્દના તણખાથી સૂતી ધરણીના નિઃશ્વાસ સળગશે, ત્યારે શબ્દ લય પામી જશે. એવે વખતે આપોઆપ પ્રકાશ થઈ જશે. (શબ્દ-જ્યોતિનો બ્રહ્મજ્યોતિમાં લય થશે, ત્યારે નીરવમાંથી પ્રકાશ ફેલાશે.) સાચો સર્જક એકલવિહારી હોય છે. હાટડું માંડીને એ બેસતો નથી. એ સાહસિક હોય છે. અણદીઠી ભોમ એને આકર્ષે છે. અતરિયો એકલ-પંથી હોય છે. એની પોતાની કેડી એ પાડતો જાય છે. આ રીતે મેઘાણીએ આ કાવ્યમાં પોતાની વિશિષ્ટ કાવ્યભાવના દર્શાવી છે. આવું કાવ્ય કેટલીક વાર વિચારપ્રધાન બને છે, પણ મેઘાણીએ એને ભાવપ્રધાન બનાવ્યું છે. પ્રતીકો વાપરવાનું કવિનું કૌશલ આ કાવ્યમાં દેખાય છે. અતરિયો, શબ્દનો વેપાર, ચાંદરણાં, માઝમરાત, આતમની એરણ, શબ્દ-તણખા-આ બધા શબ્દપ્રયોગોના સંકેતો ભાવને ઝળો-મળ કરનારા છે. 'શબ્દના સોદાગરને'માં કવિએ કવિનો જે આદર્શ આપ્યો છે, તે એકલપંથી અતરિયાનો, ખુદ વફાઈનો, જનહૈયાંના ભાવને સ્વરૂપે પ્રકટ કરનાર સર્જકનો છે. આ કાવ્યભાવના 'શબ્દના સોદાગરને'માં ઊર્મિકાવ્યના રસપૂર્ણ આકારમાં સચોટ રીતે વ્યક્ત થઈ છે. ભજનના કાવ્યરૂપને યથાર્થ રીતે જાળવીને કવિએ ઇષ્ટ ભાવનાનું આલેખન કર્યું છે. આ કાવ્ય-ભાવનામાં પરમ જ્યોતિના ઉપાસકનો આદર્શ રહેતો નથી, વાણી-સ્વરૂપો ઘડવાનો ધર્મ રહે છે, તે કદાચ ઊણો આદર્શ લાગે, પણ કવિએ મધ્યમ માર્ગનું અનુસરણ

કર્યું જણાય છે. આ કાવ્યભાવના પ્રમાણે મેઘાણીની કાવ્યસંપત્તિ મૂલ્યવાન છે. એમણે જનહૈયાનાં સંવેદનોને કલ્પનાથી પોતાના ઊર્મિતંત્રની ખરલમાં ઘૂંટીને આપ્યાં છે. એ કુશળ કસબી પણ છે.

(૩૯) **મોરપીંછનાં મૂલ :** કવિ અથવા કલાકાર જે સર્જન કરવા પ્રેરાય છે, તેની પાછળ કઇ ઇચ્છા છે? આનો ઉત્તર મેઘાણીએ પોતાની રીતે 'મોરપીંછનાં મૂલ'માં આપવાનો પ્રયત્ન કર્યો છે. કવિએ જે વિચારદર્શન આપ્યું છે તે કલ્પનાચિત્રના સંવિધાન દ્વારા આપ્યું છે. આભને પાદર રાવટી તાણનાર ગેબ ચિતારો સર્જનહાર પોતે જ છે. જાણે ગામડાને પાદર કોઇ 'છૂબિયું' (છબીઓ) પાડનાર ચિતારો આવ્યો હોય અને બધા લોકો છબીઓ પડાવવા ઉત્સુકતાથી ઉપડયા હોય તે રીતે નિરૂપણ કર્યું છે. જેનાં કામણગારાં નેણ છે તેને ચિતારાએ ખાસ નિમંત્રણ આપ્યું છે. કેટલાક એમ માને છે કે પોતાના જેવું કોઇ સુંદર નથી, તેથી એની છબી ચિતારો ચોકકસ ચિતરશે. પણ ગાયક-ભજનિક કવિને પોતાની છબી પડાવવામાં રસ નથી. પોતાના જેવા શામળા કાળમુખાનું ચિત્ર શું દોરવાનું હોય? (કલાકારને પોતાના વ્યકિત તરીકેના ગૌરવમાં રસ નથી.) એ તો પોતાના એકતારાને છોગલે ભરાવવા મજેદાર મોરપીછું ચિતારા પાસે માગે છે. (સર્જનહાર પાસે કલાકારની અપેક્ષા કલાસામગ્રીના સૌંદર્યના ઉત્કર્ષની જ હોય છે.) આ મોરપીછના બદલામાં એ સર્જનહારને શું આપી શકે તેમ છે? મોરપીછના છોગાવાળા એકતારાના ગીત સાથે પોતે પાયે ઘૂઘરું બાંધી નાચશે-એ મૂલ ચૂકવી શકે તેમ છે. કલાકાર કે કવિ પોતાના કલાસર્જનમાં તન્મય રહે, કલાના સર્જન સાથે એનો લય સુમેળ સાધે એટલું જ નહીં, એમાંજ એનો ચિત્તલય પણ થાય, એની સમાધિ કલાનિર્મિતિમાંજ હોય, તે એનું ઇપ્સિત છે. 'ઘૂંઘરું બાંધ મીરાં નાચી રે' એ તન્મયતા, કલાના લયમાં સમાધિ, સર્વ કલાકાર માટે ઇષ્ટ છે. સર્જનહાર પાસે

ધરવા માટે કલાકાર પાસે એની કલા જ હોય છે. (આને મળતો ભાવ શ્રી ઉમાશંકર જોષીના કાવ્ય 'વાંસળી વેચનારો' તેમ જ શ્રી સુન્દરમ્‌ના કાવ્ય 'મહેફિલ'માં વ્યકત થયો છે. ત્રણેય કાવ્ય સ્વતંત્ર છે, અને પરસ્પરથી પ્રભાવિત હોય તેમ માનવાનું કારણ નથી.) 'એકતારો'ના મુખપૃષ્ઠ માટે જે ચિત્ર શ્રી લાભચંદ મેઘાણીએ દોર્યું હતું, તે કવિને આ કાવ્યની સ્ફુરણા આપનાર બન્યું હતું. ચિત્ર જોઇને કવિને આ ભાવ સ્ફુર્યો. ચિત્ર કાવ્યસર્જનનું નિમિત્ત બન્યું. કવિએ જે કલાસર્જનની ભાવના અહીં આલેખી છે તે અનુરૂપ પ્રતીકો દ્વારા વ્યંજિત થઇ છે. એલિયટ કહે છે કે કવિતામાં Objective Correlative (પરલક્ષી સંબંધક)ની પ્રક્રિયા થવી જોઇએ; આ પ્રક્રિયા અહીં થયેલી જણાય છે. કલાસર્જનના સૌંદર્ય માટે 'મોરપીંછ'નું, સર્જનહાર માટે આભને પાદર રાવટી તાણનાર ગેબી ચિતારાનું, કલાસર્જન માટે 'એકતારા'નું વગેરે પ્રતીકો યોજીને કવિએ Objective Correlative (પરલક્ષી સંબંધક)ની પ્રક્રિયા સાધી છે.

(૪૦) **ગરજ કોને?** માનવ અને ઇશ્વરના સંબંધ વિશેનો નવો જ દૃષ્ટિકોણ આ કાવ્યમાં વ્યકત થયો છે. આજ સુધી ભકતો ઇશ્વરની શોધમાં વલવલતા રહ્યા છે. સૂફી-સંતો 'સનમ! સનમ!' કહીને ઇશ્વરની ઝંખનામાં રઝળે છે. પ્રેમભકિતના-ઉપાસકો ઇશ્વરને 'પિયુ પિયુ'ના સાદ કરે છે. કેટલાક સંતો 'મુજ સમ કૌન કુટિલ ખલ કામી' કહીને આત્મનિંદા કરે છે. પણ અહીં કવિ જુદો જ અભિગમ દર્શાવે છે. માનવ ઇશ્વરની શોધમાં શા માટે જાય, ઇશ્વર માનવની શોધમાં રઝળે છે. કવિના દૃષ્ટિએ ઇશ્વર માનવનો સમોવડ મિત્ર છે. ઇશ્વરથી માનવ જરાયે ઊણો નથી. માનવ અને ઇશ્વરે જે સંતાકુકડીની રમત માંડી છે, તેમાં દાવ દેવાનો વારો ઇશ્વરનો છે. આ સંતાકુકડીની રમતમાં માનવ હાથ આવતો નથી.

યુગાન્તરોથી ઇશ્વર દાવ દઇ રહ્યો છે, પણ માનવ ઝલાતો નથી. માનવના મિલન માટેનો ઇશ્વરનો તલસાટ અજાણ્યો નથી. રિસાયેલ માનવ-મિત્રને મનાવવા ઇશ્વર અનેક રીતે મથે છે. પવન બનીને માનવને બારણે ઇશ્વર ચક્કર મારે છે. ઝરમર ઝરમર વરસતા વરસાદના ધીમા મધુર ધ્વનિમાં ઇશ્વર માનવમિલન માટેના તલસાટનાં ગીત ગાઇ રહ્યો છે. વનમાં ખીલેલાં ફૂલથી પ્રકૃતિના સૌંદર્ય દ્વારા ઇશ્વર માનવને મનાવવા પ્રયાસ કરી રહ્યો છે. મત્સ્યાવતારમાં ઇશ્વરે માછલું બનીને માનવની શોધ કરી. દશાવતાર દ્વારા ઇશ્વરનો પ્રયત્ન માનવને પોતાના પૂર્ણત્વમાં તદાકાર કરવા માટેનો છે. પથ્થર, લાકડું, પશુ, પંખી-એ બધાં રૂપો માનવનાં પૂર્વ રૂપો છે. (ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદ મુજબ). તેમાં પણ ઇશ્વર માનવને ઝાલી શક્યો નથી. હવે જો માનવ અવતારમાં એ ઝલાઇ જાય તો થઇ રહ્યું ને! લખચોરાશીના ફેરામાં હવે ઇશ્વર દાવ પૂરો કરે અથવા પોતાનો પરાજય સ્વીકારી લે. ઇશ્વરને માનવનું આ આહ્વાન છે. માનવને ઇશ્વરના સમોવડ મિત્ર તરીકે કવિ સ્થાપે છે. ભજનના ઢાળ, લય, પરિભાષા છે. પણ ભાવ પરંપરાથી ભિન્ન પ્રકારનો છે. ઇશ્વરે આદરેલી માનવની શોધને કલ્પનાશક્તિથી ચિત્રાત્મક બનાવી છે. ભાવની નવીનતા છે તેમ કલ્પનાની રમણીયતા છે. રમતિયાળ શૈલીમાં વિનોદની મીઠી લહરીઓ સાથે કાવ્યમાં ભાવનો ઉપચય થતો જાય છે. 'ચોરાશી વૈષ્ણવની વારતાઓ'માં શ્રીનાથજી પ્રભુ અને ગોવિંદસ્વામીની વાર્તામાં ઇશ્વર પાસે દાવ લેતા સખાભાવના ઉપાસક ગોવિંદ સ્વામીની વાત છે. પણ કવિને એનો ખ્યાલ પાછળથી આપવામાં આવ્યો હતો. કાવ્ય રચાયાં પહેલાં કવિએ આ વાર્તા વાંચી નહોતી. (રીલ્કેએ પણ એક કાવ્યમાં 'What will thou do, God, when I die'માં ઇશ્વરની નવી કલ્પના આપી છે. મેઘાણીની કલ્પના સ્વતંત્રરૂપની અને જુદી જ છે.) ઇશ્વર વિશેના નવા જ કલ્પનને કવિએ અહીં અનુરૂપ શૈલીમાં તેમ ભાવને સ્પર્શક્ષમ

બનાવીને સાકાર કરેલ છે, તે કવિની કલાનો વિજય છે. આ ભાવ મેઘાણી નામની વ્યક્તિનો ખરેખર હતો કે નહીં એ પ્રશ્નનો ઉત્તર ભલે મેઘાણીએ નકારમાં આપ્યો હોય, કાલ્પનિક અનુભૂતિ પણ ઓછા મહત્ત્વની નથી, કદાચ કળાના ક્ષેત્રમાં તે જ સવિશેષ મહત્ત્વની છે.

**(૪૧) એક ડાંગે એક ડચકારે :** ભજનના રૂપમાં આ કટાક્ષકાવ્ય છે. આજનું રાજ્યતંત્ર કે સમાજતંત્ર માનવોને ઘેટાં માનીને વ્યવહાર કરે છે, તે કવિને દર્શાવવાનું છે. વિનોદી સૂરમાં કવિ ભાવ વ્યક્ત કરે છે. ('સાંબેલાના સૂર'ના કટાક્ષકારનું આ સર્જન છે.) માનવ અને ઘેટાં વચ્ચે ઈશ્વરે ભૂલથી ભેદ સર્જ્યો હતો. આ ભૂલ આજના રાજ્યતંત્રે સુધારી લીધી છે. હવે આ ભેદરેખા રહેવા દીધી નથી. એક જ ડાંગે બંનેને સીધાદોર કર્યાં છે અને એક ડચકારે બંનેને એક જ હરોળમાં દોર્યાં છે. 'શિસ્ત'ની લાકડીથી આ સમાનતા સ્થાપવામાં આવી છે. માનવ અને ઘેટાં વચ્ચે ભેદ એટલો રહ્યો છે કે કતલ થયાં પહેલાં ઘેટાં બેં બેં અવાજ કરે છે પણ માનવે તો ઘેટાપણું ઘેટાથી યે વધુ સિદ્ધ કર્યું છે, એટલે એ બિચારો મરતાં મરતાં પણ ચિત્કાર કરતો નથી. આ જગત પર માનવ ને ઘેટાં એ બે પ્રાણી–પ્રકારો થઈ ગયાં, એની ખબર ભવિષ્યના ઇતિહાસકારને કેમ પડશે ? સમર્થ ઇતિહાસ–સંશોધક એક નિશાની શોધી શકશે. માનવની ખાંભીઓ રહી છે, ઘેટાંની રહી નથી. આટલો ભેદ ઇતિહાસને સાંપડશે. માનવના વ્યક્તિત્વનો નિઃશેષ હ્રાસ કરવા તરફ આજનું રાજ્યતંત્ર આગેકૂચ કરી રહ્યું છે, તેનું આ પરિણામ આવશે તેવી કવિની આગમવાણી છે. 'Animal farm' ('પશુરાજ્ય') નામની નવલકથામાં ઓરવેલે આ જ પ્રકારે કટાક્ષધારા વહાવી છે.

**(૪૨) ભય નથી :** ટાગોરના કાવ્યનો અનુવાદ છે. વિશુદ્ધ પ્રણયની શક્તિ કવિએ મસ્તીભર્યા રંગથી દર્શાવી છે. 'તું છે અને

હું છું-પછી કૈં ભય નથી'-આ પ્રેમનો ખરો રંગ છે. પ્રેમીઓની આંખોમાં સકળ સંસાર સમાયો છે અને એકબીજાની આંખમાં પ્રેમી-પ્રેમિકાની છબી કોતરાઈ ગઈ છે. દૈવનું રમકડું, પ્રારબ્ધ વગેરે કશું વળગણ જોઈતું નથી, બ્રહ્માંડમાં વિચરવા માટે પ્રેમની આ મસ્તી જ બસ છે.

**(૪૩) વીંજણો :** લોકગીતનું સૌંદર્ય મેઘાણી પોતાની રચનામાં સ્વાભાવિકતાથી સિદ્ધ કરી શક્યા છે. આકાશનો વીંજણો, ધરતીનો વીંજણો, સરવર પાળે, વાડીમાં, પિંજરે અને ઘરના ગોખમાં-વીંજણો કોણ વાય છે, તેનાં સુંદર કલ્પનો છે. વીંજણાની ભાતો પણ સરસ અને અન્વર્થક ઉપસાવી છે. તારલિયાળી, માછલિયાળી, મંજરિયાળી, ચાંદલિયાળી, પીંછલિયાળી અને રામસીતાજીની ભાત્ય. જ્યાં પ્રેમની વાત આવે છે ત્યાં લોકકવિ 'રામસીતાની ભાત' ઉપસાવે છે. લય, કલ્પના, ભાવ-લોકગીતની સૃષ્ટિનાં અહીં આબેહૂબ ઊતર્યાં છે.

**(૪૪) શિવાજીનું હાલરડું :** કવિને સામાન્ય હાલરડું ગાવું નથી, શિવાજીનું હાલરડું ગાવું છે. હાલરડામાં વાત્સલ્ય ભાવનું સિંચન હોય તેની સાથે કવિએ વીરરસની ગૂંથણી કરી છે. પારણામાં પોઢેલ શિશુએ આવતી કાલના રણસંગ્રામો માટે સજ્જ થવાનું છે. આજે હાથમાં ઘૂઘરા છે, આવતી કાલે યુદ્ધસંગ્રામમાં ભવાની તલવાર ધારણ કરવાની છે. પ્રત્યેક કડીમાં પૂર્વાર્ધમાં શૈશવનો ભાવ અને વાત્સલ્ય વહાવી, તેના વિરોધમાં ઉત્તરાર્ધમાં સમરાંગણમાં ખેલાતાં યુદ્ધના ઉદ્‌ઘોષ છે. આ રીતે વાત્સલ્ય અને શૌર્યની ભાત સુંદર રીતે ગૂંથાતી જાય છે. ભાષા અને નિરૂપણ ચિત્રાત્મક છે. 'બાળુડાને માત હીંચોળે' એ પંક્તિમાં વાત્સલ્યનો મૃદુલ સૂર આવે કે તરત જ 'ધણણણ ડુંગરા બોલે'ના શૌર્યભાવની સાથે સંવાદી એવા બલિષ્ઠ

નાનકડી છોકરીથી ભાગ્યો' એ અંતિમ પંક્તિઓમાં કોઈને પ્રાકૃતતા લાગે તેવો સંભવ છે. પણ જે લોકગીતની સૃષ્ટિનું આ કાવ્ય છે તેના વાતાવરણ સાથે એ ભાવ સંવાદી છે. વળી ચારણ-કન્યાને બિરદાવવા માટેની આ એક રીત છે, ભાગતા સિંહને તુચ્છકારીને કવિ બિરદાવવા માંગે છે ચારણ-કન્યાને. તેથી કાવ્યના અંતમાં ઉદાત્તમાંથી અનુદાત્તમાં સરી પડાય છે, તેમ માનવાને કારણ નથી. જે ભાવસૃષ્ટિનું આ કાવ્ય છે, તેમાં ભડવીર એક છોકરીથી ડરીને ભાગે તે મોટું મહેણું ગણાય છે. તેથી આ પ્રકારના સમાપનમાં અનૌચિત્ય નથી. ગોહર-ગહ્વર, ગુફા. ગોબો-છેડા ઉપર ગાંઠવાળી લાકડી.

(૪૬) **તલવારનો વારસદાર :** મેઘાણીની કવિપ્રતિભા કેટલીક વાર બાલકાવ્યોમાં ખીલી ઊઠે છે. 'તલવારનો વારસદાર'માં પણ તેની પ્રતીતિ થાય છે. બાલમાનસમાં શૌર્યના સંસ્કાર કઈ રીતે સિંચી શકાય તેની કળાના કવિ જ્ઞાતા છે. 'બાપુજી કેરી ભીંતે ઝૂલે રે' અને 'વીરાજી કેરી ભેટે ઝૂલે રે' એમ કવિ બાળકનું લક્ષ પહેલાં તલવાર પર કેન્દ્રિત કરે છે. કાવ્ય બહેનના ઉદ્‌ગારો રૂપે છે. શૌર્યના આદર્શ રૂપે નાનેરા ભાઈ છે. મોટા ભાઈની કાયરતાના વિરોધમાં નાના ભાઈના શૌર્યને બિરદાવવામાં આવ્યું છે. વિરોધથી ભાવ વધારે ઉપસી આવે છે. 'મોટો સંતાય સુણી શત્રુના રીડિયા, નાનેરો દે છે પડકાર'-એમ એક પછી એક ચિત્રો સજીવ રૂપનાં આપીને, કવિની વાણી વેગપૂર્વક આગળ ધપતી જાય છે. બાળકને સમજાય અને બાળકના ચિત્ત પર છાપ પડે તેવી ચિત્રાત્મક, મૂર્ત અને ભાવવાહી વાણી છે.

સુરો સાથ પૂરાવે છે. શૈશવમાં બાળ-માનસમાં ક્ષાત્ર ભાવ કેવી રીતે સિંચાય છે, તેનું પણ અહીં સુંદર ચિત્રણ છે. રાષ્ટ્રીય ભાવનાથી સભર હાલરડું છે. એક સ્કોટિશ કવિએ કહ્યું હતું કે 'મને મારા દેશનાં લોકગીતો ફક્ત રચવા દો, પછી મને પરવા નથી કે કોણ દેશના કાયદા ઘડે છે.' મેઘાણી પણ આ તાસીરના કવિ છે. આવા કવિએ હાલરડાં, બાળકાવ્યો, શૌર્યગીતો અને લોક-ગીતોથી જે ભાવસિંચન કર્યું હોય તેમાંથી નવી પ્રજાના સંસ્કાર જ એવા થાય કે કાયદાનું કે કાયદાના કરનારનું કશું મહત્ત્વ ન રહે. ધ્રપીને-ધરપીને, ધરપતથી, તૃપ્તિથી. ધૂંવાધાર તોપ-ગોટેગોટા ધૂમાડા ઉડાડની પ્રચંડ તોપ. વીશ ભુજાળી-વીશ ભુજાવાળી દેવી, શક્તિ. હિંદવાણું-હિંદુસ્તાન, ભારત (ચારણી ભાષામાં આવા શબ્દપ્રયોગો થાય છે.)

**(૪૫) ચારણ-કન્યા :** ગીરના નેસમાં ચૌદ વર્ષની એક ચારણ-કન્યાએ વિકરાળ સિંહને લાકડીથી ભગાડ્યો હતો, એ સત્ય ઘટનાને આધારે શ્રી મેઘાણીએ આ કાવ્યની રચના કરી છે. સિંહની ગર્જનાથી ભયાનક બનતું વાતાવરણ, ત્રાડથી કંપતા પહાડોના પથ્થર, 'ગીરના કુત્તા ઊભો રે'જે' કહીને સિંહને ભગાડતી ચૌદ વર્ષની ચૂંદડિયાળી ચારણ-કન્યા-આ બધાનું જે વેગીલી ગતિમાં ભાવવાહી વર્ણન કવિએ કર્યું છે તે ચોટદાર છે. કાવ્યમાં બાળભોગ્યતાના ઘણા સબળ અંશો છે. એકના એક શબ્દો કે શબ્દગુચ્છનું દ્વિરુક્ત કથન, નાનાં વાક્યોના ટુકડાઓમાં ગતિશીલતાથી વહેતો ભાવપ્રવાહ, 'ઝાડ ચડંતી ચારણ કન્યા, પહાડ ઘૂમંતી ચારણ કન્યા' જેવા નાનાં નાનાં ચિત્રોથી બંધાતું પાત્ર-રૂપ, ચારણી ઢબના છંદોલયનો ભાવવાહી ઉપયોગ-આ બધાં તત્ત્વોથી કવિએ એક નવું કાવ્યરૂપ ઉપજાવ્યું છે. ચારણ-કન્યાની નિર્ભીકતા અને શૌર્ય સુંદર રીતે અંકિત થયાં છે. ભડવીર જેવો સિંહ ભાગે છે અને પાછળ ચારણ-કન્યા દોડી રહી છે; સમાપન-દૃશ્ય પરાકાષ્ટા રૂપ છે. 'નર થઈ તું નારીથી ભાગ્યો,

નાનકડી છોકરીથી ભાગ્યો' એ અંતિમ પંક્તિઓમાં કોઈને પ્રાકૃતતા લાગે તેવો સંભવ છે. પણ જે લોકગીતની સૃષ્ટિનું આ કાવ્ય છે તેના વાતાવરણ સાથે એ ભાવ સંવાદી છે. વળી ચારણ-કન્યાને બિરદાવવા માટેની આ એક રીત છે, ભાગતા સિંહને તુચ્છકારીને કવિ બિરદાવવા માંગે છે ચારણ-કન્યાને. તેથી કાવ્યના અંતમાં ઉદાત્તમાંથી અનુદાત્તમાં સરી પડાય છે, તેમ માનવાને કારણ નથી. જે ભાવસૃષ્ટિનું આ કાવ્ય છે, તેમાં ભડવીર એક છોકરીથી ડરીને ભાગે તે મોટું મહેણું ગણાય છે. તેથી આ પ્રકારના સમાપનમાં અનૌચિત્ય નથી. ગોહર-ગહ્વર, ગુફા. ગોબો-છેડા ઉપર ગાંઠવાળી લાકડી.

(૪૬) **તલવારનો વારસદાર**: મેઘાણીની કવિપ્રતિભા કેટલીક વાર બાલકાવ્યોમાં ખીલી ઊઠે છે. 'તલવારનો વારસદાર'માં પણ તેની પ્રતીતિ થાય છે. બાલમાનસમાં શૌર્યના સંસ્કાર કઈ રીતે સિંચી શકાય તેની કળાના કવિ જ્ઞાતા છે. 'બાપુજી કેરી ભીંતે ઝૂલે રે' અને 'વીરાજી કેરી કેડે ઝૂલે રે' એમ કવિ બાળકનું લક્ષ પહેલાં તલવાર પર કેન્દ્રિત કરે છે. કાવ્ય બહેનના ઉદ્ગારો રૂપે છે. શૌર્યના આદર્શ રૂપે નાનો ભાઈ છે. મોટા ભાઈની કાયરતાના વિરોધમાં નાના ભાઈના શૌર્યને બિરદાવવામાં આવ્યું છે. વિરોધથી ભાવ વધારે ઉપસી આવે છે. 'મોટો સંતાય સૂણી શત્રુના રીડિયા, નાનેરો દે છે પડકાર'-એમ એક પછી એક ચિત્રો સજીવ રૂપનાં આપીને, કવિની વાણી વેગપૂર્વક આગળ ધપતી જાય છે. બાળકને સમજાય અને બાળકના ચિત્ત પર છાપ પડે તેવી ચિત્રાત્મક, મૂર્ત અને ભાવવાહી વાણી છે.

(૪૭) **ઊભાં રો ! રંગ વાદળી !** : 'ઊભા રો ! રંગ રસિયા' એ જૂના લોકગીતનો ઢાળ લઈને કવિએ આ રચના કરી

છે. મૂળની પહેલી પંક્તિ કવિને બહુ ગમી ગઇ છે, તેથી તેમાં ફેરફાર કરીને પણ કાવ્યનો આરંભ એનાથી જ કર્યો છે, 'ઊભાં રો' એ કરુણ મધુર સાદ અહીં 'રંગવાદળી' માટે છે. અહીં કવિએ મોર અને વાદળીનું સ્નેહી યુગલ કલ્પ્યું છે. 'ટાંપી ટાંપીને મોર ટૌકી'આ રે' વગેરે પંક્તિઓમાં મોરલાનું ક્રન્દન, ઉત્કટ ઝંખના વગેરે ભાવવાહી રૂપે આલેખાયાં છે. બાળમાનસને રુચે એવી સાદી, સરલ અને ચિત્રાત્મક રજૂઆત છે. લીલા મોર, કાળી વાદળી-એમ રંગ પર કવિ ખાસ લક્ષ આપે છે, કારણ કે બાળકમાં રંગનું આકર્ષણ વિશેપ હોય છે. વાદળીની આકૃતિ ઉપસાવતાં કવિએ કૌટુમ્બિક ભાવ પણ વણી લીધા છે. (સુન્દરમ્‌નાં બાળકાવ્ય 'રંગ રંગ વાદળિયાં' સાથે આની તુલના કરી શકાય. મેઘાણીનું કાવ્ય રચાયા બાદ સુન્દરમ્‌નું કાવ્ય રચાયું છે. ભાવની દૃષ્ટિએ બંને કાવ્યો જુદાં પડે છે; બંને બાલકાવ્યની રચનાના સારા નમૂના છે.)

(૪૮) **હું દરિયાની માછલી** : પ્રથમ પંક્તિ લોકગીતની છે અને તેના પરથી કવિએ લોકગીતની લઢણમાં જ રચના કરી છે. દરિયામાંથી દૂર ફેંકાઇ ગયેલી માછલીનું સંવેદન કવિએ બાળકો સમજી શકે તેવી સરલ અને વેધક વાણીમાં વ્યકત કર્યું છે. એક માછલીના સ્થળાંતરથી જાણે પ્રકૃતિની સમગ્ર સમતુલા વિક્ષિપ્ત થઇ છે. પોતાના પ્રિય સ્થળ કે ક્ષેત્રથી દૂર ફેંકાઇ ગયેલા માનવની વેદના પણ વ્યંજનાથી સૂચિત ગણાય.

(૪૯) **દરિયો** : કવિએ અહીં જે ભાવ વ્યકત કર્યા છે તે ભાઇ પર વહાલ ધરાવતી બહેનના પાત્ર દ્વારા આલેખવામાં આવ્યા છે. પારણે ઝૂલતા ભાઇ અને મઝમ રાતનો ડોલતો દરિયો-એ બંને વચ્ચેનાં સાદૃશ્યો ચિત્રાત્મકતાથી રજૂ થયાં છે. દરિયામાં છોળો ઊછળે છે, માતાનો ખોળો ભાઇ ખૂંદે છે. દરિયાની ગર્જના, માતાનાં હાલ-

રડાં, દરિયાનાં ડોલરફૂલ જેવાં શ્વેત ફીણ, વીરાના મુખનો મલકાટ-વગેરે સાદૃશ્યો કલ્પનાની ચારુતા દર્શાવે છે. વહાલસોઇ બહેન દરિયો જુએ છે તો ત્યાં પણ એને પારણે ઝૂલતા ભાઇ સાથેનું સામ્ય નજરે પડે છે.

**(૫૦) સૂરજ ! ધીમા તપો ! :** કન્યાના કોમળ ભાવ એવા જ સુકોમળ લયમાં અહીં વ્યક્ત થયા છે. મેંદીનો રંગ, કંકુનો ચાંદલો, લાખેણી વેણી, કાજળ વગેરે અંગેનાં શબ્દ-ઢગલીઓ ગોઠવી, શણગાર સામગ્રી સાથે કન્યાનું ચિત્ર પણ આપ્યું છે. સૂર્યના પ્રખર તાપમાં (સંસારના ઉગ્ર પ્રસંગોનું સૂચન ખરું ?) સુંવાળી પાની બળી જાય છે, એમ કહેવા ઉપરાંત કન્યાહૃદયના ભાવ પણ સૂચવાયા છે : 'મારા પંથ કેમે નો પૂરા થાય રે', 'જેને શોધું તે દૂર સરી જાય રે'. ભાષા સરલ છે, કાવ્ય બાલભોગ્ય છે, પણ આ છેલ્લી બે પંક્તિઓ ભલે બાલપણ વીતાવ્યા પછી બરાબર સમજાય.

**(૫૧) રાત પડતી હતી :** બાળકાવ્યને અનુરૂપ ઢાળ કવિએ પ્રયોજ્યો છે. રાત પડતી હતી, તેની સરખામણી કવિએ વીરના વિજોગમાં રડતી બહેન સાથે કરી છે; પ્રકૃતિનું કરુણાભીનું દર્શન કવિએ આપ્યું છે. પ્રગટતા પ્હોમાં કવિ પ્રભુની ઊઘડતી આંખ જુએ છે. આ પ્રકૃતિદૃશ્યો સાથે જુદા જુદા માનવભાવ સંયોજિત કર્યા છે. સરી જતી સાંજ સાથે "બાપુને નેહે બા નીતરતી'તી" એમ કહીને કવિ કાવ્યમાં દાંપત્યસ્નેહ સાથે બાળકની કડી જોડી દે છે. બાળ-કાવ્યની ભાષા બાળક સમજી શકે તેમ છે, તેમ ભાવ બાલહૃદયના છે, છતાં તેનો પૂરો મર્મ બાળકને બદલે બાળકના માતા-પિતાને સમજાય.

**(૫૨) સાગર રાણો :** કોડભર્યો સાગર રાણો રીસભરી ધરણીને મનાવવા ભાતભાતના પ્રયત્ન કરી રહ્યો છે, તે ભાવ કવિએ સાગરનાં

મોજાંઓ એક પછી એક ઉછળતાં આવે તેવા લયમાં વ્યક્ત કર્યો છે. તરંગલીલા મનોરમ છે. સવારમાં સોનલ ફૂલ, સંધ્યાનાં ગુલાબ, રજનીમાં ડોલર—આમ જુદાં જુદાં ફૂલ સાગર રાણો ધરતી માટે ગૂંથી રહ્યો છે. પણ ધરતી એમ શેની મનાય ? એટલે તો દરિયો વિલાપ કરે છે. ધરતીનાં ચરણ ચૂમે છે. ફૂલડાં ગૂંથીને ધરતીને હૈયે પેરાવે છે. કવિએ પણ કુશળતાથી તરંગનાં ફૂલોને કાવ્યમાં ગૂંથ્યાં છે. ભાષા અને તરંગ બાલમાનસને અનુરૂપ, પણ કાવ્યનો મર્મ બાળકને બદલે એનાં માબાપને સમજવાનો રહેશે. 'યુગયુગના અણભંગ અબોલા' સમજવાનું બાળકને માટે મુશ્કેલ બને.

(૫૩) **નાના થૈને રે ! :** નાના થવામાં અને નાના રહેવામાં કેવી લહેર છે, એનું આ કાવ્ય મેઘાણીનું એક ઉત્તમ બાલકાવ્ય છે. બાલમાનસ અને એની તરંગલીલાનું મજેદાર પ્રતિબિંબ આમાં ઝીલાયું છે. કવિમાં યોગીની જેમ ગરિમા અને અણિમા બંને સિદ્ધિઓ હોય છે. 'વિરાટ દર્શન'માં જેમ ગરિમા સિદ્ધિ છે, તેમ 'નાના થૈને રે'માં અણિમા સિદ્ધિ છે. કવિ ધારે છે ત્યારે બાળકના જેવું નાનું રૂપ ધરી શકે છે. ક્યાંય મોટપણનો સહેજ પણ અણસાર આવતો નથી, બાળકની દૃષ્ટિએ બાલજીવનનો ઉલ્લાસ વર્ણવ્યો છે. બાળક પિતાને કહે છે કે તમે મારા જેવા નાના થઈ જાવ. નાના થવાની રીત પણ પિતાને એ શીખવે છે. સૂરજ ભૈની નાની છોડી પાસે ગાલ રંગાવવાની કલ્પના મનોહર છે. બાલકોની જીવન-ચેષ્ટાઓમાં રહેલો ભરપૂર આનંદ રમતિયાળ શૈલીમાં કવિએ વર્ણવ્યો છે, રમત-ગમત અને રઝળપાટનો બાલ-આનંદ; બાલ-જીવનની નિર્દોષતા; તોફાન-મસ્તીભરી બોજ વિનાની જિંદગી; બાને ખબર ન પડે તેમ નાસી જવાની યુક્તિઓ; બા સાથે રિસાવાની મઝા અને બાના હાથના ધબ્બા ખાવાની મઝા—વાત્સલ્યભાવના દોરે ગૂંથાયેલું કુટુંબજીવન; માતા, પિતા અને બાળકના ભાવથી મધુર બનતો મંગલ

ત્રિકોણ—આ બધા અંશોથી કાવ્ય હળવું ફૂલ, મધુર અને આનંદ-સભર બન્યું છે. મેઘાણીમાં રહેલો શિશુ અહીં બાલગોવિંદનો લીલા-ભાવ દર્શાવી રહ્યો છે. મઝેદાર તરંગમાંથી બાલભાવની સૃષ્ટિ આકાર લેતી જાય છે. કાવ્યનો લય પણ એવો જ રમતિયાળ અને નાચતો કૂદતો છે. બાલભાવ અને બાલમાનસના વળાંકો એમાં મસ્તીથી ઝીલાયા છે. કાવ્ય સર્વાંશે મૌલિક છે.

(૫૪) **હાલો ગલૂડાં રમાડવા જી રે** : ગામડાની શેરીનું એક દૃશ્ય છે. શેરીનાં બાળકો આજે લહેરમાં છે, શેરીની કાળવી કૂતરીને આવેલાં ગલૂડાં જોઈને એમનો આનંદ ઉભરાય છે. ગ્રામ-બાળકોનો આ આનંદ 'હાલો ગલૂડાં રમાડવા જી રે'માં ઝીલાયો છે. બાળકોને ગલૂડાં કેવાં લાગે છે? 'વેલે ચોંટયા જેમ તૂરિયા રે'. ઉપમા વાસ્તવ-નિષ્ઠ છે, ગામડાના વાતાવરણ સાથે સંવાદી છે. જોગણનાં જાણે લટૂરિયાં (ટૂંકી ટૂંકી લટો) હોય, મીઠાં ગાલ-મસૂરિયાં (ઓશીકાં) હોય એવાં બાલમાનસને સૂઝે એવાં સાદૃશ્યો દર્શાવ્યાં છે. ગૃહની કુટુંબ-ભાવના શેરી સુધી પહોંચાડવામાં આવી છે. બાળકની દૃષ્ટિએ કાળવીને ગલૂડાં આવે તે મહત્ત્વની ઘટના છે. ગલૂડાંને રમાડવાનો બાળકનો આનંદ કાવ્યમાં ઉભરાય છે. શિશુની દૃષ્ટિએ માનવ-પશુના ભેદ રહેતા નથી. કૂતરીને માટે શેરો પણ બાળકો જ કરી આવ્યા છે. (ગામડામાં આ કાર્ય બાળકોના અધિકાર-ક્ષેત્રમાં આવે છે) ગામ-ડાનાં કલ્લોલતાં બાળકોનો આનંદ નૃત્યનું રૂપ લેતો હોય તેવો નાચતો કૂદતો કાવ્યનો લય છે. મેઘાણીમાં રહેલો ગ્રામશિશુ અહીં પૂરબહારમાં એના નિજી સ્વાંગમાં ઝળકયો છે. ઝોક—ગાય કે ઘેટાં—બકરાં રાખવામાં આવે તે વાડો કે જગ્યા. વાસુ રે'શે—ખેતર કે વાડીમાં ચોકી કરવા રાત્રે રહેશે.

(૫૫) **વેણીનાં ફૂલ** : મેઘાણીનું આ લોકપ્રિય બાલકાવ્ય છે. લોકગીતની લઢણમાં એની રચના થઈ છે. વેણીનાં ફૂલની ભાત

**મહેકયો કસુંબીનો રંગ**

ઊપસતી જાય છે તેમ ભાઇ અને બહેનનાં હેતનો ભાવ-દોર પણ ગૂંથાતો જાય છે. ગામડાના ભાઇ પાસે મોગરો-ડોલર-ચમેલીનાં ઉદ્યાન-પુષ્પો નથી; એ તો ગામડામાં મળતાં જંગલી ફૂલો-ગુલેનાર, કેવડાં, કરેણ, કેસૂડાં લઇ આવે છે. મોરલીવાળાને માથે પણ જંગલી ફૂલો જ હતાં. 'શિવ ભોળા, ભોળાં પારવતી, એને ભાવતાં દિવસરાત' જેવી પંકિત લોકગીતોનાં સૃષ્ટિ સાથે અનુસંધાન સાધે છે. ભાઇ-ભાભી ભેગા બેસીને બહેનનો ચૂન્ન (ચોટલો) ગૂંથી આપશે. ગ્રામજીવનના વાતાવરણમાં ખીલતા મધુર કૌટુમ્બિક ભાવની સુગંધ પણ વેણીનાં ફૂલની સુગંધમાં ભળી જાય છે.

**(૫૬) પારેવાં હયો :** પહેલી બે પંકિત લોકગીતમાંથી લઇને કવિએ આ બાલ-કાવ્યની રચના કરી છે. બાલસૃષ્ટિના જે મનભાવન અંશો છે તે એક પછી એક મેઘાણીએ તેમનાં કાવ્યોમાં ચિત્રિત કર્યાં છે. પારેવાં પણ બાળકની સૃષ્ટિનો એક મનોરમ અંશ છે. પારેવાંના જીવનમાંથી બાળકની દૃષ્ટિએ જે રોચક ગણાય તે કાવ્યમાં વર્ણવાયું છે. 'ઘૂઘમાં ગૂંથે ફૂલ', 'રોજ પારેવાં સંગ', 'હાથેળીએ ચણ ખાય'-બાળકનો ભાવ-સંબંધ પક્ષીઓ સાથે જોડી આપે છે. પારેવાં જેવાં તેવાં નથી-અસળ (સળેલું ન હોય તેવું જ) અનાજ તે આરોગે છે. કવિ પક્ષીને બાલસૃષ્ટિમાં લાવીને એને કુટુંબજીવન સાથે ઓતપ્રોત બનાવી દે છે. બેની બાએ આ પારેવાંને બોલાવ્યાં છે. બાળકને કલ્પના આવે છે કે આ પારેવાંને ઝીણી ઝીણી ઝાંઝરી પહેરાવીએ તો કેવું સારુ! (બાળકની એ તરંગલીલા છે.) એ ઝીણી ઝાંઝર બાંધશે કોણ? બાળકને તરતજ ભાભી યાદ આવે છે. ઝીણી ઝાંઝરી બાંધવાનું સુકોમળ કામ ભાભી જેવું કોઇ ન કરી શકે. આમ પક્ષી-જીવનની સૃષ્ટિને બાલસૃષ્ટિમાં ભેળવી, કુટુમ્બ-ભાવ સાથે ઓતપ્રોત થાય છે ત્યારે કવિને તૃપ્તિ થાય છે. નાના બાળકનો ચેતોવિસ્તાર આ રીતે થતો જાય છે. નાનાં નાનાં ચિત્રો આપીને કવિએ આસ્વાદ્ય

અંશોથી કાવ્યને મધુર બનાવ્યું છે. લોકગીતની રચનાનો કસબ કવિને બાલગીતમાં પણ ખપ લાગ્યો છે.

**(૫૭) નીંદરભરી :** કાવ્યમાં બાળકની તરંગલીલાના ચમત્કારો છે. ભાઈબહેનના નિર્મળ પ્રેમની રમણીયતા છે. બેનીબાની આંખ નીંદરભરી, ગુલાલભરી; એ નિદ્રાનો કલ્પના-પ્રવાસ; અંકાશી હીંચકાની હોડી, હલેસાં મારતો વીર; 'નાવણ કરાવે ચાર દરિયાપરી'; છીપોની બેલડીને જોડયા જળઘોડલાં : આ રીતે સાત સિંધુને તીર સફર કરીને સૂર્યોદયે બહેન પાછાં ઘેર આવી ગયાં. બાલસૃષ્ટિની 'ફેન્ટેસી'ને અનુરૂપ સ્વપ્નલીલાનું ચિત્રણ છે.

**(૫૮) દાદાજીના દેશમાં :** લોકગીતોની સૃષ્ટિમાં સતત ઘૂમનાર મેઘાણીએ લોકગીત જેવો જ નવો ઢાળ ઉપજાવી કાઢયો છે. દાદાજીના દેશની કલ્પના-યાત્રા માટે કવિએ આ નવા ઢાળનું સર્જન કર્યું છે. બાલ-માનસના મધુર તરંગો છે: સાત દરિયા વીંધતું વહાણ, નાગકન્યાના મહેલ, ત્રીસ કોટિ તારાનો સાથ, ખીસામાં ચાર ચંદ્ર-સૂરજ, પંખાળા ઘોડા અને પરીઓ-બાલકોની કલ્પનાસૃષ્ટિમાં જે સતત ચમકે છે તે અહીં ચિત્રિત થયું છે. કાવ્ય આગળ ધપતું જાય છે તેમ કલ્પના-તરંગનાં વિવિધ મોજાંઓ ઊછળતાં જાય છે અને લય પણ એને અનુરૂપ મસ્તીભર્યો છે. બાળકોને વિહાર કરવો ગમે એવી કલ્પના-સૃષ્ટિ છે. આવી કલ્પનાઓ માણવાની બાલમાનસની આગવી શકિત હોય છે.

**(૫૯) નવાં કલેવર ધરો ! :** 'કસુંબીનો રંગ'થી શરૂ થયેલી મેઘાણીની કવિતા 'નવાં કલેવર ધરો !'થી સમાપન પામે છે. અલબત્ત, 'કસુંબીનો રંગ' એમનું રચનાક્રમે પહેલું કાવ્ય નથી કે 'નવાં કલેવર ધરો !' રચનાક્રમે છેલ્લું કાવ્ય નથી. વસ્તુતઃ 'નવાં કલેવર ધરો !'નો સૂર છે તે પણ 'ભક્તોના તંબુરથી ટપકેલો મસ્તીભર

આપ્યો કસુંબીનો રંગ' જ છે. કવિની દૃષ્ટિએ ભજનની વાણી પણ કસુંબલ રંગ જ છે. પરંપરા પ્રમાણેના ભજનના સ્વરૂપ પર મેઘાણીનું પ્રભુત્વ ઘણું છે. મીરાંનું કાવ્ય 'મારો હંસલો નાનો ને દેવળ જૂનું રે થયું" અહીં યાદ આવશે. પણ મીરાંના કાવ્યમાં દેવળ જૂનું થયા પર ભાર છે. ત્યારે અહીં નવાં કલેવર ધરવાના પ્રસ્થાન પર ભાર છે. હંસલો એ આત્માનું પ્રતીક ભજનવાણીમાં પહેલેથી ગણાતું આવ્યું છે. ભજનોમાં સંબોધનો કેટલીક વાર આત્માને, મનને, પોતાની જાતને જ હોય છે. અહીં આત્મા નવું પ્રયાણ આદરે છે. (જોગાનુજોગ, આ કાવ્ય મેઘાણીએ પોતાના તંત્રી-પદે શરૂ થયેલા નવા રૂપરંગના 'ફૂલછાબ'ના પ્રથમ અંકમાં મૂક્યું હતું, અને સૌરાષ્ટ્રના પત્રકારિત્વનું સુકાન એમણે સંભાળ્યું તે દિવસે જાણે જીવન-કર્તવ્યની દિશામાં નવું પ્રયાણ આદર્યું હતું.) આત્માએ નવું પ્રયાણ કરતાં પહેલાં જૂની કંથા છોડી દેવી પડશે. જૂની કંથા કર્મોની મલિનતાને કારણે દુર્ગંધ મારે છે. હવે નવી સાફ ચાદર જોઈશે. નવા પ્રયાણમાં-નવા અવતારમાં નવાં વસ્ત્રો, નવો દેહ-જે કર્મથી દૂષિત ન હોય-ધારણ કરો. (કબીરની વાણીમાં કહ્યું છે કે જેવી હતી તેવી જ નિષ્કલંક ચદરિયાં પાછી ઈશ્વરને સોંપી દીધી; એવું તો કબીર જેવા જ કહી શકે). આત્મારૂપી હંસે જેને મોતીનો ચારો માન્યો હતો તે તો ગગડ઼પનાં ફળો હતાં. હવે પ્રતિજ્ઞા કરો કે કણને બદલે કાંકરા મળે તો ભલે, પણ કપટનો આશ્રય ન લેવો. હંસ પોતાના ગજાઉપરવટ આકાશને આંબવા ગયો. તેમાં પૃથ્વીથી ય નીચે પટકાયો. ભલે આકાશના સીમાડા પર ઘૂમી આવો, પણ ધરતીનો આધાર છોડશો નહીં. (કવિ ધરતીના વાસ્તવનિષ્ઠ કવિ છે. ગમે તેટલું ઊંચે ઊડો, પણ પગ તો ધરાતલ પર સ્થિર રહે તેમ કરજો. પાયો ન ગુમાવી બેસતા. આદર્શના વમળમાં વાસ્તવ સત્ય ન વિસરતા.) જે અડધી ઉઘડેલી આંખે જોયું છે-અર્ધસત્યો જોયાં

જાણ્યાં છે, તેને પૂર્ણ સત્યો માની બેઠા છીએ. જગતમાં બહુ બહુ જોયાનું ખોટું અભિમાન છે; પણ મબલખ પ્રમાણમાં અસત્યો જોયાં જાણ્યાં તેથી શું વળ્યું? ભલે થોડું પણ સત્ નિહાળ્યું છે? જીવનમાં રાત પડી, ત્યારે થયેલા પરિવર્તનને સવાર માની લીધું અને ભ્રમમય દશામાં આત્મા બહાર નીકળી પડયો. પરંતુ જ્ઞાનમય ઉષાને હજી ઘણી વાર છે પણ હવે જે થયું તે ગનીમત છે. હવે તો રુદિયાએ હિંમતમાં રહેવાનું અને આત્માએ અનહદમાં—અસીમમાં—નિઃસીમમાં (ચર્મચક્ષુથી જે દેખી શકાતું નથી એવા પારના પ્રદેશમાં) વિચરવાનું છે. અનહદમાં સંચરવા માટે જાણે આત્મા સજ્જ થતો હોય, નવા પ્રયાણ માટે હંસલો પાંખો ફફડાવતો હોય એવો કાવ્યનો લય છે. પરંપરા મુજબની લઢણ હોવા છતાં કાવ્યમાં વૈરાગ્ય નથી, પણ નવા પ્રયાણનો ઉત્સાહ સવિશેષ છે. ભજનનો લય, ભજનની પરિભાષા, ભજનનાં પ્રતીકો—એ બધા પર કવિને પ્રભુત્વ છે. રચના સર્વથા મૌલિક છે. વાણી પ્રાસાદિક છે. કસુંબીનો રંગ અહીં સ્વાભાવિક રીતે અધ્યાત્મ રંગમાં રૂપાંતર પામે છે. (મેઘાણીનું છેલ્લું સાહિત્યિક પ્રકાશન 'સોરઠી સંતવાણી' છે તે સૂચક છે.)

—ડૉ. ઇશ્વરલાલ ર. દવે

# પરિશિષ્ટ-૧

## પ્રથમ પંક્તિની સૂચિ

## (૫) લોકકથા

૩૩ ડોશીમાની વાતો, ૧૯૨૩
૩૪ સૌરાષ્ટ્રની રસધાર (ભા. ૧) ૧૯૨૩
૩૫ ,, ,, (ભા. ૨) ૧૯૨૪
૩૬ ,, ,, (ભા. ૩) ૧૯૨૫
૩૭ ,, ,, (ભા. ૪) ૧૯૨૭
૩૮ ,, ,, (ભા. ૫) ૧૯૨૭
૩૯ કંકાવટી (ભા. ૧) ૧૯૨૭
૪૦ દાદાજીની વાતો, ૧૯૨૭
૪૧ સોરઠી બહારવટિયા, (ભા. ૧) ૧૯૨૭
૪૨ સોરઠી બહારવટિયા, (ભા. ૨) ૧૯૨૮
૪૩ કંકાવટી (ભા. ૨) ૧૯૨૮
૪૪ સોરઠી સંતો, ૧૯૨૮
૪૫ સોરઠી બહારવટિયા, (ભા. ૩) ૧૯૨૯
૪૬ સોરઠી ગીતકથાઓ, ૧૯૩૧
૪૭ પુરાતન જ્યોત, ૧૯૩૮
૪૮ રંગ છે બારોટ, ૧૯૪૫

## (૬) લોકગીત

૪૯ રઢિયાળી રાત, (ભા-૧) ૧૯૨૫
૫૦ રઢિયાળી રાત, (ભા-૨) ૧૯૨૯
૫૧ રઢિયાળી રાત, (ભા-૩) ૧૯૨૭
૫૨ ચૂંદડી (ભા-૧) ૧૯૨૮
૫૩ હાલરડાં, ૧૯૨૮
૫૪ ચૂંદડી (ભા-૨) ૧૯૨૯
૫૫ ઋતુગીતો, ૧૯૨૯
૫૬ રઢિયાળી રાત, (ભા-૪) ૧૯૪૨
૫૭ સોરઠી સંતવાણી, ૧૯૪૭
૫૮ સોરઠિયા દુહા, ૧૯૪૭

## (૭) લોકસાહિત્ય-વિવેચન

૫૯ લોકસાહિત્ય, ૧૯૩૯
૬૦ લોકસાહિત્ય-પગદંડીનો પંથ, ૧૯૪૨
૬૧ ચારણો અને ચારણી સાહિત્ય, ૧૯૪૩
૬૨ ધરતીનું ધાવણ, ૧૯૪૪
૬૩ લોકસાહિત્યનું સમાલોચન, ૧૯૪૬

## (૮) જીવનકથા

૬૪ બે દેશદીપક, ૧૯૨૭
૬૫ ઠક્કર બાપા, ૧૯૩૯
૬૬ મરેલાંનાં રુધિર, ૧૯૪૨
૬૭ અકબરની યાદમાં, ૧૯૪૨
૬૮ આપણું ઘર, ૧૯૪૨

૬૯ પાંચ વર્ષનાં પંખીડાં, ૧૯૪૨
૭૦ આપણા ઘરની વધુ વાતો, ૧૯૪૨
૭૧ દયાનંદ સરસ્વતી, ૧૯૪૪
૭૨ કુરબાનીની કથાઓ, ૧૯૨૨

## (૯) આત્મકથન

૭૩ પરકમ્મા, ૧૯૪૬
૭૪ છેલ્લું પ્રયાણ, ૧૯૪૭
૭૫ લિ. સ્નેહાધીન ઝવેરચંદ (મેઘાણીના પત્રો) ૧૯૪૮

## (૧૦) ઇતિહાસ

૭૬ એશિયાનું કલંક, ૧૯૨૩
૭૭ હંગેરીનો તારણહાર, ૧૯૨૭
૭૮ મિસરનો મુક્તિસંગ્રામ, ૧૯૩૦
૭૯ સળગતું આયર્લેન્ડ, ૧૯૩૧
૮૦ ભારતનો મહાવીર પાડોશી, ૧૯૪૩
૮૧ ધ્વજ-મિલાપ, ૧૯૪૩

## (૧૧) પ્રવાસ

૮૨ સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં, ૧૯૨૮
૮૩ સોરઠના તીરે તીરે, ૧૯૩૩

## (૧૨) સાહિત્ય-વિવેચન અને લેખસંગ્રહ

૮૪ વેરાનમાં, ૧૯૩૫
૮૫ પરિભ્રમણ (ભા-૧) ૧૯૪૪
૮૬ સાંબેલાના સૂર, ૧૯૪૪
૮૭ પરિભ્રમણ (ભા. ૨) ૧૯૪૭
૮૮ ,, (ભા. ૩) ૧૯૪૭

# પરિશિષ્ટ–૩

## ઝવેરચંદ મેઘાણી : અભ્યાસસૂચિ

| ક્રમ | લેખનું નામ | લેખક | પુસ્તક/સામયિક | પૃ. નં. |
|---|---|---|---|---|
| | **વ્યકિતત્વ અને જીવન વિશે** | | | |
| ૧. | ઝવેરચંદ કા. મેઘાણી | હીરાલાલ પારેખ | 'ગ્રંથ અને ગ્રંથકાર', ભા. ૨ | ૨૬ |
| ૨. | ઝવેરચંદ મેઘાણી | કલાવતી વોરા | 'ગુજરાતના સાહિત્ય સર્જકો' | ૭૯ |
| ૩. | મેઘાણીભાઈ | ઉમાશંકર જોશી | 'ગોષ્ઠિ' | ૧૦૫ |
| ૪. | મેઘાણીભાઈ | મનસુખલાલ ઝવેરી | 'અભિગમ' | ૨૯૪ |
| ૫. | મેઘાણીભાઈ : ગુજરાતની વિભૂતિ | સુંદરમ્ | 'સંસ્કૃતિ' ૧૯૪૭ | |
| ૬. | મેઘાણી | દર્શક | 'કૌમુદી' ૧૯૩૬ | |
| ૭. | વ્યવહારુ સાક્ષર જીવનનો આદર્શ | ચુનીલાલ મડિયા | 'શાહમૃગ–સુવર્ણમૃગ' | |
| ૮. | ઝવેરચંદ મેઘાણીનું જીવનચિત્ર | ઉમાશંકર જોશી | 'સંસ્કૃતિ', મે–જૂન, ૧૯૫૧ | |
| ૯. | લાખોનો લાડકવાયો | રામપ્રસાદ બક્ષી | 'રુચિ', ફેબ્રુઆરી, '૬૪ | ૪૭ |
| ૧૦. | મહાદેવથી મોટેરા જોડે: મેઘાણીજી | સ્વામી આનંદ | 'મિલાપ', માર્ચ, ૧૯૭૦ | ૧૭ |
| ૧૧. | ટૂંકો મધુરો પરિચય | રમણલાલ એન્જિનિયર | 'ઊર્મિ અને નવરચના', ફેબ્રુ.'૪૭ | ૫૭ |
| ૧૨. | મરમી મેઘાણી | દુલાભાઈ કાગ | 'ઊર્મિ અને નવરચના' ફેબ્રુ.,'૭૨.<br>માર્ચ ,, | ૮૨૪<br>૮૫૮ |

| | | | |
|---|---|---|---|
| ૧૩. | ઝવેરચંદ મેઘાણી | બચુભાઇ રાવત | 'કુમાર', માર્ચ, ૧૯૪૭ |
| ૧૪. | હૃદયની વાતો વાંચનાર | ધીરુભાઇ | 'ઊર્મિ અને નવરચના', ફેબ્રુ.૧૯૪૭ ૬૦ |
| ૧૫. | પથ્થદીવડો | પન્નાલાલ પટેલ | 'ઊર્મિ અને નવરચના' ફેબ્રુ.૧૯૪૭ ૫૧ |
| ૧૬. | મેઘાણીભાઇનાં અરમાન અને નિરભિમાન | જયમલ્લ પરમાર | 'ઊર્મિ અને નવરચના', મે, ૧૯૭૨ ૧૨૯ |
| ૧૭. | મેઘાણીભાઇનાં દ્વંદ્વ અને સંવેદન | ,, ,, | ,, ,, જૂન, ૧૯૭૨ ૨૧૧ |
| ૧૮. | મરદ મેઘાણી | ,, ,, | ,, ,, જુલાઇ ૧૯૭૨ ૨૩૭ |
| ૧૯. | અમારા ઝવેરભાઇ | દરબાર વાજસુરવાળા | 'ઊર્મિ અને નવરચના', જાન્યુ. ૧૯૭૨ ૭૫૩ |
| ૨૦. | મેઘાણીભાઇ | બાબુભાઇ પ્રા. વૈદ્ય | 'મિલાપ', ઓગષ્ટ, ૧૯૬૭ પૂંઠું ૩ |
| ૨૧. | મેઘાણીભાઇનું મૂલ્યાંકન | ધૂમકેતુ | 'રુચિ', ફેબ્રુઆરી, ૧૯૬૪ ૩૮ |
| ૨૨. | સૌરાષ્ટ્રી સાહિત્યકાર | રા. વિ. પાઠક | 'સાહિત્યાલોક' |
| ૨૩. | યુગની વિવેકવંતી વંદના | ચુનીલાલ મડિયા | 'શાહમૃગ–સુવર્ણમૃગ' |
| ૨૪. | ધરતીનો કળાયેલ મોરલો | ડો. ધીરુભાઇ ઠાકર | 'મેઘાણી સ્મારક વ્યાખ્યાનો' ૧ |
| ૨૫. | મેઘાણીભાઇ | પુષ્કર ચંદરવાકર | ,, ,, ૨૧ |
| ૨૬. | ઝવેરચંદ મેઘાણીના ઘડતરનાં પ્રભાવક પરિબળો | ધનવંત ઓઝા | ,, ,, ૫૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૭. | મેઘાણીભાઇ | રા. વિ. પાઠક | 'મનોવિહાર' | |
| | **નિવાપાંજલિ** | | | |
| ૧. | લોકમાન્ય સાહિત્યકાર | અ. મ. રાવળ | 'ઉપચય' | ૨૩૩ |
| ૨. | મેઘાણીભાઇનું અવસાન | ઉમાશંકર જોશી | 'અભિરુચિ' | ૨૫૧ |
| ૩. | કસુંબી રંગના ઉપાસકને અંજલિ | ચુનીલાલ મડિયા | 'સંસ્કૃતિ,' ડિસે. ૬૫ | |
| | **કવિતા વિશે** | | | |
| ૧. | 'યુગવંદના' | મનસુખલાલ ઝવેરી | 'થોડા વિવેચન લેખો' | ૨૭૨ |
| ૨. | ,, | ડૉ. ચંદ્રકાંત મહેતા | 'કવિતાની રમ્ય કેડીએ' | |
| ૩. | ,, | ડૉ. પ્રવીણ દરજી | 'અભ્યાસ,' ઓકટો. '૬૮ | ૯૯ |
| ૪. | 'ચિતાની ઝાળ' | વિજયરાય વૈદ્ય | 'જૂઇ અને કેતકી' | ૧૨૮ |
| ૫. | 'ચિતાના અંગારા' ભા. ૨ | રા. વિ. પાઠક | 'સાહિત્ય વિમર્શ' | ૩૦૯ |
| ૬, | રા. મેઘાણીભાઇનાં સંગ્રામ ગીતો | વિજયરાય વૈદ્ય | 'જૂઇ અને કેતકી' | ૧૨૭ |
| ૭. | ત્રણ સુકવિઓ | સુંદરમ્ | 'અવલોકના' | ૧૧૩ |
| ૮. | કસુંબીનો કવિ | ધીરુભાઇ ઠાકર | 'રંગ કસુંબી' | ૧૨૩ |
| ૯. | શબ્દના સોદાગર | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | 'અન્વીક્ષા' | ૪૦ |
| ૧૦. | લોકરંગનો કવિ | ચંદ્રકાંત ટોપીવાળા | 'ઝવેરચંદ મેઘાણી' (સંપા.) | ૨૯૭ |
| ૧૧. | અનુવાદનું રસાયન | ભોળાભાઇ પટેલ | ,, ,, ,, | ૩૦૦ |
| ૧૨. | શ્રી મેઘાણીનાં કાવ્યપ્રવૃત્તિ | સુંદરજી બેટાઇ | 'સુવર્ણમેઘ' | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩. | ઝવેરચંદ મેઘાણી | ડૉ. જયંત પાઠક | 'આધુનિક કવિતાપ્રવાહ' | ૨૦૪ |

**કવિતાનો આસ્વાદ**

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | 'કસુંબીનો રંગ' | પ્રવીણ દરજી | 'અભ્યાસ,' માર્ચ, ૧૯૬૯ | ૩૪૦ |
| ૨. | 'ક્રાન્તિની ઝંખના' | બ. ક. ઠાકોર | 'આપણી કવિતા સમૃદ્ધિ' | ૨૧૬ |

**નવલકથા વિશે**

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | 'તુલસીક્યારો' | અ. મ. રાવળ | 'સમાલોચના' | ૧૧૬ |
| ૨. | ,, | ધનસુખલાલ મહેતા | 'આરામ ખુરશીએથી' | |
| ૩. | 'તુલસીક્યારો' મેઘાણીની શ્રેષ્ઠ કૃતિ | અશોકકુમાર પટેલ | 'ગ્રંથ' નવે. ૧૯૬૬ | ૪૯ |
| ૪. | 'તુલસીક્યારો' : એક વિસ્તૃત સમાલોચના | બાબુભાઈ આ. વૈદ્ય | 'ઊર્મિ,' ફેબ્રુઆરી, ૧૯૪૧ | ૭૧૯ |
| | | | ,, માર્ચ ,, | ૭૮૫ |
| | 'વેવિશાળ' | મંજુલાલ મજમુદાર | 'ગુજરાત સા. સભાની કાર્યવહી': ૧૯૩૮ | |
| | 'વેવિશાળ' | વિ. ર. ત્રિવેદી | ,, ,, ,,: ૧૯૩૯ | |
| | ,, | ધનસુખલાલ મહેતા | 'આરામ ખુરશીએથી' | |
| | 'રા' ગંગાજળિયો' | મંજુલાલ મજમુદાર | 'ગુજરાત સા. સભાની કાર્યવહી' : ૧૯૩૮ | |
| | 'સમરાંગણ' | ,, ,, | ,, ,, ,, ,, | |
| | 'અપરાધી' | ,, ,, | ,, ,, ,, ,, | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૭. | મેઘાણીભાઈ | ર. વિ. પાઠક | 'મનોવિહાર' | |
| | **નિવાપાંજલિ** | | | |
| ૧. | લોકમાન્ય સાહિત્યકાર | અ. મ. રાવળ | 'ઉપચય' | ૨૩૩ |
| ૨. | મેઘાણીભાઈનું અવસાન | ઉમાશંકર જોશી | 'અભિરુચિ' | ૨૫૧ |
| ૩. | કસુંબી રંગના ઉપાસકને અંજલિ | ચુનીલાલ મડિયા | 'સંસ્કૃતિ,' ડિસે. ૬૫ | |
| | **કવિતા વિશે** | | | |
| ૧. | 'યુગવંદના' | મનસુખલાલ ઝવેરી | 'થોડા વિવેચન લેખો' | ૨૭૨ |
| ૨. | ” | ડૉ. ચંદ્રકાંત મહેતા | 'કવિતાની રમ્ય કેડીએ' | |
| ૩. | ” | ડૉ. પ્રવીણ દરજી | 'અભ્યાસ,' ઑક્ટો. '૬૮ | ૯૯ |
| ૪. | 'ચિતાની ઝાળ' | વિજયરાય વૈદ્ય | 'જૂઈ અને કેતકી' | ૧૨૮ |
| ૫. | 'ચિતાના અંગારા' ભા. ૨ | ર. વિ. પાઠક | 'સાહિત્ય વિમર્શ' | ૩૦૯ |
| ૬, | ઝ. મેઘાણીભાઈનાં સંગ્રામ ગીતો | વિજયરાય વૈદ્ય | 'જૂઈ અને કેતકી' | ૧૨૭ |
| ૭. | ત્રણ સુકવિઓ | સુંદરમ્ | 'અવલોકના' | ૧૧૩ |
| ૮. | કસુંબીનો કવિ | ધીરુભાઈ ઠાકર | 'રંગ કસુંબી' | ૧૨૩ |
| ૯. | શબ્દના સોદાગર | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | 'અન્વીક્ષા' | ૪૦ |
| ૧૦. | લોકરંગનો કવિ | ચંદ્રકાંત ટોપીવાળા | 'ઝવેરચંદ મેઘાણી' (સંપા.) | ૨૯૭ |
| ૧૧. | અનુવાદનું રસાયન | ભોળાભાઈ પટેલ | ” ” ” | ૩૦૦ |
| ૧૨. | શ્રી મેઘાણીની કાવ્યપ્રવૃત્તિ | સુંદરજી બેટાઈ | 'સુવર્ણમેઘ' | |

| | | | |
|---|---|---|---|
| ૧૩. ઝવેરચંદ મેઘાણી | ડૉ. જયંત પાઠક | 'આધુનિક કવિતાપ્રવાહ' | ૨૦૪ |
| **કવિતાનો આસ્વાદ** | | | |
| ૧. 'કસુંબીનો રંગ' | પ્રવીણ દરજી | 'અભ્યાસ,' માર્ચ, ૧૯૬૯ | ૩૪૦ |
| ૨. 'ક્રાન્તિની ઝંખના' | બ. ક. ઠાકોર | 'આપણી કવિતા સમૃદ્ધિ' | ૨૧૬ |
| **નવલકથા વિશે** | | | |
| ૧. 'તુલસીક્યારો' | અ. મ. રાવળ | 'સમાલોચના' | ૧૧૬ |
| ૨. ,, | ધનસુખલાલ મહેતા | 'આરામ ખુરશીએથી' | |
| ૩. 'તુલસીક્યારો' મેઘાણીની કીર્તિદાકૃતિ | પ્રમોદકુમાર પટેલ | 'ગ્રંથ,' નવે. ૧૯૬૬ | ૪૯ |
| ૪. 'તુલસીક્યારો' : એક વિસ્તૃત સમાલોચના | બાબુભાઈ પ્રા. વૈદ્ય | 'ઊર્મિ,' ફેબ્રુઆરી, ૧૯૪૧<br>,, માર્ચ ,, | ૭૧૯<br>૭૮૫ |
| ૫. 'વેવિશાળ' | મંજુલાલ મજમુદાર | 'ગુજરાત સા. સભાની કાર્યવહી': ૧૯૩૮ | |
| ૬. 'વેવિશાળ' | વિ. ર. ત્રિવેદી | ,, ,, ,,: ૧૯૩૯ | |
| ૭. ,, | ધનસુખલાલ મહેતા | 'આરામ ખુરશીએથી' | |
| ૮. 'રા' ગંગાજળિયો' | મંજુલાલ મજમુદાર | 'ગુજરાત સા. સભાની કાર્યવહી' : ૧૯૩૮ | |
| ૯. 'સમરાંગણ' | ,, ,, | ,, ,, ,, ,, | |
| ૧૦. 'અપરાધી' | ,, ,, | ,, ,, ,, ,, | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧. | 'રા' ગંગાજળિયો' | વિ. ર. ત્રિવેદી | ,, ,, ,, ૧૯૩૯ | |
| ૧૨. | 'બીડેલાં દ્વાર' | ,, | ,, ,, ,, ,, | |
| ૧૩. | ,, ,, | અ. મ. રાવળ | ,, ,, ,, ૧૯૪૬ | |
| ૧૪. | 'સત્યની શોધમાં' | અ. મ. રાવળ | 'ગ્રંથસ્થ વાઙ્‌મય' | ૩૫૭ |
| ૧૫. | 'કાળચક્ર' | ,, | ,, ,, | |
| ૧૬. | 'વસુંધરાના વહાલાં–દવલાં' | ,, | ,, ,, | ૩૬ |
| ૧૭. | 'સોરઠ, તારાં વહેતાં પાણી' | ,, | ,, ,, | ૩૪ |
| ૧૮ | ,, ,, | સુંદરમ્ | 'અવલોકના' | ૪૫૭ |
| ૧૯. | ,, ,, | ગુલાબદાસ બ્રોકર | 'રૂપસષ્ટિમાં' | ૩૦૭ |
| ૨૦. | ,, ,, | સુમન શાહ | 'અભ્યાસ', સપ્ટેમ્બર, ૧૯૬૭ | |
| ૨૧. | ખલનાયક લેખકને શોધે છે ('વેવિશાળ') | ડૉ. ઇ. ર. દવે | 'સાહિત્યગોષ્ઠિ' | ૧ |
| ૨૨. | મેઘાણીની વાસ્તવદર્શી એ નવલકથાઓ | ધીરજલાલ શાહ | 'બુદ્ધિપ્રકાશ', એપ્રિલ-જૂન, ૧૯૩૭ | ૧૬૫ |
| ૨૩. | મેઘાણીની નવલકથાઓ | પ્રમોદકુમાર પટેલ | 'ઝવેરચંદ મેઘાણી' (સંપા.) | ૪૬ |
| ૨૪. | 'નિરંજન' | 'સુંદરમ્' | 'અવલોકના' | ૩૬૦ |

**નવલિકા વિશે**

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | 'વિલોપન' | અ. મ. રાવળ | 'ગ્રંથસ્થ વાઙ્‌મય', 'સમાલોચના' | ૨૩૦ |

| ક્રમ | લેખ | લેખક | ગ્રંથ / સામયિક | પૃષ્ઠ |
|---|---|---|---|---|
| ૨. | 'માણસાઈના દીવા' | શંકરપ્રસાદ રાવળ | 'ફાર્બસ' ત્રૈમાસિક,ઓકટો.ડિસે.૧૯૪૮ | |
| ૨.(A) | ,, | અ. મ. રાવળ | 'સમાલોચના' | ૨૨૫ |
| ૩. | 'સંસ્કૃતિ સુધારનો કિંમતી દસ્તાવેજ' | કાકા કાલેલકર | પ્રસ્તાવના : 'માણસાઈના દીવા' | ૨૦ |
| ૪. | 'દરિયાપારના બહારવટિયા' | અ. મ. રાવળ | 'ગ્રંથસ્થ વાઙ્મય' | ૩૨૬ |
| ૫. | 'આપણા ઉંબરમાં' | મંજુલાલ મજમુદાર | સા. સ. કાર્યવહી, ૧૯૩૮ | |
| ૬. | બહારવટિયાઓનાં ધાડ અને મધ્યકાલીન ખુમારી | ઇ. ર. દવે | 'ટૂંકી વાર્તા : શિલ્પ અને સર્જન' | ૪૫ |
| ૭. | મેઘાણી અને બીજા | ડો. પાઠક, પ્રો. શુકલ | 'ટૂંકી વાર્તા: સ્વરૂપ અને સાહિત્ય' | |
| ૮. | મેઘાણીની નવલિકાઓ | રમણલાલ પાઠક | 'ઝવેરચંદ મેઘાણી' (સંપા.) | ૭૧ |

**નાટક વિશે**

| ક્રમ | લેખ | લેખક | ગ્રંથ / સામયિક | પૃષ્ઠ |
|---|---|---|---|---|
| ૧. | 'રાણો પ્રતાપ' | અ. મ. રાવળ | 'સમાલોચના' | ૩૦૮ |
| ૨. | 'રાજારાણી' | ,, | ,, | ૩૦૯ |
| ૩. | મેઘાણીભાઈ-નટ અને નાટકકાર | કપિલ ઠક્કર | 'ઊર્મિ' અને નવરચના' ફેબ્રુ. ૧૯૪૭ | ૫૩ |
| ૪. | મેઘાણીનાં નાટકો–અનુવાદો | ડો. મહેશ ચોકસી | 'ગુજ.ના.સા.નો ઉદ્ભવ અને 'વિકાસ' | ૧૩૯<br>૨૯૪<br>૪૧૧ |

## વિવેચન વિશે

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | 'લોકસાહિત્ય' | અ. મ. રાવળ | 'સમાલોચના' | ૪૫૯ |
| ૨. | 'ધરતીનું ધાવણ' | ,, | ,, | ૪૬૦ |
| ૩. | 'લોકસાહિત્યનું સમાલોચન' | ,, | 'ગ્રંથસ્થ વાઙ્મય' | ૫૩૧ |
| ૪. | 'પરિભ્રમણ' | ,, | 'સમાલોચના' | ૪૫૩ |
| ૫. | 'પરિભ્રમણ'–૨–૩ | ,, | ,, | ૪૫૬ |
| ૬. | 'પરકમ્મા' | ,, | 'ગ્રંથસ્થ વાઙ્મય' | ૪૫૭ |
| ૭. | 'ચારણો અને ચારણી સાહિત્ય' | હસમુખલાલ કાજી | ગુ.સા.સ.ની કાર્યવહી, '૪૩ | |
| ૮. | રંગદર્શી આલોચક | મનસુખલાલ ઝવેરી | 'અભિગમ' | ૨૯૮ |
| ૯. | મેઘાણીની વિવેચનપ્રવૃત્તિ | જયંત કોઠારી | 'ઉપક્રમ' | |

## લોકસાહિત્ય વિશે

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | 'કંકાવટી' | રા. વિ. પાઠક | 'સાહિત્ય વિમર્શ' | ૩૦૯ |
| ૨. | 'સોરઠી સંતવાણી' | અ. મ. રાવળ | 'ગ્રંથસ્થ વાઙ્મય' | ૪૫૦ |
| ૩. | 'સોરઠિયા દુહા' | ,, | ,, ,, | ૪૫૨ |
| ૪. | 'રંગ છે બારોટ' | ,, | ,, ,, | |
| ૫. | 'કંકાવટી' | વિ. ર. ત્રિવેદી | 'વિવેચના' | |
| ૬. | 'સોરઠી બહારવટિયા'–૨ | સુંદરમ્ | 'અવલોકના' | ૩૧૯ |
| ૭. | 'સોરઠી સંતો'–૧ | ,, | ,, | ૩૨૦ |

| | | | |
|---|---|---|---|
| ૮. 'સૌરાષ્ટ્રની રસધાર'–૧ | ,, | ,, | ૩૩૧ |
| ૯. 'સૌરાષ્ટ્રની રસધાર'–૨ | ,, | ,, | ૪૫૬ |
| ૧૦. હજારેક શબ્દોમાં ('ઋતુગીતો') | વિજયરાય વૈદ્ય | 'જૂઈ અને કેતકી' | ૨૦૧ |
| ૧૧. સોરઠી જીવનનો સા. કાર ભાષાન્તર અને લોકસાહિત્ય | વિ. મ. ભટ્ટ | 'નિકષરેખા' | |
| ૧૨. લોકસાહિત્યમાં રેંટિયાનું ગુંજન | જ્યોત્સ્ના ખંડેરિયા | 'ઊર્મિ અને નવરચના,' સપ્ટે. ૧૯૪૩ | ૧૪૯ |
| ૧૩. મેઘાણી: લોકસાહિત્યનો યુગપ્રવર્તક | જયમલ્લ પરમાર | 'ઊર્મિ અને નવરચના,' ડિસે. ૧૯૭૧ | ૬૭૧ |
| ૧૪. રસધાર અને મેઘાણી | પ્રભુદાસ પ્રા. ઠક્કર | 'પ્રસ્થાન'નો વધારો, ૬–૨; ૧૯૨૮ | ૧૦૧ ૧૦૬ |
| ૧૫. મેઘાણીનું લોકસાહિત્ય સંશોધન | ડૉ. ઇ. ર. દવે | 'સાહિત્ય ગોષ્ઠિ' | ૫૧ |
| ૧૬. લોકસાહિત્યકાર મેઘાણી | પુષ્કર ચંદરવાકર | 'ઝવેરચંદ મેઘાણી' (સંપા.) | ૮૭ |


## ચરિત્રસાહિત્ય વિશે


| | | | |
|---|---|---|---|
| ૧. પરિભ્રમણ અને છેલ્લું પ્રયાણ | ઉમાશંકર જોષી | 'અભિરુચિ' | ૧૮૮ |
| ૨. ઝવેરચંદ મેઘાણીનો ફાળો | ડૉ. ઉપેન્દ્ર ભટ્ટ | 'ચરિત્ર સાહિત્ય : સ્વરૂપ અને વિકાસ' | ૧૧૪ |


## પ્રવાસસાહિત્ય વિશે


| | | | |
|---|---|---|---|
| ૧. 'સોરઠને તીરે તીરે' | વિ. મ. ભટ્ટ | 'ગુજ. સા. સભાની કાર્યવાહી,' ૧૯૩૩ | |

| | | | |
|---|---|---|---|
| ૨. ‘સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં’ | અ. મ. રાવળ | ‘ગ્રંથસ્થ વાઙ્‌મય’ | ૬૮ |

**પત્રસાહિત્ય વિશે**

| | | | |
|---|---|---|---|
| ૧. મેઘાણીના પત્રો | રામપ્રસાદ શુક્લ | ‘ગુજ. સા. સભાની કાર્યવહી,’ ૧૯૪૮ | |
| ૨. સોરઠી જીવનનો સાહિત્યકાર : પત્રકાર | વિ. મ. ભટ્ટ | ‘નિકષરેખા’ | |
| ૩. પત્રકાર મેઘાણીભાઇનાં સંભારણાં | જયમલ્લ પરમાર | ‘ઊર્મિ અને નવરચના,’ એપ્રિલ, ૧૯૭૨ | ૬૫ |
| ૪. લિ. સ્નેહાધીન ઝવેરચંદ | અ. મ. રાવળ | ‘સમાલોચના’ | ૫૧૭ |

**પ્રકીર્ણ**

| | | | |
|---|---|---|---|
| ૧. ‘હંગેરીનો તારણહાર’ | અ. મ. રાવળ | ‘ગ્રંથસ્થ વાઙ્‌મય’ | |
| ૨. રેલગાડીની સૃષ્ટિ’ | ” | ” | |
| ૩. ‘વસંત-રજબ સ્મારક ગ્રંથ’ | ” | ” | |

**સમગ્રદર્શી અભ્યાસ-સળંગ પુસ્તકો-વિશિષ્ટ લેખો**

| | | |
|---|---|---|
| ૧. સોરઠી જીવનનો સાહિત્યકાર : સર્જન | વિ. મ. ભટ્ટ | ‘નિકષરેખા’ |
| ૨. ‘મેઘાણી : જીવન અને સાહિત્ય’ | ડૉ. જયંત પાઠક<br>ડૉ. જયંત પટેલ | |
| ૩. ‘ઝવેરચંદ મેઘાણી’ | ડૉ. જયંત જોષી | |

| | | | | |
|---|---|---|---|---|
| ૪. | મેઘાણી સ્મૃતિગ્રંથ | સંપા. રા.વિ. પાઠક ઉમાશંકર જોષી | મેઘાણી સ્મારક સમિતિ, મુંબઇ. | |
| ૫. | મેઘાણી સ્મૃતિઅંક | સંપા.ગુણવંતરાય આચાર્ય ચુનીલાલ મડિયા | બગસરા સમિતિ | |
| ૬. | મેઘાણી સ્મૃતિઅંક 'ઊર્મિ અને નવરચના' | સંપા. છ. મો. દવે | એપ્રિલ, ૧૯૪૭ | |
| ૭. | સૌનો લાડકવાયો | સંપા. વાડીલાલ ડગલી યશવંત દોશી | સી. શાંતિલાલની કું. | ૧૯૪૭ |
| ૮. | ઝવેરચંદ મેઘાણી | સંપા. જયમલ્લ પરમાર નિરંજન વર્મા | 'ફૂલછાબ' કાર્યાલય | |
| ૯. | મેઘાણી સ્મારક વ્યાખ્યાનો | મેઘાણી સન્માન સમિતિ | રવાણી પ્રકાશન ગૃહ, ૧૯૬૩ | |

**પૂરવણી**

| | | | | |
|---|---|---|---|---|
| | કલ્લોલ' | અ. મ. રાવળ | 'ગ્રંથસ્થ વાઙ્મય' | ૧૦ |
| ૨. | 'રવીન્દ્ર વીણા' | " | " " | ૧૫૧ |
| ૩. | મેઘાણી | ઇશ્વર પેટલીકર | 'ગોમતી ઘાટ' | |
| ૪. | 'વેવિશાળ' : એક સમીક્ષા | અમૃત રાણિંગા | | |
| ૫. | 'વેવિશાળ' : એક રસલક્ષી વિવેચન | જનાર્દન ભટ્ટ | | |
| ૬. | કસુંબલ રંગ (મેઘાણીનું જીવનચરિત્ર) | કનુભાઇ જાની | 'કુમાર,' જૂન, જુલાઇથી ડિસે. ૭૨, જાન્યુ.થી સપ્ટે. ૧૯૭૩ | |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૩ | ૧૦ | આસાનાથી | આસાનીથી |
| ૨૩ | ૨ | Rhime | Rhine |
| ૩૧ | ૨૩ | સધેડા | સંધેડા |
| ૫૦ | ૨૦ | જ્વલ | જ્વાલા |
| ૫૯ | ૯ | મય | સમય |
| ૮૫ | ૪ | શબ્દ | શબ્દ |
| ૯૧ | ૧૨ | માન ની | માનવની |
| ૧૦૫ | ૨ | ચ્ત્રોની | ચૈત્રની |
| ૧૨૩ | ૧ | અ ભને | આભને |
| ૧૭૫ | ૧૧ | એ:ડાવે | ખોડાવો |
| ૧૯૩ | ૧૩ | આપણે | સુધી આપણે |
| ૨૦૧ | ૩ | ળ | મૂળ |
| ૨૦૩ | ૧૮ | એટલી | આટલી |
| ૨૧૦ | ૧૦ | આપી | આ : પી |
| ૨૨૩ | ૫ | પર | પરે |
| ૨૨૫ | ૧૬ | ધણુ | ધણુ રે |